# Shri Chunilal Gandhi Vidyabhavan Studies



| | | Rs. |
|---|---|---|
| 1 | Gold and Silver Thread Industry in Surat : D. R. Gadgil and R. K. Patil (1953) | 1-50 |
| 2 | The Vidūṣaka : Theory and Practice : J. T. Parikh | 1-00 |
| 3 | A Study of Population in Surat District : S. G. Kanabur | 1-00 |
| 4 | Anyoktistabaka : J. T. Parikh and R. G. Asti | 2-00 |
| 5 | Sarasvatichandra : A Critical Estimate : R. I. Patel | 2-00 |
| 6 | Gold and Silver Thread Industry of Surat : A Socio-Economic Survey (1955) : R. K. Patil | 3-00 |
| 7 | History of the Co-operative Movement in Surat District (1945-54) R. N. Bhatt | 5-00 |
| 8 | A Report on the working of Co-operative Farming Societies in Gujarat with Special Reference to Surat District (1958) : M. R. Kotdawala | 5-00 |
| 9 | The Novels of Munshi : R. I. Patel | 2-00 |
| 10 | Sahitya Mimamsa (*A Collection of Essays in Gujarati Literary Criticism*) : V. R. Trivedi and J. T. Parikh Parts I & II | Rs. 3-50 & 4-00 |
| 11. | Adhunik Kavitapravaha : J. H. Pathak | 5-00 |
| 12 | S'uddhādvaitamate Brahmatattvanirūpaṇam : A. D. Shastri | 1-50 |
| 13 | The Tragedy of Shah Jehan : J. M. Shelat | 1-00 |
| 14 | Mahakavi Bhavabhuti : J. T. Parikh | 0-50 |
| 15 | Nirukta : Eka Adhyayana : A. D. Shastri | 1-00 |
| 16 | Pāribhāṣik S'abdo-Bhaṣās'āstra | 0-25 |
| 17 | Gauḍapādakārikā : A. D. Shastri | 1-00 |
| 18 | Arabic-Gujarati Dictionary-I and II : T. H. Samshi | 30-00 |
| 19 | Shrimad Bhagavadgita (Reprint) : M. N. Dwivedi | 10-00 |
| 20 | Purushottamji-A Study : A. D. Shastri | 20-00 |
| 21 | Sāṁkhya-Kārikā : A. D. Shastri | 7-00 |
| 22 | Siddhāntasāra : (Reprint) M. N. Dwivedi | 8-00 |

વી. ટી. ચોકસી સંસ્કૃત ગ્રંથશ્રેણી – પુસ્તક ૪

નિઘણ્ટુ અને

# નિરુક્ત

(અ. ૧. ૨, ૪ અને ૭)

: સંપાદકો :

ડૉ. અરુણચંદ્ર દે. શાસ્ત્રી એમ. એ., પી.એચ. ડી.
રાજેન્દ્ર ઈ. નાણાવટી એમ. એ.




सं पूषन् विदुषा नय ।

૧૯૭૨

ચુનીલાલ ગાંધી વિદ્યાભવન, સૂરત.
સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી, સૂરત.



## શ્રી વિઠ્ઠલદાસ ઠાકોરદાસ ચોકસી

આ ગ્રંથશ્રેણી સાથે જેમનું નામ જોડાયેલુ છે તે શ્રી વિઠ્ઠલદાસ ઠાકોરદાસ ચોકસી (૧૮૯૧–૧૯૩૦) એક ઉદારચિત્ત સેવાભાવી સજ્જન હતા. સૂરતના વૈષ્ણવ કુટુંબમાં જન્મેલા આ સદ્‌ગૃહસ્થ ધર્મ અને સંસ્કૃતિના વિષયમાં ઉચ્ચ રુચિ અને અનુરાગ ધરાવતા હતા. કુશળ વેપારી હોવા સાથે તેઓ ધાર્મિક વૃત્તિના હતા અને આધ્યાત્મિક શાંતિની ખોજમાં એમણે અનેક યાત્રાઓ કરી હતી. તેત્રીસ વર્ષના યુવાન વયે એમણે તેમજ એમનાં પત્નીએ વાસુદેવ સ્વામી પાસે રામાનુજના શ્રીસંપ્રદાયની દીક્ષા લીધી હતી. શ્રી ચોકસીએ તેમના ટૂંકા જીવનકાળ દરમ્યાન ભૌતિક અને ધાર્મિક ક્ષેત્રે નોંધપાત્ર સિદ્ધિઓ પ્રાપ્ત કરી હતી. એમણે ધન અને માન મેળવ્યાં ને ઉદારતાપૂર્વક જ્ઞાતિ અને સંપ્રદાયના ભેદભાવ વગર અનેક શૈક્ષણિક અને સાંસ્કૃતિક સંસ્થાઓને બહોળે હાથે દાન આપ્યાં. તેઓ સંસ્કૃતના અત્યંત અનુરાગી હતા અને સંસ્કૃત ભાષાના ઉત્કર્ષ માટે સદા પ્રયત્નશીલ રહેતા. આપણી શિક્ષણવ્યવસ્થામાં ધાર્મિક શિક્ષણને સ્થાન આપવાની તેઓ હમેશાં હિમાયત કરતા. શ્રી વિઠ્ઠલદાસ ચોકસી તેમની ઉદારતાથી ને ઉદાત્ત તેમજ પવિત્ર પ્રવૃત્તિઓ માટેના અનુરાગથી દેશજનોની સ્મૃતિમાં હમેશાં જીવંત રહેશે.

# પ્રકાશકનું નિવેદન

ડૉ. એ. ડી. શાસ્ત્રી અને શ્રી રાજેન્દ્ર નાણાવટીએ સંપાદન કરેલ યાસ્કકૃત નિરુક્તના અધ્યાય ૧, ૨, ૪ અને ૭ શ્રી વી. ટી. ચોકસી સંસ્કૃત ગ્રંથશ્રેણીમાં પ્રગટ કરતાં આનંદ થાય છે. વેદાંગોમાંના આ અત્યંત પ્રાચીન અને મહત્ત્વના ગ્રંથનું ઉપોદ્‌ઘાત, અનુવાદ, ટિપ્પણ વગેરે સાથેનું આ સંપાદન સ્પષ્ટ રીતે ઠીક ઠીક શ્રમપૂર્વક થયેલું છે, અને તેથી ગ્રંથનો મર્મ સમજવામાં અભ્યાસીઓને સરળતા થશે એવી આશા છે.

આ પ્રસંગે અમે શ્રી વી. ટી. ચોકસી ટ્રસ્ટનાં ટ્રસ્ટીઓનો તથા આ ગ્રંથના સંપાદકોનો હૃદયથી આભાર માનીએ છીએ.

# પ્રસ્તાવના

ચૂનીલાલ ગાંધી વિદ્યાભવનની શ્રી વી. ટી. ચોકસી સંસ્કૃત શ્રેણીમાં યાસ્કકૃત નિરુક્તના અધ્યાય ૧, ૨, ૪ અને ૭ નું આ અધિકૃત સંપાદન પ્રગટ થઈ શકે છે તેનો અમને આનંદ છે. શ્રી વી. ટી. ચોકસી સંસ્કૃત ગ્રંથશ્રેણીનાં પ્રકાશનોની પાછળ મુખ્ય ઉદ્દેશ અધ્યયન અને સંશોધનનો રહ્યો હોય છે અને એ લક્ષ્યને યથાશક્તિ સિદ્ધ કરવાનો અમે નમ્ર પ્રયાસ કર્યો છે. ગ્રંથ ઉપર દૃષ્ટિ કરતાં વિદ્વાનોને જણાશે કે ઉપોદ્ઘાત, ટિપ્પણ અને નિર્વચનસૂચિમાં અમે અનેક સ્થળોએ પુરોગામીઓના અભિપ્રાયોને તપાસીને તેમનું તારતમ્ય દર્શાવવા ઉપરાંત આવશ્યક જણાયું ત્યાં સ્વતંત્ર અર્થઘટનો આપવાના પણ પ્રયાસ કર્યાં છે

સાથે જ, સંસ્કૃતના ઉચ્ચતર અભ્યાસક્રમમાં બધે જ નિરુક્તના આ ચાર અધ્યાય લગભગ હંમેશાં નિયત થતા હોવા છતાં ગુજરાતી ભાષામાં એનું કોઈ પ્રમાણિત સંપાદન પ્રાપ્ય નહોતું એ ઊણપ પણ આથી પુરાશે એવી આશા રાખીએ છીએ. અનુકૂળતા હોય તો ભવિષ્યમાં નિરુક્તના બાકીના અધ્યાયો પણ આ રીતે પ્રગટ કરવાની ધારણા છે.

આ પ્રકારના ગ્રંથોમાં પુરોગામી વિદ્વાનોનાં અર્થઘટનો અને અભિપ્રાયોની નોંધ લેવી અનિવાર્ય ગણાય, છતાં એવા વિદ્વાનોમાં પણ ડૉ. લક્ષ્મણ સરૂપ, ડૉ. સ્કોલ્ડ અને ડૉ. સિધ્ધેશ્વર વર્માનો સાભાર ઉલ્લેખ કરવો આવશ્યક લાગે છે.

ચૂનીલાલ ગાંધી વિદ્યાભવનના અધ્યક્ષે આ પ્રકાશન પોતાની શ્રી વી. ટી. ચોકસી સંસ્કૃત ગ્રંથશ્રેણીમાં કરવાનું સ્વીકાર્યું તે માટે અમે તેમના આભારી છીએ.

ઑગસ્ટ, '૭૨ — સંપાદકો

# અનુક્રમ

## (૧) નિરુક્ત અને વેદાંગો :

આચાર્ય યાસ્ક નિરુક્તમાં વેદાંગોનો ઉલ્લેખ આ પ્રમાણે કરે છે :

साक्षात्कृतधर्माण ऋषयो बभूवुस्तेऽपरेभ्योऽसाक्षात्कृतधर्मभ्य उपदेशेन मन्त्रान्संप्रादुरुपदेशाय ग्लायन्तोऽवरे बिल्मग्रहणायेमं ग्रन्थं समाम्नासिषुर्वेदञ्च वेदाङ्गानि च । (नि. १-२०)

અહીં યાસ્ક 'આ ગ્રન્થ', વેદ અને વેદાંગોની પૂર્વભૂમિકા ત્રણ તબક્કાઓમાં સમજાવે છે :

૧. કેટલાક એવા ઋષિઓ થઈ ગયા જેમણે ધર્મને સાક્ષાત્ કર્યો હતો અર્થાત્ જેઓ આપોઆપ ધર્મ જાણી શકતા હતા. આ બધા ધર્મનું દર્શન કરનારા ઋષિઓ હતા.

૨. ત્યાર પછીના ઋષિઓ ધર્મનું સાક્ષાત્ દર્શન કરી શકતા ન હોવાથી સાક્ષાત્ દર્શન કરનારા ઋષિઓએ તેમને ઉપદેશ દ્વારા મન્ત્રોનું પ્રદાન કર્યું જેથી તેઓ શ્રવણ કરીને ધર્મ પ્રાપ્ત કરી શકે.

૩. આ રીતે શ્રવણ કરનાર ઋષિઓએ જોયું કે પશ્ચાત્કાલીન મનુષ્યો ઉપદેશ ગ્રહણ કરી શકશે નહિ. આથી તેમના પર અનુકમ્પા લાવીને તેમણે 'આ ગ્રન્થ', વેદ અને વેદાંગનો સંગ્રહ કર્યો.

આ અવતરણ અંગે નીચેની કેટલીક બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે :

૧. અહીં યાસ્ક 'समाम्नासिषुः' એવો શબ્દ વાપરે છે. આપ્ટેના શબ્દ-કોશમાં–सम् + आ + म्नानो અર્થ આ પ્રમાણે આપેલો છે. "1. to repeat. 2. to lay down, prescribe." समाम्नासिषुः નો અર્થ 'રચના કરવામાં આવી' એવો કરવો યોગ્ય નથી. પણ 'સંગ્રહ કરવામાં આવ્યો' એવો અર્થ લેવો જોઈએ. આમ ત્રીજા તબક્કામાં વેદ, વેદાંગોનો સંગ્રહ કરવામાં આવ્યો, અહીં વેદ એટલે સંહિતાઓ અને વેદાંગો એ બન્ને સાથે જ મૂકવામાં આવ્યાં છે એ ધ્યાનમાં રાખવા જેવું છે.

૨. 'इमं ग्रन्थम्' એ દ્વારા યાસ્ક નિઘંટુનો ઉલ્લેખ કરે છે, પણ એને વેદાંગોથી જુદું પાડીને નોંધ કરે છે. 'वेदाङ्गानि' સમજાવતાં દુર્ગાચાર્ય इतराणि

એમ જણાવે છે. આપણે એમ સમજી શકીએ કે નિઘંટુ પર ભાષ્ય કરતા હોવાથી યાસ્ક બીજાં વેદાંગોથી આને જુદું પાડે છે; જો કે वेदाङ्गानि અને इमं ग्रन्थम् એ એનો નિર્દેશ જુદો કરવામાં આવ્યો છે એ વાત ધ્યાનમાં રાખવા જેવી તો છે જ.

વેદાંગો વેદના અભ્યાસને માટે સહાયકારક શાસ્ત્રો છે. આજે આપણે જેને વેદાંગો કહીએ છીએ તે ગ્રન્થો ઉપરના અવતરણમાં આપણે સમજવાના નથી એ તો સ્વાભાવિક છે. આજે તો આપણે પાણિનિની અષ્ટાધ્યાયીને પણ વેદાંગ વ્યાકરણના ગ્રન્થ તરીકે ગણીએ છીએ. પણ અષ્ટાધ્યાયીમાં પ્રશિષ્ટ સંસ્કૃત વ્યાકરણનું પ્રાધાન્ય છે, વૈદિક વ્યાકરણનું નથી. ઉપરાંત સામાન્ય રીતે વિદ્વાનો એમ માને છે કે પાણિનિ યાસ્કના અનુગામી છે, પુરોગામી નહિ. આવી જ સ્થિતિ બધા વેદાંગ ગ્રન્થોની છે, એટલે આજે આપણે જે ગ્રન્થોને વેદાંગો કહીએ છીએ તેમનો ઉલ્લેખ યાસ્ક અહીં કરે છે એમ માની શકાય એવું નથી. તો પછી યાસ્ક વેદાંગ સાહિત્યથી કયા ગ્રન્થોનો ઉલ્લેખ કરતા હશે એ વિચારવા જેવું છે. નિરુક્તને આધારે આપણે કહી શકીએ કે યાસ્કે શાકલ્યનો પદપાઠ, કાઠક અને હારિદ્રવક જેવાં કલ્પસૂત્રો, પ્રાતિશાખ્યોના સ્વરૂપના ગ્રન્થો તેમજ પિંગળ અંગેના કેટલાક ગ્રન્થોનો અભ્યાસ કર્યો હશે. અર્થાત્ એમના સમય પહેલાં આવા ગ્રન્થો રચાયા હોવાનો સંભવ છે. આ ઉપરાંત નિરુક્તમાં ગાર્ગ્ય આદિ વૈયાકરણો, ઔપમન્યવ, શાકપૂણિ આદિ નૈરુક્તો, ઐતિહાસિકો, યાજ્ઞિકો વગેરેનો ઉલ્લેખ થયો છે, અને તેથી એ લેખકોની બધી રચનાઓની પણ એમને ખબર હશે એમ કહી શકાય. આ બધું જોતાં એમ લાગે છે કે યાસ્ક જાતે વેદાંગ શબ્દનો અર્થ ઘણો વિશાળ કરતા હશે. એ શબ્દ દ્વારા માત્ર અમુક ચોક્કસ ગ્રન્થો એઓ સમજતા હોય એમ માનવું યોગ્ય નથી. આમ વેદાંગ એટલે સામાન્ય રીતે જે કોઈ અધ્યયન-જે કોઈ શાસ્ત્ર વેદના અધ્યયનમાં સહાયક થઈ પડે, વેદનું અંગભૂત બને તે એવો સામાન્ય અર્થ અહીં કરવો જોઈએ. આપણે ઉપર જોયું કે યાસ્ક વેદ અને વેદાંગ બન્નેના સંગ્રહના ત્રીજા તબક્કામાં એ બન્નેને સાથે જ મૂકે છે. આ પરથી એક અગત્યનો મુદ્દો એ ફલિત થાય છે કે પ્રાચીન કાળથી એટલે કે મન્ત્રદર્શન કે મન્ત્રશ્રવણના સમયથી જ એ મન્ત્રોને સમજવા માટે અમુક પરંપરાગત સિદ્ધાન્તો પણ નક્કી કરવામાં આવ્યા હોય એ સંભવિત છે અને પાછળથી જ્યારે વેદમન્ત્રોને સંહિતાનું સ્વરૂપ આપવામાં આવ્યું તે વખતે સિદ્ધાન્તોને પણ અમુક વ્યવસ્થિત સ્વરૂપ આપવામાં આવ્યું હોય અને વેદાંગ એવું નામ આપવામાં આવ્યું હોય એમ માનવું ખોટું નથી. સંહિતાની

રચના પછી વેદાંગોનો ઉદ્ભવ થયો એમ માનવાને બદલે એ બન્નેની રચનાં-પ્રક્રિયા સાથે જ ચાલુ હતી એમ માનવું યોગ્ય છે.

એક પ્રશ્ન એ પણ વિચારી લેવો જોઈએ કે નિરુક્તનું વેદાંગ સાહિત્યમાં શું સ્થાન છે. નિરુક્તનાં પ્રયોજનો સમજાવતાં યાસ્ક નીચેના મુદ્દાઓ આપે છે :

૧. નિરુક્તના જ્ઞાન વગર મન્ત્રોમાં અર્થનું જ્ઞાન થઈ શકે નહિ. અર્થના જ્ઞાન વગર મન્ત્રોના સ્વરાદિ તથા વ્યાકરણવિષયક સંસ્કાર જાણી શકાય એમ નથી. આમ હોવાથી નિરુક્ત વ્યાકરણનું પૂરક છે. યાસ્કના શબ્દમાં કહીએ તો-અથાપીદમન્તરેણ મન્ત્રેષ્વર્થપ્રત્યયો न विद्यतेऽर्थमप्रतीयतो नात्यन्तं स्वरसंस्कारोद्देशस्तदिदं विद्यास्थानं व्याकरणस्य कात्स्न्यं स्वार्थसाधकञ्च । છેલ્લા શબ્દ દ્વારા યાસ્ક કહે છે કે નિરુક્ત વ્યાકરણનું પૂરક શાસ્ત્ર છે, એટલું જ માત્ર નથી પણ સ્વતંત્ર રીતે પણ ઉપયોગી છે.

૨. નિરુક્તના અભ્યાસ વગર પદવિભાગ થઈ શકતો નથી. પદપાઠ કરતી વખતે અવગ્રહ ક્યાં મૂકવો, સન્ધિનો વિગ્રહ કેમ કરવો વગેરે જાણવા માટે નિરુક્ત આવશ્યક છે.

૩. યજ્ઞક્રિયામાં અમુક મંત્રમાં કયા દેવતાનું સ્તવન કરવામા આવ્યું છે તે જાણવા માટે પણ નિરુક્ત જરૂરી છે. દેવતાઓના લિંગજ્ઞાન પરથી મંત્રમાં કયા દેવતા છે તે ચોક્કસપણે નિશ્ચિત થઈ શકે નહિ; આને માટે અર્થજ્ઞાન આવશ્યક છે અને તે નિરુક્ત દ્વારા પ્રાપ્ત થઈ શકે.

૪. સામાન્ય રીતે જ્ઞાનની પ્રશંસા કરવામાં આવી છે અને અજ્ઞાનની નિન્દા કરવામાં આવે છે. યાસ્ક એના સમર્થનમાં કેટલાક શ્લોકો ટાંકે છે જેમાં જણાવ્યા મુજબ જે વેદનું અધ્યયન કરીને એનો અર્થ નથી જાણતો તે માત્ર મૂર્ખ ભારવાહક છે.

ઉપરનાં પ્રયોજનો જોતાં એક મુખ્ય બાબત સ્પષ્ટ થાય છે કે નિરુક્ત મંત્રોનો અર્થ જાણવા માટે આવશ્યક છે. પદવિભાગ જાણવો હોય કે મંત્રના દેવતા વિશે નિશ્ચય કરવો હોય કે પછી વ્યાકરણના નિયમો અનુસાર અમુક શબ્દોના સ્વર કે સંસ્કાર જાણવા હોય તો તે બધાને જ માટે વેદના મંત્રોનો અર્થ જાણવો પડે અને તેને માટે નિરુક્ત જરૂરી છે. આમ અર્થજ્ઞાન નિરુક્તનો મુખ્ય ઉદ્દેશ છે, બીજાં બધાં પ્રયોજનો આનુષંગિક છે. જ્ઞાનપ્રશંસામાં વેદનું અર્થજ્ઞાન એ જ મુખ્ય છે, મંત્રોને ગોખી કાઢવા એ નહિ, એના પર જ ભાર મૂક્યો છે. આમ નિરુક્તનું સ્થાન વેદાંગોમાં ઘણું મહત્ત્વનું છે કારણ કે વેદમંત્રોનો

અર્થ જાણવા માટે એની આવશ્યકતા છે. દુર્ગાચાર્ય આ જ કારણે નિરુક્તને બધા વેદાંગોમાં મુખ્ય સ્થાન આપે છે. દુર્ગાચાર્ય કહે છે:—प्रधानञ्चेदमितरेभ्योऽङ्गेभ्यः सर्वशास्त्रेभ्यश्चार्थपरिज्ञानाभिनिवेशात् । अर्थो हि प्रधानम् । तद्गुणः शब्दः । स चेतरेषु व्याकरणादिषु चिन्त्यते । ... વગેરે (ભૂમિકા)-

## (૨) નિઘંટુ :

નિરુક્ત નિઘંટુ પરની ટીકા છે. દુર્ગાચાર્ય નિરુક્તને ભાષ્ય કહે છે પોતાની ટીકાના આરંભમાં દુર્ગાચાર્ય કહે છે—अयञ्च तस्या द्वादशाध्यायीभाष्यविस्तरः। આમ નિઘંટુનો ૧૨ અધ્યાયમાં ભાષ્યવિસ્તાર તે નિરુક્ત. દુર્ગાચાર્ય પોતાની રચનાને ટીકા કહે છે. દુર્ગની વૃત્તિની પુષ્પિકાઓમાં इति निरुक्तटीकायां जम्बूमार्गाश्रमवासिन आचार्यभगवद्दुर्गस्य कृतौ...अध्यायः. समाप्तः । એમ લખાણુ છે. આમ નિઘંટુ એ મૂલગ્રંથ છે.

નિઘંટુ એક શબ્દસમૂહોનો સમૂહ છે–એક શબ્દકોષ છે એમ કહી શકાય. એમાં પાંચ અધ્યાયો અને ત્રણ કાંડો આ પ્રમાણે છે :

| કાંડ | અધ્યાય | વિષય | શબ્દ સંખ્યા |
|---|---|---|---|
| ૧. नैघण्टुककाण्ड | ૧–૩ | સમાનાર્થક શબ્દો | ૧૩૩૮ |
| ૨. नैगमकाण्ड | ૪ | અનેકાર્થક શબ્દો | ૨૭૯ |
| ૩. दैवतकाण्ड | ૫ | દેવતાઓ | ૧૫૧ |
| | | | કુલ ૧૭૬૮ |

(**નોંધ :** અહીં આપેલી શબ્દસંખ્યા રોથના સંપાદન અનુસાર બૃહત્પાઠની છે.)

અહીં ઘણી વખત શબ્દસમૂહની ગોઠવણીમાં કોઈક શાસ્ત્રીય વ્યવસ્થા છે એમ કહેવું મુશ્કેલ થઈ પડે. આમ છતાં એ તો સ્પષ્ટ થાય છે કે વેદના શબ્દોને અમુક ચોક્કસ પદ્ધતિનો આશ્રય લઈને અમુક ક્રમમાં ગોઠવવામાં આવ્યા છે: નિઘંટુકકાંડમાં જે સમાનાર્થક શબ્દોના સમૂહો આપવામાં આવ્યા છે તેમાં બધામાં શરૂઆતમાં મુશ્કેલ શબ્દો આપ્યા પછી અંતે પ્રચલિત શબ્દો આપવામાં આવ્યા છે, જેમ કે इत्येकविंशतिः पृथिवीनामधेयानि । આમ દરેક શબ્દસમૂહને અંતે જાણીતો શબ્દ આપીને શબ્દસમૂહમાંના બધા જ શબ્દોનો અર્થ આપ્યો છે એમ કહી શકાય. નૈગમકાંડમાં આવો કોઈ અર્થ આપવામાં આવતો નથી તેમ જ એમાં કોઈ ચોક્કસ વ્યવસ્થા છે કે કેમ તે કહેવું મુશ્કેલ છે. દૈવતકાંડમાં સ્થાન અનુસાર વર્ગીકરણ કરવામાં 'આવ્યું' છે. નિઘંટુકકાંડના ત્રણ અધ્યાયોમાં પણ અમુક પદ્ધતિ અપનાવવામાં આવી છે એમ કહી શકાય. પ્રથમ અધ્યાયમાં પૃથ્વી, વાયુ

વગેરે ભૌતિક પદાર્થો અંગેના શબ્દો છે. બીજા અધ્યાયમાં મનુષ્ય અને તેનાં જુદાં જુદાં અંગો ઉપરાંત મનુષ્ય સાથે સંબંધ ધરાવતા ગુણો અને વસ્તુઓ જેવી કે સમૃદ્ધિ, ક્રોધ, યુદ્ધ વગેરેના શબ્દો છે. ત્રીજા અધ્યાયમાં ગુરુત્વ, લઘુત્વ એવા અર્થના ભાવવાચક શબ્દો છે.

ઉપર આપણે નિઘંટુ વિશે સામાન્ય માહિતી જાણ્યા પછી નિઘંટુના સ્વરૂપ અંગે પ્રશ્ન ઊભો થાય છે. પ્રો. લક્ષ્મણ સ્વરૂપ જણાવે છે : "The compilation of the निघण्टु is the earliest known attempt in laxicography. In India, it marks the beginning of the कोश literature, and later कोशs have sometimes been called निघण्टुs. The निघण्टु contains only a small number of the words of the ऋग्वेद, and as it does not contain any explanations of the words collected, in Sanskrit or in any other language, the modern term 'Dictionary' cannot be applied to it, although the कोशs can be so called. It should rather be called a vocabulary which is a book 'containing a collection of words of a language, dialect or subject'— when the words are few in number, being, only a small part of those belonging to the subject, or when they are given without explanation or some only are explained, or explanations are partial." શ્રી સ્વરૂપની માન્યતા પ્રમાણે નિઘંટુ એ dictionary નહિ પણ vocabulary છે. એને શબ્દકોશ કહી શકાય પણ સાર્થ નહિ; એથી પણ આગળ જઈને એને માત્ર શબ્દસંગ્રહ કહેવો જોઈએ.

શ્રી. સ્કોલ્ડ બીજા સંદર્ભમાં ચર્ચા કરતાં જણાવે છે : "A vocabulary is not in itself an explanation. Is it not? Well, that is the question. Certainly it is, as far as the निघण्टवः proper i. e. the नैघण्टुक काण्ड, are concerned; for each paragraph groups together a certain number of words, whose meanings are identical, and the meaning is given at the end of the paragraph with a more current Old Indian Word" (The Nirukta p. 113).

ઉપર આપણે જોયું કે નૈઘંટુકકાંડમાં દરેક શબ્દસમૂહને અતિ પ્રચલિત શબ્દ આપીને એક રીતે તો એનો અર્થ જ આપ્યો છે. તો પછી એને સાર્થ શબ્દકોશ કહેવામાં કોઈ વાધો દેખાતો નથી. એ ખરું કે આજે dictionaryમાં જેમ અકારાદિ ક્રમ હોય છે તેવો ક્રમ એમાં નથી. તેમજ વેદમાં વપરાતા બધા જ શબ્દો એમાં નથી–ઘણા જ ઓછા છે અને એ રીતે એને સંપૂર્ણ પણ ન કહેવાય, છતાં dictionary સંપૂર્ણ હોવી જ જોઈએ એવો કોઈ નિયમ નથી. અને અકારાદિ ક્રમવ્યવસ્થા કોશને માટે ઘણી પશ્ચાત્કાલીન છે. નિઘંટુના નૈઘંટુક કાંડને આપણે સૌથી પ્રાચીન ઉપલબ્ધ વૈદિક શબ્દકોશ ગણીએ તો એમાં ખોટું નથી.

નૈગમકાંડ કે દૈવતકાંડ માટે આપણે કહી શકીએ કે એમાં માત્ર શબ્દસંગ્રહ જ છે. દૈવતકાંડમાં તો અર્થ આપવાનો પ્રશ્ન જ નથી. આમ છતાં દેવતાઓનાં સ્થાન અનુસાર નામોની યાદી આપવામાં આવી છે. સ્કોલ્ડ કહે છે: "In the दैवतकाण्ड some sort of explanation is given by the arrangement of the names of the gods..." આ જાતની વ્યવસ્થાને 'some sort of explanation' કહેવું વધારે પડતું છે. નૈગમકાંડને માટે તો ખરેખર આવી કોઈ વ્યવસ્થા પણ નથી. સ્કોલ્ડના કહેવા પ્રમાણે: "But in the नैगमकाण्ड no explanation at all is found of the words enumerated, at leat not in the Ngh. Mss. But is this a reason for believing that such an explanation never existed?" સ્કોલ્ડ જણાવે છે કે નિઘંટુની હસ્તપ્રતોમાં તો શબ્દોની કોઈ સમજૂતી આપવામાં નથી આવી પણ આ જાતની સમજૂતી પહેલાં ન હતી એમ માનવાનું આ કાંઈ કારણ છે? આના જવાબમાં સામો પ્રશ્ન પૂછી શકાય કે એમ માનવાને માટે આ પૂરતું કારણ નથી? એક વાત નક્કી કહી શકાય એમ છે કે નૈગમકાંડ અને દૈવતકાંડ એ બન્ને શબ્દસંગ્રહ છે અને એ રીતે એમને માટે vocabulary શબ્દ વધારે યોગ્ય છે જ્યારે નૈઘંટુકકાંડને માટે એને માત્ર શબ્દસંગ્રહ જ કહેવો એ યોગ્ય નથી કારણકે એમાં થોડી ઘણી પણ સમજૂતી છે.

આને લીધે એક પ્રશ્ન સહજ ઊભો થાય અને તે એ કે નિઘંટુ એ ખરેખર મૂળમાં એક જ ગ્રન્થ છે કે પછી ત્રણે ત્રણ કાંડો સ્વતંત્ર છે અને પાછળથી આ બધા ભેગા કરવામાં આવ્યા છે. નિઘંટુના પહેલા ચાર અધ્યાયોમાં મુશ્કેલ શબ્દોનો સમૂહ આપવામાં આવ્યો છે. જ્યારે દૈવતકાંડમાં તો માત્ર દેવોની યાદી જ છે અને એથી એમાં સમજાવવાનો ખાસ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી.

એટલું જ નહિ પણ યાસ્કના નિરુક્તમાં પણ ઘણી વખત તો દેવશાસ્ત્ર વિષયક કે યજ્ઞયાગાદિવિષયક ચર્ચા જ છે, ભાષાશાસ્ત્રનું દૃષ્ટિબિન્દુ ગૌણસ્થાન ભોગવે છે; તેમ જ યજુર્વેદની અસર એ પર સ્પષ્ટ જણાય છે. સ્કોલ્ડ કહે છે તેમ : " The purpose of putting together the enumeration of the first four chapters of the निघण्टु was evidently to explain a certain number of difficult words. But the words of the दैवतकाण्ड generally show no difficulty as to derivation or explanation and its commentary in the निरुक्त is also rather a liturgical-mythological dissertation than anything else." (The Nirukta p. 5) આમ દૈવતકાંડ એ સર્વાનુક્રમણીના પ્રકારનો ગ્રન્થ છે. સર્વાનુક્રમણીનું પ્રયોજન-'न ह्येतज्ज्ञानं ऋते श्रौतस्मार्तकर्मप्रसिद्धिः ।' દૈવતકાંડને પણ સીધી રીતે લાગુ પાડી શકાય. આ બધું જોતાં આપણે એમ કહી શકીએ ખરા કે દૈવતકાંડ સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે પણ પાછળથી નિઘંટુમાં એને જોડી દેવામાં આવ્યું છે?

'નિઘંટુ' એ શીર્ષકનો અર્થ શો? યાસ્ક નિરુક્તના આરંભમાં નિઘંટુ શીર્ષક સમજાવતાં કહે છે :

निघण्टवः कस्मात् । निगमा इमे भवन्ति, छन्दोभ्यः समाहृत्य समाहृत्य समाम्नातास्ते निगन्तव एव सन्तो निगमनान्निघण्टव उच्यन्ते, इत्यौपमन्यवः । अपि वाहननादेव स्युः समाहता भवन्ति । यद्वा समाहृता भवन्ति ।

અહીં યાસ્ક ત્રણ રીતે આ શબ્દ સમજાવે છે :

१. नि + गम्, (આ ઔપમન્યવનો અભિપ્રાય છે.)

२. सम् + आ + हन्,

३. सम + आ + हृ.

સ્કોલ્ડ પહેલા નિર્વચન ઉપર ધ્યાન દોરે છે. એમના કહેવા મુજબ આ નિર્વચન ખોટું હોવા છતાં અગત્યનું છે. निगमा इमे भवन्ति એમાં નિગમ એટલે-શું? નિરુક્તમાં વેદમંત્રોનું અવતરણ આપતી વખતે નિગમ શબ્દ વપરાયો છે. હવે તે સમયે વેદનાં અધ્યેતાઓ વેદને કંઠસ્થ કરતા. અને કદાચ નિઘંટુ એ વેદના મંત્રો યાદ રાખવા માટેના પ્રતીક શબ્દોની યાદી હોય, જેમાં

દરેક શબ્દ દ્વારા આપણે એક કે વધારે મંત્રો સમજવાના હોય. જો આમ હોય તો નિરુક્તમાં આ બધા શબ્દો સાથે સંબંધ રાખતા વેદમંત્રોની જ માહતી હોય એમ પણ માની શકાય. (જુઓ The Nirukta pp. 3-4) સ્કોલ્ડનું આ સૂચન જરૂર સારું છે, એથી વિશેષ એને માટે કાંઈ કહી શકાય એમ નથી.

રોથ निघण्टु શબ્દ घट्, घण्ट्, ધાતુમાંથી સમજાવે છે.

नैघण्टुकं શબ્દ નિરુક્તમાં વપરાયો છે અને ત્યાં પ્રધાન–મુખ્યના વિરોધમાં આ શબ્દનો પ્રયોગ થયો છે. આમ नैघण्टुक શબ્દનો 'ગૌણ', 'અમુખ્ય' એવો અર્થ કરવો જોઇએ.

સ્કોલ્ડની માન્યતા પ્રમાણે निघण्टु–પાલીમાં निघण्डु–ને निगण्ठ नातपुत्त શબ્દને આધારે સમજાવી શકાય. निगण्ठ नातपुत्त એ શબ્દો મહાવીરને માટે બૌદ્ધ પાલી ગ્રન્થોમાં વપરાયા છે. निगण्ठ એટલે निर्ग्रन्थ–જેને સંસારની ગ્રન્થિ, બન્ધનો નથી તે. निघण्टुમાં શબ્દોને વૈદિક મન્ત્રોના શબ્દો બન્ધન વગર, સ્વતંત્ર રીતે ભેગા કરવામાં આવ્યા હોવાથી આ પ્રમાણે નામ પડયું એમ કહી શકાય. પાલી અને પ્રાકૃતનો આધાર લીધા વિના જ ग्रथ् ધાતુનો આધાર લીધો હોત તો કાંઈ વાંધો ન હતો એમ લાગે છે.

સ્કોલ્ડ એવું માને છે કે निघण्टु એ શીર્ષક પ્રથમ તો નૈઘંટુકકાંડને માટે જ હશે પણ પાછળથી બધા જ કાંડોને લાગુ પાડીને આખા ગ્રંથને માટે આ શબ્દ વપરાયો હોય એમ લાગે છે. એમનું કથન આ પ્રમાણે છે : How can the first काण्ड of our निघण्टु have given its name to the whole work ?...I think by a sort of pars pro toto. There are reasons for believing that the नैघंटुक काण्ड is the earliest part of the निघण्टु. This together with its being placed at the head of the work, leads to a later change of name. An अथ निघण्टवः at the beginning of the MSS of the निघण्टु may have been taken to refer to the whole work, while the colophons at the end of the काण्डs preserved their old names. The fact, that in our days, not only the first काण्ड, but also the whole vocabulary bears the name of निघण्टु can hardly be accounted for in any other way." (The Nirukta. pp. 111-112).

આના સંદર્ભમાં દુર્ગાચાર્યનાં કેટલાંક વચનો ખ્યાલમાં રાખવા જેવાં છે :

(૧) निरूढा ह्ययं तस्मिन् शब्दसमुदाये संज्ञा । (નિ. ૧-૧ પરની વૃત્તિ)

(૨) यमर्थमन्यस्यां प्रधानायां मन्त्रदेवतायां निपतति निगमयति अभिप्रयुज्यमानमङ्गभावं गच्छति मन्त्रवाक्ये नैघण्टुकं तदित्युच्यते, गुणभूतमित्यर्थः । संज्ञा हि तस्येयमस्मिन् शास्त्रे । (નિ. ૧-૨૦ પરની વૃત્તિ).

(૩) त एव गवादयो देवपत्न्यन्ताः निघण्टवः, तदेकदेशो नैघण्टुकप्रकरणमिति निघण्टुसंज्ञया व्यवहारो लोके,—'निघण्टुमधीमहे' 'निघण्टुमध्यामहे' इति । शास्त्रे खल्वपि नैघण्टुकं प्रकरणमिति ।

સ્કોલ્ડના કથનને દુર્ગાચાર્યના કથનથી એક રીતે ટેકો મળે છે. મન્ત્રોમાં દેવતા પ્રધાન છે; પણ બીજા બધા શબ્દો અપ્રધાન છે—नैघण्टुक છે. આ બીજા બધા શબ્દો ભેગા કરીને नैघण्टुककाण्ड રચવામાં આવ્યો છે અને એને આધારે આખા કોષને માટે निघण्टु શબ્દ રૂઢ થયો છે. આમ निघण्टु શબ્દની વ્યુત્પત્તિ ગમે તે રીતે આપવામાં આવતી હોય કે પાછળથી ગમે તે ધાતુમાંથી એ શબ્દ સમજાવવામાં આવ્યો હોય, તો પણ મૂળમાં તો नैघण्टुक = અપ્રધાન, ગૌણ એ શબ્દમાંથી જ આ निघण्टु શબ્દ રૂઢ થયો છે. યાસ્ક પણ नैघण्टुक શબ્દ એ જ અર્થમાં વાપરે છે. આમ એક કાંડના નામ પરથી આખા જ ગ્રંથનું નામ પડ્યું છે એમ સ્વીકારવું યોગ્ય છે. જો આપણે આ સ્વીકારી લઈએ તો नैघण्टुककाण्ड, नैगमकाण्ड અને दैवतकाण्ड આરંભમાં જુદા જુદા હતા–ખાસ કરીને दैवतकाण्ड જુદો હતો અને પાછળથી બધા જ કાંડો ભેગા કરી દેવામાં આવ્યા એવી માન્યતાને પણ ટેકો મળે છે.

નિરુક્તના આરંભમાં દુર્ગાચાર્યની ટીકાનો કેટલોક ભાગ નિઘંટુ તથા નિરુક્તના સ્વરૂપ માટે અગત્યનો છે. તે આ પ્રમાણે છે :

आह, कथमेतद्गम्यते असमाम्नातव्याख्यानमप्यत्राभिप्रेतमिति ? समाम्नानार्हाणां वा किमर्थमसमाम्नानमिति उच्यते-निर्वचनलक्षणोपदेशात् । निर्वचनप्रसक्तानाञ्च मृगकर्णभद्राधःशब्दप्रभृतीनामेवाद्यानां निर्वचनोपदेशात् ज्ञायतेऽसमाम्नातव्याख्यानमप्यत्राभिमतम् ।...न हि समाम्नानार्हाणामन्तोऽस्ति, तेषां सर्वेषां समाम्नाने शास्त्रान्त एव न स्यात्...। शक्यश्च तावल्लक्षणोद्देशोदाहरणभूतनिघण्टुशब्दसमवायेनाधीतवेदेन मेधाविना तपस्विना लक्षणविनियोगार्थच्छन्दोदैवतनिदानविदाभियुक्तेनागमवता मन्त्रार्थोऽभ्यूहितुमित्येतावानेव निघण्टुषु शब्दसमुदायः समाम्नातः । तस्मादुपपन्नमसमाम्नातव्याख्यानमप्यत्राभि-

मतमिति । असमाम्नानं च सर्वेषां शास्त्रातिगौरवभयात् ।... तं च योऽसमाम्नातश्छन्दस्येवावस्थितोऽगवादिरन्यैर्वा निरुक्तैः समाम्नातः तमिमं च निघण्टव इत्याचक्षते ।...निरूढा हीयमेतस्मिन् शब्दसमुदाये संज्ञेत्यभिप्रायः।

દુર્ગાચાર્યની ટીકામાંથી આપેલા આ લાંબા અવતરણમાંથી નીચેની કેટલીક બાબતો ફલિત થાય છે. પ્રથમ તો એ કે યાસ્કના નિરુક્તમાં માત્ર નિઘંટુના શબ્દોનું જ નિર્વચન નથી આપ્યું પણ બીજા પણ ઘણા શબ્દો, જેમનો આ નિઘંટુમાં સમાવેશ નથી થયો તેવા શબ્દોને પણ સમજાવવામાં આવ્યા છે. આ પરથી એક વિચાર કરી શકાય કે આપણા નિઘંટુ ઉપરાંત બીજાં પણ એ પ્રકારનાં નિઘંટુઓ અને નિરુક્તો હોવાં જોઈએ. ઉપરના અવતરણમાંના છેલ્લાની આગલા વાક્યમાં अन्यैर्वा निरुक्तैः समाम्नातः એવા શબ્દો આના સંદર્ભમાં ધ્યાનમાં લેવા જોઈએ. નિરુક્તમાં પણ કેટલાંક એવાં પ્રમાણો મળે છે એને આધારે બીજાં નિઘંટુઓની કલ્પના કરી શકાય. શ્રી વિષ્ણુપદ ભટ્ટાચાર્યના Yaska's Nirukta નામના પુસ્તકમાં આ ચર્ચા કરેલી છે.

શ્રી ભટ્ટાચાર્ય માને છે કે યાસ્કના નિરુક્ત ઉપરાંત બીજા પણ નિરુક્તગ્રંથો હતા; અને દરેક નિરુક્ત-લેખક પાસે પોતપોતાના નિરુક્તના આધારરૂપ જુદા જુદા નિઘંટુઓ હતા, અને આ બધા નિઘંટુઓના શબ્દની સંખ્યા પણ જુદી જુદી હતી. યાસ્કના નિરુક્તમાં એવા ઘણા શબ્દો સમજાવ્યા છે કે જે નિઘંટુમાં નથી. આ જ બાબત દુર્ગાચાર્યના ઉપર ટાંકેલા અવતરણમાં પણ છે. એમાંના ઘણા અપ્રાપ્ય નિઘંટુઓમાંના શબ્દો છે. શ્રી ભટ્ટાચાર્ય માને છે કે જ્યારે જ્યારે યાસ્ક નિઘંટુના કોઈ શબ્દનું નિર્વચન આપે છે ત્યારે ત્યારે એ શબ્દને માટે नामन् કે कर्मन् એવો શબ્દ વાપરીને સમજાવે છે. જો નિઘંટુનો શબ્દ કોઈ નામ હોય તો नामन् અને ક્રિયાપદ હોય તો कर्मन् શબ્દ વાપરે છે; જેમકે घ्रंसिरिति रुपनाम (નિ. ૨. ૯.), मंहतेर्दानकर्मणः (નિ. ૧. ૭.), વગેરે. આ પ્રકારના શબ્દપ્રયોગવાળાં સોળ નિર્વચનો નિરુક્તમાં મળી આવે છે અને એ શબ્દો નિઘંટુમાં નથી. એમાંના કેટલાક આ પ્રમાણે છે :—

१. मत्सर इति लोभनाम । ( नि. २. ५ )
२. विरिति शकुनिनाम । ( नि. २. ६ )
३. प्रथम इति मुख्यनाम । ( नि. २. २२. )
४. रपो रिप्रमिति पापनामनी । ( नि. ४. २१. )
५. दक्षतेः समर्धयतिकर्मणः । ( नि. १. ७. )
६. दक्षतेरुत्साहकर्मणः । ( नि. १. ७. )

७. ह्लादतेः शब्दकर्मणः । ( नि. १. ९. )
८. ह्लादतेः शीतीभावकर्मणः । ( नि. १. ९. )
९. ददातेर्धारयतिकर्मणः । ( नि. २. २. )
१०. ब्रवीतेः शब्दकर्मणः । ( नि. २. २२. )

યજુર્વેદના ટીકાકાર ઉવ્વટ પણ આ જ શબ્દપ્રયોગ વાપરીને કેટલાક એવા શબ્દો સમજાવે છે, જે નિઘંટુમાં નથી; જેમ કે-एह इत्यपराधनाम। (૪-૨૯), रेप इति पापनाम (૫-૩) વગેરે. ભટ્ટ ભાસ્કરના તૈત્તિરીય સંહિતા ઉપરના ભાષ્યમાં પણ આવો શબ્દપ્રયોગ મળે છે, જેમ કે-बिल इति धननाम।, मतिरिति स्तुतिनाम।, વગેરે. શ્રી ભટ્ટાચાર્ય એમ પણ જણાવે છે કે જો આ પ્રકારે બધા જ વૈદિક સાહિત્યને લગતા ગ્રન્થોમાંથી પ્રમાણો ભેગાં કરવામાં આવે તો નિઘંટુ સાહિત્યનો વિસ્તાર ખ્યાલમાં આવી શકે. એઓ કહે છે: "If all the evidences strewn over the various Vedic works be collected together, we would be able to form an estimate as to the extent of the निघण्टु literature that preceded Yaska and which formed the materials of Yaska's निघण्टु, the only work of its kind now available to us." (Yaska's Nirukta p. 41) શ્રી ભટ્ટાચાર્યનું સૂચન સારું છે, પણ नामन् અને कर्मन् એ બે શબ્દોને આધારે જ યાસ્કના નિરુક્તમાં જ નહિ પણ બીજા બધા ગ્રંથોમાં પણ જ્યાં જ્યાં એવો શબ્દપ્રયોગ હોય ત્યાં ત્યાં નિઘંટુ શબ્દોનો જ ઉલ્લેખ છે એમ માનવું જરા વધારે પડતું લાગે છે. ઉપલબ્ધ નિઘંટુ ઉપરાંત બીજા પણ નિઘંટુઓ રચાયા હતા-રચાયા હોવા જોઈએ એ આપણે માની શકીએ, કોઈ પુરાવો ન હોય તો પણ એમ ન માનવાને આપણી પાસે કાંઈ કારણ નથી, પણ અમુક શબ્દપ્રયોગનો જ માત્ર આધાર રાખવો એ બહુ સબળ પ્રમાણ ગણી શકાય નહિ.

દૈવતકાંડને માટે તો યાસ્કના પોતાના જ શબ્દો દ્વારા એમ નિશ્ચિત કરી શકાય કે ઉપલબ્ધ દૈવતકાંડ ઉપરાંત તેની પહેલાં પણ દેવોનાં નામની આ પ્રકારની યાદીઓ હતી. યાસ્ક નિરુક્તમાં કહે છે:

अथातोऽभिधानैः संयुज्य हविश्चोदयति। इन्द्राय वृत्रघ्ने। इन्द्राय वृत्रतुरे। इन्द्रायांहोमुच इति। तान्यप्येके समामनन्ति। भूयांसि तु समाम्नानात्। यत्तु संविज्ञानभूतं स्यात्प्राधान्यस्तुति तत्समामने। अथात कर्मभिर्ऋषिर्देवताः स्तौति—

वृत्रहा, पुरन्दर-इति। तान्येके समामनन्ति। भूयांसि तु समाम्नानात्।
(नि ७.१३)

અહીં યાસ્ક કહે છે કે દેવોનાં જુદાં જુદાં વિશેષણોની પણ કેટલાક યાદી બનાવે છે પણ એમ કરવામાં યાદી ઘણી લાંબી થઈ જાય એવો ભય છે માટે અહીં એમ કર્યું નથી. આ અવતરણમાં સમામને એ પહેલો પુરુષ એક વચન ખાસ ધ્યાન રાખવાનું છે. આ પરથી આપણે જરૂર કહી શકીએ કે યાસ્કના સમયમાં આવા ઘણા સમામ્નાયો પ્રસિદ્ધ હોવા જોઈએ.

નિઘંટુ અંગે બે અગત્યના પ્રશ્નો ઊભા થાય છે. એક તો નિઘંટુ અને નિરુક્ત બંનેના લેખક એક જ, એટલે યાસ્ક જ છે? બીજો પ્રશ્ન એ છે કે નિરુક્ત–વેદાંગ અને નિઘંટુ વચ્ચે સંબંધ શો છે? વધારે સ્પષ્ટ રીતે આ પ્રશ્ન મૂકીએ તો એમ પૂછી શકાય કે—યાસ્કનું નિરુક્ત એ નિઘંટુ પરનું ભાષ્ય છે, તો શું નિઘંટુ એ જ નિરુક્ત વેદાંગ છે? આ બંને પ્રશ્નોની ચર્ચા હવે પછીના વિભાગમાં કરીશું

(૩) યાસ્ક અને તેનું નિરુક્ત :

સંસ્કૃત ભાષાસાહિત્યના પ્રાચીન ગ્રંથકારોના સમય વિશે આપણે ચોક્કસ કાંઈ જ જાણતા નથી અથવા બહુ જ ઓછું જાણીએ છીએ. યાસ્કના સમય અંગે પણ આવી જ સ્થિતિ છે. સામાન્ય રીતે ઈ. પૂ. ૭૦૦ની આસપાસનો ગાળો યાસ્કને માટે ગણાય છે. યાસ્ક અને પાણિનિ એ બેમાંથી કોણ પહેલા થઈ ગયા અને કોણ પછી એ પણ મતભેદનો વિષય છે. ડૉ. બેલવાલકર યાસ્કના સમય વિશે કહે છે : "Unfortunately the time of यास्क is by no means yet certain. It depends...on the date that is to be assigned to पाणिनि, between whom and this great writer at least a century, if not more, must be supposed to have elapsed in order to account for all the advances in the matter and wording of the rules of grammar that are to be met with in the अष्टाध्यायी." (Systems of Sanskrit Grammar, pp. 6-7). યાસ્ક પાણિનિ પહેલાં થઈ ગયા એમ માનવા માટેનું પ્રમાણ તે પાણિનિએ વાપરેલા યાદૃચ્છિક શબ્દો (technical terms) છે, યાસ્ક નિરુક્તમાં કારિત, ચક્રરિત, નામકરણ, દ્વિપ્રકૃતિસ્થાન અને એવા બીજા સડેલા શબ્દો વાપરે છે, જેનો અર્થ સરળતાથી

સમજી શકાય. પાણિનિની અષ્ટાધ્યાયીમાં टि, घु, भ અને એવા બીજા યાદચ્છિક શબ્દ વપરાયા છે અને એ શબ્દોનો અર્થ વ્યાકરણશાસ્ત્રના યાદચ્છિક શબ્દસમૂહ જાણ્યા વગર સમજી શકાય નહિ. બીજું અગત્યનું પ્રમાણ એ છે કે 'યાસ્ક' એ નામ સમજાવવા માટે પાણિનિ यस्कादिभ्यो गोत्रे। (૨-૪-૬૩) એવું સૂત્ર આપે છે અને એ રીતે યાસ્કનો ઉલ્લેખ કરે છે.

ઉપર જણાવ્યું તેમ આ મતભેદનો વિષય છે. સ્કોલ્ડ એક સ્થળે કહે છે : The theory of यास्क's priority to पाणिनि is accepted on very superficial evidence, or rather without reasoning. (*Papers on Panini*, p. 34). પ્રો. ગોલ્ડસ્ટકર ઉપર ટાંકેલા સૂત્ર ૨-૪-૬૩ માટે કહે છે : Such, I hold, is afforded by the fact that पाणिनि *knows the name of* यास्क, *for he teaches the formation of this word and heads a* गण *with it*. And as we know at present of but one real यास्क in the whole ancient literature, a doubt as to the identity of the author of the निरुक्त and the family *chief adduced by* पाणिनि, would have first to be supported by plausible arguments before it could be assented to." (Panini and his place in Sanskrit Literature, p. 170) ખરી રીતે તો यस्कादिभ्यो गोत्रे । માં જેનો ઉલ્લેખ છે તે યાસ્ક નિરુક્તકાર યાસ્ક છે એમ કહેવું અથવા નિરુક્તકાર યાસ્ક નથી એમ કહેવું-બન્ને મુશ્કેલ છે. નિરુક્તના ૧૪મા અધ્યાયને અન્તે नमो यास्काय એ પ્રકારે નમસ્કાર લખવામાં આવ્યા છે પણ એને આધારે એમ ન કહી શકાય કે નિરુક્તકાર યાસ્ક મૂળ યાસ્કથી જુદા છે, કારણ કે છેલ્લો અધ્યાય પ્રક્ષિપ્ત છે એમ લગભગ બધા જ વિદ્વાનો સ્વીકારે છે.

શ્રી વિષ્ણુપદ ભટાચાર્ય એમના *Yaska's Nirukta*માં યાસ્ક અને પાણિનિના સંબંધ અંગે એક અગત્યનો મુદ્દો ઊભો કરે છે. ગોલ્ડસ્ટકરના મતે પાણિનિની અષ્ટાધ્યાયીમાં પાંચ સૂત્રો (૧-૫-૫૩ થી ૫૭) ઘણું મહત્ત્વનું સ્થાન ધરાવે છે. પાણિનિનાં આ સૂત્રો અને તેના પર પતંજલિની ટીકાને આધારે ગોલ્ડસ્ટકર નીચેના મુદ્દાઓ તારવે છે :

૧. પાણિનિના વ્યાકરણમાં સંજ્ઞાઓ અર્થાત્ રૂઢ શબ્દો, જેનો અર્થ નક્કી જ છે, તે બધાની સમજૂતી આપવામાં આવી નથી.

૨. જે સંજ્ઞાઓ વ્યુત્પત્તિથી સમજાવી શકાતી હોય તેની જ સંજ્ઞાઓનો ઉલ્લેખ સૂત્ર ૧-૨-૫૩માં કરવામાં આવ્યો છે.

૩. ટિ, ઘુ, ભ જેવી સંજ્ઞાઓ પાણિનિના સમય પહેલાં રૂઢ હતી, આમ છતાં પાણિનિ એ સંજ્ઞાઓ સમજાવે છે કારણ કે એનો વ્યુત્પત્તિપ્રાપ્ત અર્થ થતો નથી.

હવે પાણિનિ કેટલીક સંજ્ઞાઓ જે અર્થમાં વાપરે છે તે જ અર્થમાં તે જ સંજ્ઞાઓ યાસ્ક પણ વાપરે છે. જેમકે उपधा (નિ. ૨-૧, અને ૪-૧૨); अभ्यास (નિ. ૨-૨, ૨-૩, ૫-૧૨, ૧૦-૪૨); अभ्यस्त (નિ. ૨-૧૨, ૩-૧૦, ૪-૨૩, ૪-૨૫, ૬-૩); गुणः (નિ. ૧૦-૧૭) વગેરે. ઉપધા, અભ્યાસ વગેરે સંજ્ઞાઓનો અર્થ વ્યુત્પત્તિપ્રાપ્ત છે આમ છતાં પાણિનિ એ બધાને માટે ખાસ નિયમો આપીને સમજૂતી આપે છે. હવે જો યાસ્ક પાણિનિના પુરોગામી હોય તો આ બધી સંજ્ઞાઓ પ્રચલિત હોવી જોઈએ અને એવી સ્થિતિમાં પાણિનિ એનો અર્થ આપે નહિ; છતાં પાણિનિ આ બધાનો અર્થ આપે છે. આથી યાસ્ક પાણિનિના પુરોગામી હતા એ શંકાસ્પદ છે. અંતમાં શ્રી. ભટ્ટાચાર્ય કહે છે: "Though it is apparent on linguistic ground, ..., that Yaska belongs to a much earlier period than पाणिनि, still the issue raised here demands special investigation before यास्क's priority can be fully taken for granted." (Yaska's Nirukta. p. 6) શ્રી ભટ્ટાચાર્યે જે મુદ્દો ઊભો કર્યો છે તે વિચારવા જેવો છે.

યાસ્ક પાણિનિ પહેલાં થઈ ગયા એમ સ્વીકારીને ડૉ. બેલવેલકર યાસ્કનો સમય ઈ. પૂ. ૮૦૦ થી ૭૦૦ ગણાવે છે. (Systems of Sanskrit Grammar p. 7).

પ્રો. રૉથે એવું પુરવાર કરવા પ્રયત્ન કર્યો છે કે ઋગ્વેદનાં પાછળનાં સૂક્તો જરથુષ્ટ્રના સમયની આસપાસ એટલે કે ઈ. સ. પૂર્વેની આઠમી સદીની આસપાસ રચાયાં હતાં. જો એમ હોય તો યાસ્કનો સમય તેથી ઠીકઠીક પાછળ ગણાવો જોઈએ, એમ સ્કોલ્ડ માને છે. (The Nirukta pp. 132–133) સ્કોલ્ડે જાતે યાસ્કના સમયની ચર્ચા ખાસ કરી નથી, આમ છતાં એમણે કેટલાંક મહત્ત્વનાં સૂચનો કર્યાં છે. સ્કોલ્ડના કહ્યા પ્રમાણે યાસ્કના સમયમાં અથર્વવેદને ચોથા વેદ તરીકે ગણવામાં આવતો ન હતો. ભગવાન બુદ્ધના સમયમાં પણ અથર્વવેદને બીજા વેદો સાથે સમાન કક્ષાએ મૂકવામાં આવ્યો

ન હતો કારણ કે બૌદ્ધ સાહિત્યમાં વેદત્રયીનો જ ઉલ્લેખ છે. પતંજલિના સમય દરમ્યાન (લગભગ ઈ. પૂ. ૧૫૦) અથર્વવેદને પણ બીજા વેદો સાથે ગણવામાં આવેલો છે. આમ યાસ્કનો સમય ઘણા બ્રાહ્મણ ગ્રન્થોની પછીનો કહી શકાય.

આ બાબતમાં બીજું પણ એક સૂચન કરી શકાય એમ છે. નિરુક્તના પ્રથમ અધ્યાયમાં કૌત્સના અભિપ્રાયની ચર્ચા કરવામાં આવી છે. કૌત્સ માને છે કે વેદમંત્રનો અર્થ થતો નથી અને એ માટેની દલીલ આપે છે. યાસ્ક એનો રદિયો આપે છે. અહીં કૌત્સનો અભિપ્રાય એ બૌદ્ધ, જૈન કે ચાર્વાક જેવા દર્શનના અનુસારકનો અભિપ્રાય છે; અર્થાત્ કૌત્સ વેદ વિરુદ્ધ કોઈ સંપ્રદાયમાં માનતા હતા એમ કહેવું યોગ્ય નથી. બ્રાહ્મણ ગ્રન્થોના સમયમાં યજ્ઞયાગાદિ ક્રિયાઓ પર એટલો બધો ભાર મૂકવામાં આવ્યો કે તેને પરિણામે ધર્મ–વેદધર્મ વૈધિક (formal) બની ગયો. અને એ પરિસ્થિતિમાં વેદમંત્રનો ઉપયોગ માત્ર યજ્ઞયાગાદિ ક્રિયાઓમાં જ કરવાનો છે, એમાં સમજવા જેવું કાંઈ છે જ નહિ એ પ્રકારની વેદવિરોધી તો નહિ પણ વેદાર્થવિરોધી માન્યતા બંધાઈ.

પ્રો. લક્ષ્મણ સરૂપ આ માન્યતાનો ઉદ્ભવ કાંઈક જુદી રીતે સમજાવે છે. એમના જણાવ્યા પ્રમાણે અથર્વવેદને પણ બીજા બધા વેદો સાથે સમકક્ષ ગણવા માટે જે કેટલાક પ્રયત્નો થયા તેમાં બાકીના ત્રણ વેદોના કરતાં અથર્વવેદ વધારે અગત્યનો છે એમ પણ જુદી જુદી કથાઓ દ્વારા બતાવવામાં આવ્યું. આ પછી પાછળથી જ્યારે અથર્વવેદને વેદત્રયીની સાથે સમકક્ષ ગણવામાં આવ્યો ત્યારે પણ વેદવિરોધી વિચારો, જે પહેલાં પ્રકટ કરવામાં આવેલા તે ચાલુ જ રહ્યા. આરણ્યકો તથા ઉપનિષદોમાં કેટલેક સ્થળે આ પ્રકારની માન્યતા આવે છે. મુંડકોપનિષદમાં વેદના અધ્યયનને અવિદ્યા કહેવામાં આવ્યું છે (૧-૧, ૪-૫), તથા વેદવિદ્યાને બ્રહ્મવિદ્યા કરતાં નીચી કક્ષાની ગણી છે (મુંડક ૩-૨-૩) આ ઉપરાંત બીજા પણ ઘણા ગ્રંથોમાં આ પ્રકારના વિચારો દર્શાવ્યા છે; જેમકે બૃહદારણ્યકોપનિષદ્ ૧-૫-૨૩; કૌષીતકિ ઉપનિષદ્ ૨-૫; છાન્દોગ્યોપનિષદ્, ૫-૧૧-૨૪; તૈત્તિરીય ઉપનિષદ્ ૨-૫; ભગવદ્ગીતા ૨-૪૨,૪૫; ૯-૨૧; ૧૧-૪૮,૫૩; વગેરે એમ પણ બની શકે કે બૌદ્ધ તથા જૈન ગ્રંથોમાં જે વેદવિરોધી વિચારધારા છે તે આની અસરથી હોય. (જુઓ Introduction to the Nirukta pp. 74–75). યાસ્કના નિરુક્તમાં કૌત્સનો જે અભિપ્રાય છે તેને વેદાર્થવિરોધી અભિપ્રાય કહેવો વધારે યોગ્ય થઈ પડશે. જો પ્રાચીન ઉપનિષદોનો કાળ આવા અભિપ્રાયનો ઉદ્ગમકાળ ગણી લઈએ તો યાસ્કનો સમય તે પછીનો ગણી શકાય. આ દૃષ્ટિકોણથી યાસ્કના સમય અંગે વિચાર

કરવો જોઇએ, જો કે એ માર્ગે આપણે નિશ્ચયાત્મક રીતે કેટલા આગળ વધી શકીએ એ એક પ્રશ્ન છે.

યાસ્ક વિશે આપણી પાસે ઘણી ઓછી માહિતી છે. તૈત્તિરીય સંહિતાના કાંડાનુક્રમમાં એને પૈઙ્ગી કહ્યા છે, અને વેદમંત્રોના સંગ્રહ અને સંપાદન કરનારા ઋષિઓમાં એમને સ્થાન આપવામાં આવ્યું છે. પૈઙ્ગી એટલે પિઙ્ગના વંશજ. એમ કહેવામાં આવ્યું છે કે વૈશંપાયને આ સંહિતા યાસ્કને ઉપદેશેલી.અને તેણે તિત્તિરિને આપેલી. તિત્તિરિ પરથી સંહિતાનું નામ તૈત્તિરીય પડ્યું. આશ્વલાયન શ્રૌતસૂત્રોને અંતે જે વંશાવલી આપવામાં આવી છે, તેમાં પિઙ્ગનું નામ છે. અહીં पिङ्ग आङ्गिरस ગોત્રના હોવાનું બતાવ્યું છે. આ પરથી યાસ્ક પણ અંગિરસ ગોત્રના હતા એમ કહી શકાય. હવે તે જ વંશાવલીમાં ભૃગુકુળનાં નામોમાં એક यस्क આવે છે અને यास्क તેના વંશજ હોય એમ નામ પરથી લાગે છે.

પૈંગ્ય એ એક ઘણું વિદ્વાન બ્રાહ્મણ કુળ હતું. બૃહદારણ્યક (૬·૩·૮–૯)માં એ કુળના મધુક નામના એક વિદ્વાનનો ઉલ્લેખ છે. આ મધુક અમુક યજ્ઞક્રિયાના ઉપદેશકોમાંના એક હતા. પાણિનિ અને તેના ટીકાકારો (૬·૩·૧૦૫) पैङ्गी कल्पः નો ઉલ્લેખ કરે છે. ઐતરેય બ્રાહ્મણ (૭·૧૧)માં જણાવ્યું છે કે પૈંગ્યમાં પૂર્ણિમાને આગલે દિવસે અમુક ઉપવાસ-કરવાનું વિધાન કરવામાં આવ્યું છે. ઐતરેય બ્રાહ્મણનો આ વિભાગ પ્રક્ષિપ્ત હોવાનું મનાય છે. શંકરાચાર્યના બ્રહ્મસૂત્ર (૩·૩·૨૪) પરના ભાષ્યમાં अस्ति ताण्डिनां पैङ्गिनां च रहस्यब्राह्मणे पुरुषविद्या એવો ઉલ્લેખ છે.

નિઘંટુ અને નિરુક્ત ઉપરાંત યાસ્કે બીજા ગ્રન્થો લખ્યા હોવાનું કહેવાતું નથી. નિઘંટુ પણ યાસ્કની જ રચના છે કે કેમ એ શંકાસ્પદ છે; એ ચર્ચા પછી કરીશું. કાત્યાયક પિંગળના છન્દઃસૂત્રમાં યાસ્કનો ઉલ્લેખ શોધી કાઢે છે-- न्यङ्कुसारिणी द्वितीयः। स्कन्धोग्रीवी क्रोष्टुकः। उरोबृहती यास्कस्य। બૃહતીના પ્રકારના છન્દમાં બીજો પાદ ૧૨ અક્ષરનો હોય તો તેને ન્યંકુસારિણી કહેવાય. ક્રૌષ્ટુકિ તેને સ્કન્ધોગ્રીવી કહે છે, જ્યારે યાસ્ક તેને માટે ઉરોબૃહતી એવું નામ આપે છે. આ નામ નિઘંટુ કે નિરુક્તમાં આવતું નથી. આથી આ એક માત્ર ઉલ્લેખને આધારે યાસ્કે છન્દઃશાસ્ત્રનું પુસ્તક લખેલું અને તે ઉપલબ્ધ નથી એમ માનવું મુશ્કેલ છે. રોથ એમ માને છે કે અહીં કયાં તો હસ્તપ્રતના લેખકની અગર તો છન્દઃસૂત્રના ગ્રંથકર્તાની કાંઈક ભૂલ થઈ હોય એમ બની શકે. પ્રાતિશાખ્યમાં જે વિભાગમાં છન્દની ચર્ચા કરવામાં આવી છે તેમાં એક-

વૈયાસ્કનો ઉલ્લેખ છે, તે જ રીતે એ વિભાગમાં ન્યંકુસારિણી, સ્કન્ધોગ્રીવી અને ઉરોબૃહતી એમ ત્રણે નામોનો પણ ઉલ્લેખ છે. હવે જો યાસ્કે 'ઉરોબૃહતી' નામ આપ્યું હોય તો પ્રાતિશાખ્ય, જે યાસ્કના કરતાં પૂર્વકાલીન છે, તેમાં એનું નામ આવી શકે નહિ. એમ બને કે ખરેખર 'વૈયાસ્ક' જ મૂળ નામ હોય અને પાછળથી વધારે જાણીતા નામ 'યાસ્ક' ની સાથે એ ભેગું થઈ ગયું હોય.

નિઘંટુ પણ યાસ્કની રચના છે એવો પરંપરાગત મત છે, અને કેટલાક અર્વાચીન વિદ્વાનોએ પણ એને ટેકો આપ્યો છે. દુર્ગાચાર્ય એમ માને છે કે નિઘંટુ અને નિરુક્ત બન્નેના લેખકો જુદા છે અને બીજા કેટલાક અર્વાચીન વિદ્વાનો પણ એને ટેકો આપે છે.

મહાભારતમાં મોક્ષધર્મપર્વમાં નીચે મુજબના શ્લોકો છે :

वृषो हि भगवान्धर्मः ख्यातो लोकेषु भारत ।
निघण्टुकपदाख्याने विद्धि मां वृषमुत्तमम् ॥
कपिर्वराहः श्रेष्ठश्च धर्मश्च वृष उच्यते ।
तस्माद् वृषाकपिं प्राह कश्यपो मां प्रजापतिः ॥

(મ. ભા., શાન્તિપર્વ. ૩૪૨.૮૬-૮૭)

એ જ પ્રકરણમાં યાસ્કનો પણ ઉલ્લેખ છે :

यास्को मामृषिरव्यग्रो नैकयज्ञेषु गीतवान् ।
शिपिविष्ट इति ह्यस्मात् गुह्यनामधरो ह्यहम् ॥
स्तुत्वा मां शिपिविष्टेति यास्क ऋषिरुदारधीः ।
मत्प्रसादादधो नष्टं निरुक्तमधिजग्मिवान् ॥

(એજન. ૩૪૨; ૭૨-૭૩)

નિઘંટુમાં वृषाकपि શબ્દ આવે છે. કેટલાક એમ ધારે છે કે કશ્યપ પ્રજાપતિ નિઘંટુના સંગ્રાહક હતા. એ માન્યતા માટે કોઈ પણ જાતનો આધાર નથી. શ્રી. લક્ષ્મણ સ્વરૂપ કહે છે : "The theory of કશ્યપ's authorship is indeed absurd and hardly deserves any mention." (Intro. to the Nighaṇṭu. p. 14. fn. 1.) એ ગમે તે હોય, અને કશ્યપને નિઘંટુના સંગ્રાહક કહેવા ઘણું અયોગ્ય હોવા છતાં ઉપરના શ્લોકો પરથી એક વાત સ્પષ્ટ થાય છે કે મહાભારત અનુસાર નિરુક્ત અને નિઘંટુ એના રચયિતાઓ એક ન હતા.

મધુસૂદન સરસ્વતી મહિમ્નસ્તોત્ર પરની ટીકામાં નિઘંટુ અંગે આ પ્રમાણે ઉલ્લેખ કરે છે:

एवं निघण्ट्वादयोऽपि वैदिकद्रव्यदेवतात्मकपदार्थपर्यायशब्दात्मका निरुक्तान्तर्भूता एव तत्रापि निघण्टुसंज्ञकः पञ्चाध्यायात्मको ग्रन्थो भगवता यास्केनैव कृतः ।

ઋગ્વેદ પરના ભાષ્યમાં વેંકટમાધવ ઋગ્વેદ ૭-૮૭-૪ સમજાવતાં જણાવે છે:

तत्र एकविंशतिर्नामानि कश्चिद्गौर्बिभर्तीति पृथिवीमाह । तस्य हि यास्कपठितान्येकविंशतिर्नामानि ।

મધુસૂદન સરસ્વતી અને વેંકટમાધવના અભિપ્રાય પ્રમાણે નિઘંટુ પણ યાસ્કની જ રચના છે. આમ આ બાબતમાં મતભેદ છે; બન્ને પક્ષે જુદી જુદી દલીલો કરવામાં આવે છે. આપણે એ બધી દલીલો જોઈએ:

નિરુકતના આરંભમાં યાસ્ક કહે છે: समाम्नायः समाम्नातः । स व्याख्यातव्यः । तमिमं समाम्नायं निघण्टव इत्याचक्षते । (નિ. ૧-૧) આની પર ટીકા કરતાં દુર્ગાચાર્ય કહે છે: गवादिर्देवपरन्यन्तः शब्दसमुदायः समाम्नाय उच्यते ।...। स च ऋषिभिर्मन्त्रार्थपरिज्ञानाय उदाहरणभूतः पञ्चाध्यायीशास्त्रसंग्रहभावेन एकस्मिन्नाम्नाये ग्रन्थीकृत इत्यर्थः । દુર્ગાચાર્ય એમ પણ બતાવે છે કે નિઘંટુ એ શબ્દસમુદાયને માટે રૂઢ સંજ્ઞા છે, અને આપણા શબ્દસમુદાય ઉપરાંત બીજા શબ્દસમુદાયોને પણ લાગુ પાડી શકાય. આમ ઉપલબ્ધ શબ્દસમુદાયમાં ન મળતા શબ્દો જેમાં સમાવવામાં આવેલા છે એવા બીજા નિઘંટુ ગ્રન્થો પણ હોવા જોઈએ, એ આપણે ઉપર જોયું. આપણે ઉપર એ પણ જોયું કે માત્ર ઉપલબ્ધ શબ્દસમુદાયના શબ્દોનું જ નિર્વચન યાસ્ક આપે છે એવું નથી પણ બીજા શબ્દસમુદાયમાં આવતા શબ્દો પણ યાસ્કે સમજાવેલા છે. એમાં એક પ્રશ્ન એવો ઊભો કરી શકાય કે બધા જ શબ્દોનો સંગ્રહ નિઘંટુમાં કેમ કરવામાં આવ્યો નથી? દુર્ગાચાર્ય આના જવાબમાં કહે છે કે બધા જ શબ્દોનો સંગ્રહ કરવામાં અતિવિસ્તાર થઈ જાય. ઉપરાંત ઉપલબ્ધ નિઘંટુ અને તેના પરનું નિરુકત માત્ર નિર્વચનપદ્ધતિ સમજાવવા માટે છે, એ ઉદાહરણરૂપ છે. આ બધાં કથનો પરથી એમ કહી શકાય કે ઉપલબ્ધ નિઘંટુની રચના યાસ્કના સમય કરતાં ઘણા પહેલાં થઈ હોવી જોઈએ. નિરુકતનું જાણીતું વાક્ય उपदेशाय ग्लायन्तोऽवरे इमं ग्रन्थं समाम्नासिषुः । (નિ. ૧—૨૦) પણ એ જ દર્શાવે છે.

✓ નિઘંટુના ચોથા અધ્યાયમાં दावने । अकूपारस्य । એમ શબ્દો આવે છે. નિરુક્તમાં (નિ. ૪—૧૮) યાસ્કે એ શબ્દો સમજાવતી વખતે अकूपारस्य दावने એમ બન્ને શબ્દો વિરુદ્ધ ક્રમમાં આપ્યા છે. હવે જો નિઘંટુ અને નિરુક્ત બન્નેના રચયિતા યાસ્ક જ હોય તો આ પ્રકારનો ક્રમભેદ આવે નહિ. દુર્ગાચાર્ય આની ચર્ચા કરતાં કહે છે: एतस्मिन्मन्त्रे 'अकूपारस्य दावने' इत्ययमनयोः पदयोरनुक्रमः । समाम्नाये पुनः 'दावने अकूपारस्य'-इति मन्त्रपाठव्यतिक्रमेण अनुक्रमः । तेन ज्ञायते अन्यैरेवायं ऋषिभिः समाम्नायः समाम्नातः अन्य एव चायं भाष्यकार इति । एको हि समाम्नायं भाष्यं च कुर्वन् प्रयोजनस्याभावात् एकमन्त्रगतयोः पाठानुक्रमं नाभंक्ष्यत् । આવો જ ક્રમભેદ वाजपस्त्यम् અને वाजगन्ध्यम् એ શબ્દો માટે પણ થાય છે (નિ. ૫-૧૫). તે સ્થળે દુર્ગાચાર્ય કહે છે: वाजगन्ध्यमित्येतदपि पदमेकस्मिन्नेव निगमे निरुक्तम् । केवलं समाम्नायानुक्रमविपर्यासः वाजपस्त्यं वाजगन्ध्यमित्येष समाम्नायानुक्रमः । निगमे पुनः अश्याम वाजगन्ध्यं सनेम वाजपस्त्यमिति ।

નિઘંટુમાં (૪—૧) च्यवन શબ્દ આવે છે. એ સમજાવતાં યાસ્ક કહે છે: च्यवन ऋषिर्भवति । च्यावयिता स्तोमानाम् । (નિ. ૪—૧૯). આ પછી ઉદાહરણને માટે ઋગ્વેદ ૧૦-૩૯-૪ મંત્ર ટાંકે છે. હવે આ મંત્રમાં च्यवान શબ્દ છે. ઋષિનું નામ च्यवान છે, च्यवन નહિ. ઋગ્વેદમાં પાંચ-૭ વખત च्यवन શબ્દ च्यावयिता એ અર્થમાં આવે છે પણ તેના ઉદાહરણો યાસ્કે આપ્યાં નથી. આમ યાસ્ક च्यवन અને च्यवान બેને ગૂંચવી નાંખે છે. આ પણ એક દલીલ તરીકે લઈ શકાય કે નિઘંટુ અને નિરુક્ત બેના લેખકો જુદા છે.

✓ નિઘંટુમાં अर्क શબ્દ ત્રણ વખત આવે છે. (૨-૭, ૨-૨૦, ૪-૨). નિઘંટુ ૨-૭માં अर्क શબ્દ अन्नનો પર્યાય છે, ૨-૨૦ માં वज्रનો પર્યાય છે અને ૪-૨ માં અનેકાર્થક શબ્દ તરીકે વપરાયો છે. નિરુક્ત (૫-૪, ૬-૨૩) માં યાસ્ક ચાર અર્થો આપે છે. દેવ, મંત્ર, અન્ન અને વૃક્ષ. અહીં वज्रનો અર્થ આપવામાં આવ્યો નથી. જો નિઘંટુના સંગ્રાહક યાસ્ક જ હોય તો આમ બનવું અસંભવિત છે.

પ્રો. ભગવદ્દત્ત એમ માને છે કે મધુસૂદન સરસ્વતીનો અભિપ્રાય જ યોગ્ય છે અને નઘંટુ તથા નિરુક્ત બન્નેના લેખક યાસ્ક જ છે. अकूपारस्य दावने એ બે શબ્દોને આધારે જે દલીલ કરવામાં આવે છે તે યોગ્ય નથી. યાસ્કના ટાંકેલા મંત્ર ઉપરાંત બીજી કોઈ જગાએ આ શબ્દો આવતા ન હોય તો આપણે

દુર્ગાચાર્યનું કથન સ્વીકારી લઈએ પણ એવું નથી. अकूपारस्य શબ્દ માત્ર એક જ સ્થળે આવે છે એ ખરું, પણ દાવને શબ્દ બીજા મંત્રોમાં પણ આવે છે. એમ પણ બને કે નિરુક્તની રચના વખતે યાસ્કે આ જ મંત્ર ઉદાહરણ તરીકે આપ્યો હોય કારણ કે અહીં બન્ને શબ્દો આવે છે અને આમ બે શબ્દો માટે જુદાં ઉદાહરણ આપવાની જરૂર ન પડે. આમ જોતાં આ શબ્દો માટે યાસ્કના ધ્યાનમાં માત્ર આ જ મંત્ર (ઋગ્વેદ ૫-૩૯-૨) હોય એમ કહેવું મુશ્કેલ છે. તે જ રીતે उपदेशाय ग्लायन्तोऽवरे बिल्मग्रहणाय इमं ग्रन्थं समाम्नासिषु...। એમાં इमं ग्रन्थम् એટલે નિઘંટુ એવો જે અર્થ દુર્ગાચાર્યે કર્યો છે તે યોગ્ય નથી. ખરી રીતે इमं ग्रन्थम् એટલે 'આ પ્રકારના ગ્રન્થો' સમજવા જોઈએ. આ નિઘંટુ ઉપરાંત તેના પહેલાં પણ નિઘંટુ ગ્રંથો રચાયા હતા એ આપણે ઉપર જોયું. એટલું જ નહિ પણ પ્રાક્કાલીન નિઘંટુઓને આધારે યાસ્કે ઉપલબ્ધ નિઘંટુનો સંગ્રહ કર્યો એમ પ્રો. ભગવદ્દત્ત માને છે. એને માટે નિરુક્ત ૭-૧૩ માંના એક અગત્યના પરિચ્છેદનો ઉલ્લેખ કરે છે :

"अथातोऽभिधानैः संयुज्य हविश्चोदयति–इन्द्राय वृत्रघ्ने। इन्द्राय वृत्रतरे। इन्द्रायांहोमुचे इति। तान्यपि एके समामनन्ति। भूयांसि तु समाम्नानात्। यत्तु संविज्ञानभूतं स्यात् प्राधान्यस्तुति तत्समामने। अथोत कर्मभिः ऋषिः देवताः स्तौति। वृत्रहा, पुरन्दर, इति। तान्यपि एके समामनन्ति। भूयांसि तु समाम्नानात्।"

અહીં યાસ્ક જણાવે છે કે કેટલાક દૈવતકાંડોમાં દેવોનાં રૂઢ નામો ઉપરાંત તેમનાં જુદાંજુદાં વિશેષણોનો પણ સંગ્રહ કરવામાં આવે છે. પણ આમ કરવામાં યાદી ઘણી લાંબી થઈ જાય એમ છે આથી યાસ્કે જાતે તો જે નામો રૂઢ છે તેની જ યાદી કરી છે. અહીં समामने એ ઉત્તમ પુરુષ એકવચન જ બતાવે છે કે આ સંગ્રહ યાસ્કે કરેલો છે.

પ્રો. ભગવદ્દત્તે જે દલીલો કરી છે તેમાં છેલ્લીને બાદ કરતાં બીજી બધીમાં બહુ વજૂદ જેવું લાગતું નથી. 'इमं ग्रन्थम्' નો અર્થ 'આ પ્રકારના ગ્રન્થો' એવો કરવો એ વધારે પડતું છે. अकूपारस्य દાવને માટે એમણે જે કહ્યું તે પ્રકારનું ગમે તે મુદ્દા પર કહી શકાય–જ્યાં આપણે કાંઈ જ જાણતા નથી ત્યાં આપણે ગમે તે દલીલ કરી શકીએ. એમ તો નિ. ૭-૧૩ નું વાક્ય, જેનો આધાર પ્રો. ભગવદ્દત્ત લે છે, તે પણ આવી તાર્કિક રીતે ન સમજી શકાય? એમ કહી શકાય કે समामने એ ભૂલ છે પણ મૂળમાં समाम्नातम् હોવું જોઈએ અને હસ્તપ્રતના લેખકના દોષથી આવો પાઠફેર થઈ ગયો છે. એમ પણ કહી શકાય કે

આખો વાક્યખંડ પ્રક્ષિપ્ત છે. એમ પણ કહી શકાય કે યાસ્કે પોતે આવી કોઈક યાદી કરી હોય પણ તે આ ઉપલબ્ધ નિઘંટુથી જુદી હોય. આ રીતે ઘણાં અનુમાનો કરી શકાય.

મને તો એવું લાગે છે કે નિઘંટુનો પરાપૂર્વથી જે સંગ્રહ ચાલતો આવેલો તેમાં કોઈ એક જ લેખકે આ યાદી કરેલી એમ માનવું મુશ્કેલ છે. જુદાજુદા લેખકોએ એમાં ઉમેરા-ઘટાડા કર્યા હોય અને યાસ્કે જાતે પણ એમાં પોતાને ઉચિત લાગ્યા એવા ફેરફાર કર્યા હોય. અને આ રીતે समाम्नात શબ્દને આવા અર્થમાં સમજવો જોઈએ.

નિઘંટુના સંગ્રાહક કોઈ એક જ લેખક ન હતા. એ માટે મેં ઉપર ચર્ચા કરતી વખતે એવી મતલબનું જણાવ્યું છે કે દૈવતકાંડ અને નૈઘંટુકકાંડનાં સંગ્રાહકો જુદા હતા. એ જ રીતે નૈગમકાંડ પણ સ્વતંત્ર હતો અને પાછળથી એ ત્રણે કડી ભેગા કરવામાં આવેલા. એ અંગે પ્રો. કરમરકરનો અભિપ્રાય ટાંકું છું : "Nor does the निघण्टु seem to be the work of only one author. Thus, for instance, the author of the second section of the fourth अध्याय of the निघण्टु is clearly different from the author of the first three अध्यायs, as shown from the fact that the second section of the fourth अध्याय gives certain words, the meanings of which have already been given in the first three अध्यायs. Thus अन्धः IV. 2·6, वराहः IV. 2·21, स्वसराणि IV. 2·22, शर्याः IV 2·23 सिनम् IV 2·28, वयुनम् IV. 2·48, are already explained in II. 7·1, I. 10·13, I. 9·5, II. 5·5, II. 7·8, III. 9·10, respectively. It is clear therefore that the author of the second section of the fourth अध्याय was not aware of the first three अध्यायs" આગળ ચાલતાં પ્રો. કરમરકર જણાવે છે : "In the fourth अध्याय of the निघण्टु there are eight pairs of consecutive words occuring in some Rigvedic passages, out of which (1) two occur in IV. 1–दावने अकूपारस्य, IV. 1·32-33; and विद्रधे द्रुपदे– IV. 1. 88-89; (2) two occur in IV. 2–प्रादिष्टः दूतः, IV. 2·2–3; कृदरस्य चर्पणिः, IV. 2. 70–71; and (3) four occur in IV. 3. अन्नाये किमीदिने IV. 3·43–44; श्रुष्टी पुरन्धिः, IV. 3·50–51;

घनः पचता IV. 3·64–65; सदान्वे शिरिम्बिठः IV. 3·119–120. In the case of the first section, the exact words occurring in the passage are taken, though the order is changed in the case of द्रावने अकूपारस्य. In the case of the second section, वाहिष्ठो दूतो in the passage has been reduced to its original, वाहिष्ठः and दूतः. In the case of the third section, while अन्वायं किमीदिने and घनः पचता are taken unchanged, श्रुष्टी पुरन्धिः and सदान्वे शिरिम्बिठः are substituted for पुरन्धिम् and शिरिम्बिठस्य of the original passage. If one can keep in tact द्रावने अकूपारस्य in IV. 1, one fails to understand how शिरिम्बिठस्य should lose its genitive or पुरन्धिम् its accusative. It is clear therefore that the third section must not have been produced by the author of the first section of the fourth अध्याय" શ્રી. કરમરકરનો અભિપ્રાય સાચો લાગે છે એમ સહજ કહી શકાય. નિઘંટુના બધા કાંડોના સંગ્રાહકો જુદા છે એટલું જ માત્ર નહિ પણ નૈગમકાંડના જુદાજુદા વિભાગોના સંગ્રાહકો પણ જુદા છે, યાસ્કે જાતે એનું સંસ્કરણ માત્ર કર્યું હોય-તેમાં પણ દૈવતકાંડનું જ સંસ્કરણ કર્યું હોય એ સંભવિત છે.

આ સાથે એક વિચાર એ પણ કરવા જેવો છે કે નિરુક્તના પણ બધા જ અધ્યાયો એક જ લેખકના છે કે નહિ. નિરુક્તના પૂર્વ અને ઉત્તર બન્ને ષટ્કોના લેખકો એક જ છે કે કેમ એ બાબતમાં શંકા ઊભી કરતા કેટલાક મુદ્દાઓ છે :

૧. ઘણી હસ્તપ્રતોમાં પૂર્વષટ્ક અને ઉત્તરષટ્ક જુદાંજુદાં આપવામાં આવે છે.

૨. ઉત્તરષટ્કના અધ્યાયો અને તેના વિભાગો સામાન્ય રીતે અથ અને અથાતોથી શરૂ થાય છે, પૂર્વષટ્કમાં માત્ર પ્રથમ અધ્યાયમાં જ આ પ્રકારનું લખાણ છે. પહેલા અને સાતમા અધ્યાયમાં જે સમાનતા છે તે કદાચ પાછળથી બનાવવામાં આવેલી હોય એવો સંભવ છે. પહેલા તથા સાતમા અધ્યાયમાં જ નિગમોમાં સ્વરાદિ ચિહ્નોનો અભાવ છે.

૩. પૂર્વષટ્કમાં નિર્વચન મુખ્ય ભાગ ભજવે છે. ઉત્તરષટ્કમાં દૈવતકાંડનું વ્યાખ્યાન હોવાથી એમાં યજ્ઞની દૃષ્ટિએ ચર્ચાઓ આવે છે, નિર્વચન ગૌણ સ્થાને છે.

૪. ઉત્તરષટ્કમાં યજુર્વેદની અસર સ્પષ્ટ છે. નૈરુક્ત સિદ્ધાન્તના વિરોધમાં યાજ્ઞિકોનો મત આપવામાં આવે છે.

૫. પૂર્વષટ્કમાં એક જ પરિચ્છેદમાં બે કે વધારે નિગમો ટાંકેલા છે, ઉત્તરષટ્કમાં અમુક અપવાદ બાદ કરતાં દરેક પરિચ્છેદમાં એક એક જ નિગમનું અવતરણ આપેલું છે.

૬. પૂર્વષટ્ક તથા ઉત્તરષટ્કમાં શૈલીની દૃષ્ટિએ પણ ભેદ છે. ઉદાહરણ તરીકે પૂર્વષટ્કમાં નિર્વચન આપતી વખતે અમુક ચોક્કસ પદ્ધતિ અપનાવેલી છે—वाक् कस्मात् ? वचतेः । આમ લગભગ દરેક વખતે શબ્દ સાથે 'कस्मात्' આવે છે અને પછી નિર્વચન આપેલું છે. ઉત્તરષટ્કમાં कस्मात्ના વ્યવધાન વગર સીધેસીધું નિર્વચન આપેલું છે.

૭. પતંજલિના મહાભાષ્યમાં નિરુક્તના ઉલ્લેખો પૂર્વષટ્કમાંથી જ કરવામાં આવ્યા છે, ઉત્તરષટ્કમાંથી નહિ. આને બહુ આધારભૂત દલીલ ન ગણી શકાય છતાં એક વાત તો ખરી જ કે ઉત્તરષટ્કમાંથી જરા પણ ઉલ્લેખ ન હોય એ કાઢી નાખવા જેવી બાબત તો નથી જ.

આમ ઉપરના સાત મુદ્દાઓને આધારે એમ કહી શકાય કે નિરુક્ત પણ એક જ લેખકની કૃતિ છે કે કેમ એ શંકાસ્પદ છે.

આવો જ એક બીજો અગત્યનો પ્રશ્ન 'નિરુક્ત' નામ અંગે છે. યાસ્કના ગ્રંથમાં नैरुक्ताः । નો ઉલ્લેખ આવે છે, પણ આ ગ્રન્થ નિરુક્ત છે એવું કોઈ જગાએ લખ્યું નથી. સાયણાચાર્ય ઋગ્વેદભાષ્યની ભૂમિકામાં નીચે મુજબ જણાવે છે :

अर्थावबोधे निरपेक्षतया पदजातं यत्रोक्तं तन्निरुक्तम् । 'गौः ग्मा, ज्मा, क्ष्मा, क्षमा' इत्यारभ्य 'वसवः वाजिनः, देवपत्न्य' इत्यन्तो यः पदानां समाम्नायः समाम्नातस्तस्मिन् ग्रन्थे पदार्थावबोधाय परापेक्षा न विद्यते, तदेतन्निरुक्तं त्रिकाण्डम् ।...पञ्चाध्यायरूपे काण्डत्रयात्मके एतस्मिन्ग्रन्थे परनिरपेक्षितया पदार्थस्योक्तत्वात् तस्य ग्रन्थस्य निरुक्तत्वमिति ।

યાસ્કના ગ્રન્થને માટે પણ સાયણ 'નિરુક્ત' શબ્દ જ વાપરે છે. એઓ કહે છે કે 'तदप्युच्यते निरुक्तम् ।' આમ યાસ્કના ગ્રન્થને માટે 'નિરુક્ત' શીર્ષક વપરાય છે એની સાયણને ખબર હતી.

પ્રસ્થાનભેદના કર્તા મધુસૂદન સરસ્વતી પણ નિરુક્ત શબ્દ નિઘંટુને માટે વાપરે છે. સામશ્રમિ પણ સાયણાચાર્યને અનુસરે છે પણ કૌંસમાં નિઘંટુ શબ્દ મૂકે છે.

પ્રો. લક્ષ્મણ-સ્વરૂપ જણાવે છે કે સાયણની માન્યતા ખોટી છે કારણ કે યાસ્ક જાતે એને માટે નિઘંટુ શબ્દ વાપરે છે. બીજું કોઈ પણ ગ્રન્થને નિરુક્ત ત્યારે જ કહેવાય જ્યારે એમાં વ્યુત્પત્તિઓ સમજાવવામાં આવી હોય પ્રો. સ્વરૂપના શબ્દો આ પ્રમાણે છે:

सायण is evidently wrong in giving the title निरुक्तम् to the समाम्नाय, for यास्क distinctly states that it is called निघण्टु...... The list of words can only be called निघण्टु and it is wrong to call it निरुक्तम्; the term निरुक्त can be applied only when some etymological explanations are given." (Intro to the निघण्टु. p. 13).

આ આખો જ પ્રશ્ન વિચારવા જેવો છે. નિરુક્ત કોને કહેવાય? નિઘંટુને નિરુક્ત કહી શકાય? યાસ્કનું નિરુક્ત એ નિરુક્ત છે? યાસ્ક અને નૈરુક્તોનો સંબંધ શો?

યાસ્ક બધું મળીને ૨૦ વખત नैरुक्ताः નો ઉલ્લેખ કરે છે: ૧.૧૨, ૨.૧૪, ૨.૧૬, ૩.૮, ૩.૧૪, ૩.૧૯, ૪.૨૪, ૫.૧૧, ૬.૧, ૬.૩, ૬.૧૧, ૭.૪, ૭.૫, ૮.૧૩, ૯.૪, ૧૧.૧૯, ૧૧.૨૯, ૧૧.૩૧, ૧૨.૧૦, ૧૨.૪૧. એમાથી ૧૦ સ્થળોએ વ્યુત્પત્તિ આપવામાં આવી છે: ૨.૧૪માં पृश्नि<प्राश्नुते; ૩.૮માં निपाद>नि+सद्; ૩.૧૪માં तस्कर>तत्कर; ૩.૧૯માં यज्ञ>यजति; ૪.૨૪માં तायु>स्त्यान; ૬.૧માં शुचि>सिच्; ૬.૩માં सलल्लूक>सॅल्लुब्ध; ૬.૧૧માં कृत्य>कृत्; ૮.૩માં रपष्ट>तूर्ण+अश्; અને ૯.૪માં मंगल>मरज. બાકીનાં દશ સ્થળે જુદી જુદી માન્યતાઓ આપવામાં આવી છે. તે આ પ્રમાણે છે:

નિ. ૧-૧૨. नैरुक्ताःના સિદ્ધાન્ત અનુસાર બધાં જ નામો ક્રિયાપદોમાંથી ઉદ્ભવેલાં છે.

નિ. ૨-૧૬. वृत्र=मेघ.

નિ. ૫-૧૧. સૂર્ય શુક્લપક્ષના પંદર દિવસ અને પંદર રાત્રિઓમાં જે પાણી પીએ છે તે જ ઇન્દ્રે પીધેલાં સોમનાં ત્રીસ સરોવરો છે. દુર્ગાચાર્યના કહેવા પ્રમાણે નૈરુક્તોની માન્યતા અનુસાર સૂર્ય અને ઇન્દ્ર એક જ છે.

નિ. ૭-૪. જે મંત્રોના દેવતાઓ ચોક્કસ ન હોય તે નરાશંસના મંત્રો સમજવા.

નિ. ૭-૫. દેવતાઓ માત્ર ત્રણ જ છે.

નિ. ૧૧-૧૯. ઋગ્વેદ મંત્ર ૧૦-૧૪-૬ અન્તરિક્ષ દેવતાઓનો છે.

નિ. ૧૧-૨૯. અનુમતી અને રાકા દેવોની પત્નીઓ છે.

નિ ૧૧-૩૧. સિનીવાલી અને કુહૂ દેવોની પત્નીઓ છે.

નિ. ૧૨-૧૦. ઋગ્વેદ સૂક્ત ૧૦-૧૭ અન્તરિક્ષદેવતા ઇન્દ્ર અને વાયુનું છે.

નિ. ૧૨-૪૧. ઋગ્વેદ ૧-૧૬૪-૫૦ અને ૧૦-૯૦-૧૬ સ્વર્ગસ્થાનીય દેવતાઓનાં છે.

આ દશ ઉલ્લેખોમાંથી પ્રથમમાં નૈરુક્તોનો સિદ્ધાન્ત આપેલો છે. એમની માન્યતા પ્રમાણે બધા જ શબ્દો કે શબ્દોના થોડા ભાગો મૂળ ધાતુમાંથી ઉદ્‌ભવેલા છે. એક વાત ધ્યાનમાં રાખવા જેવી એ છે કે ઉપર જે દશ વ્યુત્પત્તિઓ નૈરુક્તોની જણાવેલી છે તેમાં દરેકમાં મૂળ ધાતુ શોધી કાઢવામાં આવ્યો છે. બાકીના નવ ઉલ્લેખોમાં કોઈ વ્યુત્પત્તિ આપવામાં આવી નથી એટલું જ નહિ પણ એ ઉલ્લેખોમાં જે મતો દર્શાવ્યા છે તેને વ્યુત્પત્તિ સાથે કાંઈ સંબંધ નથી. આ આખી જ ચર્ચા કરીને સ્કોલ્ડ કહે છે: "If the नैरुक्ताः really were etymologists in explaining words-and explaining then by trying to establish, as it were their pedigree,-this, however, was certainly not the sole doctrine of the school." (The Nirukta p. 101). તો પછી નૈરુક્તોનો સિદ્ધાન્ત શો હતો?

સ્કોલ્ડ કહે છે: If we can judge by the relatively few passages where they are mentioned, they were rather a school of Vedic theologians, and their aim was not so much to investigate into the origin of words as to explain the Veda or certain portion of it." (એજન પૃ. ૧૦૮) આ એક વાત વિચારવા જેવી છે. અહીં ઉપરના નવ ઉલ્લેખો વિશે વિસ્તારથી વિચાર કરવાની જરૂર છે.

નિ. ૨-૧૬ માં વૃત્ર કોણ છે એની ચર્ચા કરેલી છે.

तत्को वृत्रः? मेघ इति नैरुक्ताः। त्वाष्ट्रोऽसुर इत्यैतिहासिकाः। अपां च ज्योतिषश्च मिश्रीभावकर्मणो वर्षकर्म जायते तत्रोपमार्थेन युद्धवर्णा भवन्ति।

નૈરુક્તોને મતે વૃત્ર મેઘ-વાદળ છે. ઐતિહાસિકોના અભિપ્રાય પ્રમાણે વૃત્ર અસુર હતો અને ત્વષ્ટાનો પુત્ર હતો. પાણી અને પ્રકાશના મિશ્રણથી વર્ષા થાય છે. તેને સમજાવવા માટે યુદ્ધના જેવાં વર્ણનો કરવામાં આવ્યાં છે.

નિ. ૫-૧૧ માં સોમનાં ત્રીસ સરોવરો અંગે યાજ્ઞિકો અને નૈરુક્તોનો મત બતાવ્યો છે : 'तत्रैतद्याज्ञिका वेदयन्ते-त्रिंशदुक्थपात्राणि माध्यन्दिने सवने एकदेवतानि तान्येतस्मिन्काले प्रतिधानेन पिबन्ति तान्यत्र सरांस्युच्यन्ते । त्रिंशदपरपक्षस्याहोरात्रास्त्रिंशत्पूर्वपक्षस्येति नैरुक्ताः । तद्या एताश्चान्द्रमसय आगामिन्य आपो भवन्ति रश्मयस्ता अपरपक्षे पिबन्ति ।

ઋગ્વેદ ૮-૬૬-૪ માં કહ્યું છે કે ઇન્દ્ર એકી સાથે સોમનાં ત્રીસ સરોવરો પી ગયા. યાજ્ઞિકોના કહ્યા પ્રમાણે માધ્યંદિન સવનમાં એક દેવને માટે સોમનાં ત્રીસ ઉક્થપાત્રો (libation vessels) હોય છે. તે તેઓ એકીસાથે પી જાય છે. અહીં તેને સરોવરો કહ્યાં છે. નૈરુક્તોના કહ્યા મુજબ શુક્લ પક્ષના ત્રીસ રાત્રિ-દિવસ (૧૫ રાત્રિ + ૧૫ દિવસ) અને કૃષ્ણ પક્ષના ત્રીસ રાત્રિ દિવસ હોય છે. સૂર્યનાં કિરણો ચંદ્રનું પાણી (चान्द्रमसय आपः) બીજા પક્ષમાં પી જાય છે.

નિ. ૭-૪ માં જેમાં દેવતાઓ અનિર્દિષ્ટ હોય તેવા મંત્રો અંગે બે અભિપ્રાયો આપેલા છે : अथान्यत्र यज्ञात् प्राजापत्या इति याज्ञिकाः । नाराशंसा इति नैरुक्ताः । જે મંત્રોના દેવતાઓ નક્કી ન હોય તેમાં શું સમજવું ? જે યજ્ઞ કે યજ્ઞના વિભાગમાં તે મંત્ર વપરાયો હોય તે યજ્ઞ કે યજ્ઞાંગના દેવતાને તે મંત્રના દેવતા સમજવા. પણ જે મંત્રો યજ્ઞ કે યજ્ઞાંગમાં ઉપયુક્ત ન હોય તે પ્રજાપતિના ગણવા એમ યાજ્ઞિકો કહે છે અને નરાશંસના ગણવા એમ નૈરુક્તો કહે છે. આ ઉપરાંત બીજા અભિપ્રાયો યાસ્કે આપેલા છે. નરાશંસને માટે દુર્ગાચાર્ય કહે છે : नराशंसोऽग्निर्यज्ञो वा ।

નિ. ૭-૫ માં દેવતાઓની સંખ્યા અંગે ચર્ચા છે : तिस्र एव देवता इति नैरुक्ताः । अग्निः पृथिवीस्थानो वायुर्वेन्द्रो वान्तरिक्षस्थानः सूर्यो द्युस्थानः । तासां माहाभाग्यात् एकैकस्या अपि बहूनि नामधेयानि भवन्ति । अपि वा कर्मपृथक्त्वाद्यथा होताध्वर्युर्ब्रह्मोद्गातेत्यप्येकस्य सतः । अपि वा पृथगेव स्युः पृथग्घि स्तुतयो भवन्ति तथाभिधानानि ।...વગેરે. પૃથ્વી પર અગ્નિ, અન્તરિક્ષમાં વાયુ અથવા ઇન્દ્ર અને સ્વર્ગમાં સૂર્ય એમ માત્ર ત્રણ જ દેવતાઓ છે એમ નૈરુક્તો માને છે. આ દેવતાઓના બહુત્વને લીધે જુદાંજુદાં નામો વપરાય છે.

કદાચ એવું પણ હોય કે જેમ એક જ બ્રાહ્મણ જુદાંજુદાં કર્મો કરવાથી હોતા, અધ્વર્યુ, બ્રહ્મા અને ઉદ્‌ગાતા એમ જુદીજુદી રીતે બોલાવાય તેમ દેવતાઓ પણ ત્રણ જ હોવા છતાં જુદાંજુદાં કર્મોને લીધે જુદાંજુદાં નામે બોલાવાય. બીજો અભિપ્રાય એવો છે કે સ્તુતિઓ તથા નામો જુદાં હોવાથી દેવો પણ જુદા જ માનવા. એ ખરું કે એક માણસ જુદાં જુદાં કામ કરે પણ જુદા જુદા માણસો પણ વહેંચીને જુદાં જુદાં કામ કરી શકે ને? તો પછી શું એકત્વ છે જ નહિ? એક દૃષ્ટિએ જરૂર છે. એમાં દેવતાઓનું સ્થાનૈકત્વ અને સંભોગૈકત્વ (सम्भोगो नाम इतरेतरोपकारित्वम्, समानकार्यतेत्यर्थः ।) જોવું જોઈએ. આમ ભેદ અને અભેદ બન્ને સાચા છે. તેને માટે યાસ્ક એક દૃષ્ટાન્ત આપે છે—तत्रैतन्नरराष्ट्रमिति । અહીં રાષ્ટ્રની દૃષ્ટિએ અભેદ છે. અને અને માણસોની દૃષ્ટિએ ભેદ છે.

નિ. ૧૧-૧૯ માં આ પ્રમાણે ઉલ્લેખ છે: माध्यमिको देवगण इति नैरुक्ताः । पितर इत्याख्यानम् । ઋગ્વેદમંત્ર ૧૦-૧૪-૬માં અંગિરસો, પિતૃઓ, આથર્વણો અને ભૃગુઓની સ્તુતિ છે. આ બધા અન્તરિક્ષસ્થાનના દેવતાઓ છે એમ નૈરુક્તો માને છે. આખ્યાનવિદો (આખ્યાન = tradition)ના મતે એ પિતૃઓ છે. આ પછી યાસ્ક કહે છે કે ઋષિઓની સ્તુતિ કરવામાં આવે છે અને તે માટે ઋગ્વેદ મંત્ર ૭.૩૩.૮ ઉદાહરણ તરીકે આપે છે.

નિ. ૧૧.૨૯માં જણાવ્યું છે: अनुमती राकेति देवपत्न्याविति नैरुक्ताः पौर्णमास्याविति याज्ञिका या पूर्वा पौर्णमासी साऽनुमतिर्योत्तरा सा राकेति विज्ञायते । નૈરુક્તોને મતે અનુમતી અને રાકા દેવોની પત્નીઓ છે. યાજ્ઞિકોને અભિપ્રાયે તે પૂર્ણિમા છે. પૂર્ણિમાનો પૂર્વભાગ તે અનુમતી અને ઉત્તરભાગ તે રાકા એમ બ્રાહ્મણ ગ્રંથોમાં (ઐતરેય બ્રાહ્મણ ૭.૧૧; ષડ્‌વિંશ બ્રાહ્મણ ૪.૬;) જણાવ્યું છે.

નિ. ૧૧.૩૧માં સિનીવાલી અને કુહૂ અંગે આવા જ અભિપ્રાયો છે. सिनीवाली कुहूरिति देवपत्न्याविति नैरुक्ताः । अमावास्ये इति याज्ञिकाः । या पूर्वामावास्या सा सिनीवाली योत्तरा सा कुहूरिति विज्ञायते । અહીં પણ યાજ્ઞિકોને મતે સિનીવાલી અને કુહૂ અમાવાસ્યાઓ છે અને અમાવાસ્યાનો પૂર્વ ભાગ તે સિનીવાલી તથા ઉત્તર ભાગ તે કુહૂ એમ બ્રાહ્મણ ગ્રંથો (ઐતરેય બ્રા. ૮.૧; ષડ્‌વિંશ બ્રા. ૪.૬) જણાવે છે.

ઋગ્વેદ ૧૦.૧૭ માં જે યુગલ છે તે વિશે નિ. ૧૨.૧૦માં જણાવ્યું છે: मध्यमं च माध्यमिकां च वाचम् इति नैरुक्ताः । यमं च यमीं चेत्यैतिहासिकाः ।

શબ્દ ઘણી વખત વપરાયો છે અને ત્યાં એનો અર્થ 'વ્યુત્પત્તિ' એવો નથી થતો એમ સ્કોલ્ડ સાચું જ કહે છે. એના ઉદાહરણ તરીકે સ્કોલ્ડ નિ. પ. ૮.નું વાક્ય ટાંકે છે. અહીં શિપિવિષ્ટ શબ્દ સમજાવવા માટે ઋગ્વેદ મંત્ર ૭. ૧૦૦. ૬. ટાંકયા પછી યાસ્ક કહે છે—तदयोत्तरा भूयसे निर्वचनाय । અને બીજા મંત્ર ટાંકે છે. આ વાક્યનો અર્થ 'તેને વધારે સમજાવવા માટે' એટલો જ થાય અહીં વ્યુત્પત્તિનો પ્રશ્ન જ ઊભો થતો નથી.

દુર્ગાચાર્ય એમની ભૂમિકામાં વેદાંગ નિરુક્ત વિશે આ પ્રમાણે કહે છે: प्रधानं चेदमितरेभ्योऽङ्गेभ्यः सर्वशास्त्रेभ्यश्चार्थपरिज्ञानाभिनिवेशात् । अर्थो हि प्रधान तद्गुणः शब्दः यथा शब्दलक्षणपरिज्ञान सर्वशास्त्रेषु व्याकरणात्, एवं सर्वशब्दार्थनिर्वचनपरिज्ञानं निरुक्तात । આમ દુર્ગના કહેવા પ્રમાણે જેમ વ્યાકરણથી શબ્દનાં રૂપસિદ્ધિ આદિની ખબર પડે છે તેમ નિરુક્તથી શબ્દના અર્થનું નિર્વચન જણાય છે, અહીં નિર્વચન એટલે 'વ્યુત્પત્તિ' એવો અર્થ નથી થતો, માત્ર 'સમજૂતી' એવો જ અર્થ યોગ્ય છે. દુર્ગ કહે છે કે શબ્દ ગૌણ છે, અર્થ પ્રધાન છે. વ્યુત્પત્તિમાં શબ્દ ગૌણ છે એમ કહેવું એ યોગ્ય છે?

નિરુક્તનાં પ્રયોજનો યાસ્કે આપ્યાં છે અને તે આપણે ઉપર જોયાં. એમાં પણ યાસ્ક વેદના અર્થજ્ઞાનને માટે આ શાસ્ત્ર આવશ્યક છે એમ જણાવે છે. અજ્ઞાનનિન્દામાં પણ જે વેદ જાણે છે, પણ તેનો અર્થ નથી જાણતો તેની જ નિન્દા કરી છે. યાસ્કે નિર્વચનના જે સિદ્ધાંતો આપ્યા છે. તેમાં પણ અર્થ ઉપર જ ભાર મૂકયો છે. આમ નિરુક્તનું પ્રયોજન વેદમંત્રોના શબ્દોનું અર્થજ્ઞાન છે એમ યાસ્ક તથા દુર્ગ બન્નેના કહેવાથી આપણે કહી શકીએ.

હવે એક વિચારવા જેવું એ છે કે વેદના શબ્દોના અર્થજ્ઞાન માટે નૈરુક્તોની પદ્ધતિ કેવી હતી? એને માટે ઉપર જે દશ ઉલ્લેખોમાં શબ્દોની વ્યુત્પત્તિઓ આપી છે એમ આપણે કહ્યું તે જોવાથી આછો ખ્યાલ આવી શકે. તે બધા ઉલ્લેખો આ પ્રમાણે છે:

નિ. ૨. ૧૪. पृश्निरादित्यो भवति-प्राश्नुत एन वर्ण इति नैरुक्ताः । संस्प्रष्टा रसान् । संस्प्रष्टा भासं ज्योतिषाम् । વગેરે.

નિ. ૩. ૮. निषादः कस्मान्निषदनो भवति । निषण्णमस्मिन्पापकमिति नैरुक्ताः ।

नि. ३. १४. तस्करस्तत्करो भवति करोति यत्पापकमिति नैरुक्ताः। तनोतेर्वा स्यात्सन्ततकर्मा भवति। अहोरात्रकर्मा वा।

नि. ३. १९. यज्ञः कस्मात्प्रख्यातं यजतिकर्मेति नैरुक्ताः। याच्ञो भवतीति वा यजुरुन्नो भवतीति वा बहुकृष्णाजिन इत्यौपमन्यवो यजूंष्येनं नयन्तीति वा।

नि. ४. २४. तायुरिति स्तेननाम, संस्त्यानमस्मिन्पापकमिति नैरुक्ताः। तस्यतेर्वा स्यात्।

नि. ६. १. शुचिः शोचतेर्ज्वलतिकर्मणः। अयमपीतरः शुचिरेतस्मादेव। निषिक्तमस्मात्पापकमिति नैरुक्ताः।

नि. ६. ३. सलल्कं संल्लुब्धं भवति पापकमिति नैरुक्ताः। सररूकं वा स्यात्सर्तेरभ्यस्तात्।

नि. ६. ११. कव्यं विकृताज्जायत इति नैरुक्ताः।

नि. ८. १३. त्वष्टा तूर्णमश्नुते इति नैरुक्ताः। त्विषेर्वा स्याद्दीप्तिकर्मणः त्वक्षतेर्वा स्यात्करोतिकर्मणः।

नि. ९. ४. मङ्गलं गिरतेर्गृणात्यर्थे गिरत्यनर्थानिति वा। मङ्गलमङ्गवत्। मज्जयति पापकमिति नैरुक्ताः। मां गच्छत्विति वा।

ઉપરના દસે ઉલ્લેખો ધ્યાનથી જોતાં કેટલાક અગત્યના મુદ્દાઓ ફલિત થાય છે. પ્રથમ તો એક સ્થાન–૬.૧૧. બાદ કરતાં બાકીના બધા જ ઉલ્લેખોમાં નૈરુક્તોના મત ઉપરાંત યાસ્ક બીજાં પણ નિર્વચનો આપે છે. બીજું એ કે નૈરુક્તોનાં નિર્વચનોમાં અમુક ચોક્કસ પદ્ધતિ અપનાવવામાં આવી છે. બ્રાહ્મણ-ગ્રંથોમાં આ પ્રકારનાં નિર્વચનો આપવામાં આવ્યાં છે. યાસ્ક જાતે પણ આવાં નિર્વચનો ટાંકે છે; જેમકે નિ. ૨. ૧૭ માં તૈત્તિરીય સંહિતાનું વાક્ય यदवृणोत्तद् वृत्रस्य वृत्रत्वम्' વગેરે (તૈ. સં. ૨. ૪. ૧૨. ૨.) ટાંકે છે.

આ બધું જોતાં આપણે નૈરુક્તોને માટે નીચેની બાબતો કહી શકીએ એમ છીએ:

(૧) नैरुक्ताः એ વેદનો અર્થ અમુક રીતે ઘટાવનાર સંપ્રદાય હતો.

(૨) વેદવર્ણિત દેવો અને પ્રસંગો વિવિધ પ્રકૃતિગત ઘટનાઓ છે એ સિદ્ધાન્તને આધારે નૈરુક્તો વેદનું અર્થઘટન કરતા.

(૩) વેદના જ્ઞાન માટે વેદના શબ્દોનું જ માત્ર જ્ઞાન નહિ પણ વેદના શબ્દોના અર્થનું પણ જ્ઞાન આવશ્યક છે એમ નૈરુકતો માનતા.

(૪) વેદમાં આવતા શબ્દોનો અર્થ સમજવા માટે એ શબ્દોને સમજાવવાનો પ્રયત્ન કરેલો. જેવી રીતે બ્રાહ્મણગ્રન્થોમાં અને ઉપનિષદોમાં શબ્દોને સમજાવવામાં આવ્યા છે, તેવી જ રીતે નૈરુકતો પણ સમજાવતા. આમ નૈરુકતોએ જે નિર્વચનો આપ્યાં એમાં વ્યુત્પત્તિનું તત્ત્વ જરૂર હતું પણ એ નિર્વચન પાછળ વ્યુત્પત્તિ આપવાનો હેતુ નહિ પણ એ દ્વારા શબ્દનો અર્થ સમજાવવાનો જ હેતુ હતો એ ધ્યાનમાં રાખવું જોઈએ.

આટલું નક્કી કર્યા પછી આપણે બીજા પ્રશ્નનો વિચાર કરીએ. આપણે ઉપર જોયું કે સાયણાચાર્ય નિઘંટુને નિરુક્ત કહે છે. એમના કહેવા પ્રમાણે જેમાં અર્થબોધને માટે જુદા જુદા શબ્દોનો સંગ્રહ કરવામાં આવ્યો હોય તેને નિરુક્ત કહેવાય. સાયણાચાર્ય નિઘંટુને સ્પષ્ટ રીતે જ નિરુક્ત કહે છે. નૈઘંટુકાંડમાં પ્રત્યેક શબ્દસમૂહની પાછળ અર્થ આપેલો છે. દૈવતકાંડમાં પણ અમુક પ્રકારની વ્યવસ્થા કરેલી છે, એ આપણે જોયું. દૈવતકાંડમાં સ્થાન અનુસાર દેવતાઓનાં નામોની વ્યવસ્થા કરેલી છે. અને એ રીતે જોતાં નૈરુકતોનો અગત્યનો સિદ્ધાંત—કે, વેદવર્ણિત દેવો પ્રકૃતિગત ઘટનાઓ છે—એમાં અમુક અંશે છે. પ્રથમ કાંડમાં તો અર્થ આપેલા છે, જો કે એમાં નિર્વચનની પદ્ધતિ નથી. નૈગમકાંડમાં કાંઈ જ નથી. દુર્ગાચાર્ય એની ભૂમિકામાં જણાવે છે : अथास्यैवमखिलपुरुषार्थोपकारवृत्तिसमर्थस्य संग्रहः।......तस्यैवा गवाद्या देवपत्न्यन्ता पञ्चाध्यायी सूत्रसंग्रहः। આમ નિઘંટુ એ નિરુક્તશાસ્ત્રનો સૂત્રસંગ્રહ છે. આ દૃષ્ટિએ નિઘંટુને નિરુક્ત જ કહીએ તો કાંઈ જ ખોટું નથી. યાસ્ક એને માટે નિરુક્ત શબ્દ નથી વાપરતા આથી સાયણાચાર્યનું કહેવું ખોટું છે એવી શ્રી. સરૂપની દલીલ મને તો બરાબર લાગતી નથી. યાસ્ક જાતે પોતાના ગ્રન્થને પણ નિરુક્ત નથી કહેતા ; સરૂપ એને પણ કેવી રીતે નિરુક્ત કહી શકે ?

હવે એ જોઈએ કે યાસ્ક નૈરુ
નિરુક્ત કહી શકાય કે નહિ
કેટલાક મુદ્દાઓ છે.

બૃહદ્દેવતામાં નૈરુક્તોનો ઉલ્લેખ આ પ્રમાણે કરવામાં આવેલો છે :

तत् खल्वाहुः कतिभ्यस्तु कर्मभ्यो नाम जायते ।
सत्त्वानां वैदिकानां वा यद्वान्यदिह किंचन ॥
नवभ्य इति नैरुक्ताः पुराणाः कवयश्च ये ।
मधूकः श्वेतकेतुश्च गालवश्चैव मन्यते ॥
निवासात् कर्मणो रूपात् मङ्गलाद्वाच आशिषः ।
यदृच्छयोपवसनात् तथामुष्यायणाच्च यत् ॥
चतुर्भ्य इति तत्राहुर्यास्कगार्ग्यरथीतराः ।
आशिषोऽथार्थवैरूप्यात् वाचः कर्मण एव च ॥ (૧-૨૩-૨૬)

આ શ્લોકોમાં કહ્યું છે કે નૈરુક્તો, પ્રાચીન વિદ્વાનો, મધૂક, શ્વેતકેતુ અને ગાલવ માને છે કે નામની ઉત્પત્તિ નવ પ્રકારે થાય છે. યાસ્ક, ગાર્ગ્ય અને રથીતર એવો અભિપ્રાય આપે છે કે નામની ઉત્પત્તિ ચાર પ્રકારે થાય છે. અહીં આપણે જોઈ શકીએ છીએ કે યાસ્કનો અભિપ્રાય નૈરુક્તોથી જુદો છે.

નિ. ૧-૧૭ માં યાસ્ક નૈરુક્તોનો મત આપે છે કે 'सर्वाणि नामानि आख्यातजानि' અને તે અંગે ચર્ચા પણ કરે છે, આમ છતાં 'सत्य' શબ્દની વ્યુત્પત્તિ આપતાં શાકટાયન બે ધાતુઓનો ઉપયોગ કરે છે, તેની યાસ્ક ટીકા પણ કરે છે. અને શાકટાયન જો જાતે નૈરુક્ત ન હોય (પતંજલિ એમને વૈયાકરણ માને છે) તો પણ એમનો અભિપ્રાય નૈરુક્તોના જેવો જ છે એ ધ્યાનમાં રાખવું જોઈએ. બીજું એક અગત્યનું વિધાન સ્કોલ્ડે કર્યું છે : "But what is perhaps of most importance is that his etymological practice does not agree with that of the नैरुक्ताः, as he often derives words from nouns, quite contrary to their doctrine as exposed in N. 1–12." (The Nirukta p. 114). આ બાબતમાં સ્વતંત્ર અભિપ્રાય આપવા માટે યાસ્કનાં બધાં જ નિર્વચનોનો અભ્યાસ કરવો પડે અને તેને માટે અહીં અવકાશ નથી. સ્કોલ્ડે બધાં જ નિર્વચનો તપાસેલાં છે, એ બધાંની યાદી પણ આપી છે એટલે એમનું આ વિધાન ન માનવાનું કોઈ કારણ નથી.

ઉપરના મુદ્દાઓને આધારે સ્કોલ્ડ યાસ્કના નૈરુક્ત હોવા સંબંધમાં શંકા ઊભી કરે છે. એ શંકાને ટેકો આપે એવી બીજી બાબતો મારા ધ્યાનમાં આવી છે, તે હું જણાવું છું.

(૩) વેદના જ્ઞાન માટે વેદના શબ્દોનું જ માત્ર જ્ઞાન નહિ પણ વેદના શબ્દોના અર્થનું પણ જ્ઞાન આવશ્યક છે એમ નૈરુક્તો માનતા.

(૪) વેદમાં આવતા શબ્દોનો અર્થ સમજવા માટે એ શબ્દોને સમજાવવાનો પ્રયત્ન કરેલો. જેવી રીતે બ્રાહ્મણગ્રન્થોમાં અને ઉપનિષદોમાં શબ્દોને સમજાવવામાં આવ્યા છે, તેવી જ રીતે નૈરુક્તો પણ સમજાવતા. આમ નૈરુક્તોએ જે નિર્વચનો આપ્યા એમાં વ્યુત્પત્તિનું તત્ત્વ જરૂર હતું પણ એ નિર્વચન પાછળ વ્યુત્પત્તિ આપવાનો હેતુ નહિ પણ એ દ્વારા શબ્દનો અર્થ સમજાવવાનો જ હેતુ હતો એ ધ્યાનમાં રાખવું જોઈએ.

આટલું નક્કી કર્યા પછી આપણે બીજા પ્રશ્નનો વિચાર કરીએ. આપણે ઉપર જોયું કે સાયણાચાર્ય નિઘંટુને નિરુક્ત કહે છે. એમના કહેવા પ્રમાણે જેમાં અર્થબોધને માટે જુદા જુદા શબ્દોનો સંગ્રહ કરવામાં આવ્યો હોય તેને નિરુક્ત કહેવાય. સાયણાચાર્ય નિઘંટુને સ્પષ્ટ રીતે જ નિરુક્ત કહે છે. નૈઘંટુકકાંડમાં પ્રત્યેક શબ્દસમૂહની પાછળ અર્થ આપેલો છે. દૈવતકાંડમાં પણ અમુક પ્રકારની વ્યવસ્થા કરેલી છે, એ આપણે જોયું. દૈવતકાંડમાં સ્થાન અનુસાર દેવતાઓનાં નામોની વ્યવસ્થા કરેલી છે. અને એ રીતે જોતાં નૈરુક્તોનો અગત્યનો સિદ્ધાંત–કે વેદવર્ણિત દેવો પ્રકૃતિગત ઘટનાઓ છે–એમાં અમુક અંશે છે. પ્રથમ કાંડમાં તો અર્થ આપેલા છે, જો કે એમાં નિર્વચનની પદ્ધતિ નથી. નૈગમકાંડમાં કાંઈ જ નથી. દુર્ગાચાર્ય એની ભૂમિકામાં જણાવે છે : अथास्यैवमखिलपुरुषार्थोपकारवृत्तिसमर्थस्य संग्रहः।......तस्यैषा गवाद्या देवपत्न्यन्ता पञ्चाध्यायी सूत्रसंग्रहः। આમ નિઘંટુ એ નિરુક્તશાસ્ત્રનો સૂત્રસંગ્રહ છે. આ દૃષ્ટિએ નિઘંટુને નિરુક્ત જ કહીએ તો કાંઈ જ ખોટું નથી. યાસ્ક એને માટે નિરુક્ત શબ્દ નથી વાપરતા આથી સાયણાચાર્યનું કહેવું ખોટું છે એવી શ્રી. સરૂપની દલીલ મને તો બરાબર લાગતી નથી. યાસ્ક જાતે પોતાના ગ્રન્થને પણ નિરુક્ત નથી કહેતા, તો પછી સરૂપ એને પણ કેવી રીતે નિરુક્ત કહી શકે ?

હવે એ જોઈએ કે યાસ્ક નૈરુક્ત હતા કે નહિ, તથા યાસ્કના ગ્રન્થને નિરુક્ત કહી શકાય કે નહિ. યાસ્કને નૈરુક્ત માનવામાં શંકા ઉત્પન્ન થાય એવા કેટલાક મુદ્દાઓ છે.

બૃહદ્દેવતામાં નૈરુક્તોનો ઉલ્લેખ આ પ્રમાણે કરવામાં આવેલો છે

तत् खल्वाहुः कतिभ्यस्तु कर्मभ्यो नाम जायते ।
सत्त्वानां वैदिकानां वा यद्वान्यदिह किंचन ॥
नवभ्य इति नैरुक्ताः पुराणाः कवयश्च ये ।
मधूकः श्वेतकेतुश्च गालवश्चैव मन्यते ॥
निवासात् कर्मणो रूपात् मङ्गलाद्वाच आशिषः ।
यदृच्छयोपवसनात् तथामुष्यायणाच्च यत् ॥
चतुर्भ्य इति तत्राहुर्यास्कगार्ग्यरथीतराः ।
आशिषोऽथार्थवैरूप्यात् वाचः कर्मण एव च ॥ (१-२३-२६)

આ શ્લોકોમાં કહ્યું છે કે નૈરુક્તો, પ્રાચીન વિદ્વાનો, મધૂક, શ્વેતકેતુ અને ગાલવ માને છે કે નામની ઉત્પત્તિ નવ પ્રકારે થાય છે. યાસ્ક, ગાર્ગ્ય અને રથીતર એવો અભિપ્રાય આપે છે કે નામની ઉત્પત્તિ ચાર પ્રકારે થાય છે. અહીં આપણે જોઈ શકીએ છીએ કે યાસ્કનો અભિપ્રાય નૈરુક્તોથી જુદો છે.

નિ. ૧-૧૭ માં યાસ્ક નૈરુક્તોનો મત આપે છે કે 'सर्वाणि नामानि आख्यातजानि' અને તે અંગે ચર્ચા પણ કરે છે, આમ છતાં 'सत्य' શબ્દની વ્યુત્પત્તિ આપતાં શાકટાયન બે ધાતુઓનો ઉપયોગ કરે છે, તેની યાસ્ક ટીકા પણ કરે છે. અને શાકટાયન જો જાતે નૈરુક્ત ન હોય (પતંજલિ એમને વૈયાકરણ માને છે) તો પણ એમનો અભિપ્રાય નૈરુક્તોના જેવો જ છે એ ધ્યાનમાં રાખવું જોઈએ. બીજું એક અગત્યનું વિધાન સ્કોલ્ડે કર્યું છે : "But what is perhaps of most importance is that his etymological practice does not agree with that of the नैरुक्ताः, as he often derives words from nouns, quite contrary to their doctrine as exposed in N. 1–12." (The Nirukta p. 114). આ બાબતમાં સ્વતંત્ર અભિપ્રાય આપવા માટે યાસ્કનાં બધાં જ નિર્વચનોનો અભ્યાસ કરવો પડે અને તેને માટે અહીં અવકાશ નથી. સ્કોલ્ડે બધાં જ નિર્વચનો તપાસેલાં છે, એ બધાંની યાદી પણ આપી છે એટલે એમનું આ વિધાન ન માનવાનું કોઈ કારણ નથી.

ઉપરના મુદ્દાઓને આધારે સ્કોલ્ડ યાસ્કના નૈરુક્ત હોવા સંબંધમાં શંકા ઊભી કરે છે. એ શંકાને ટેકો આપે એવી બીજી બાબતો મારા ધ્યાનમાં આવી છે, તે હું જણાવું છું.

સ્કોલ્ડ કહે છે કે માત્ર ત્રણ જ દેવતાઓ છે એવો નૈરુક્તોનો સિદ્ધાંત યાસ્કને માન્ય નથી (The Nirukta p. 114). નિ. ૭.૫ માં યાસ્ક નૈરુક્તો અને યાજ્ઞિકોના વિરુદ્ધ અભિપ્રાયોનું સમાધાન કરતા હોય એમ લાગે છે. નૈરુક્તોના જે નવ ઉલ્લેખો (જેમાં નિર્વચન નથી) આપણે ઉપર જણાવ્યા એમાં બધામાં જ નૈરુક્તોના અભિપ્રાય વિરુદ્ધ ઐતિહાસિકો કે યાજ્ઞિકોના મતો આપેલા છે, અને નિ. ૨. ૧૬ ને બાદ કરતાં બાકીના આઠમાં યાસ્ક જાતે નૈરુક્તોના અભિપ્રાય સાથે સંમત થાય છે એવું આપણે કહી શકતા નથી. ઊલટું કેટલીક વખત તો યાસ્કનું વલણ નૈરુક્તોના મતથી જુદું જ હોય એમ લાગે છે. નિ. ૧૧.૧૯માં આપણે જોયું કે નૈરુક્તો અને આખ્યાનવિદોના અભિપ્રાયો આપ્યા પછી યાસ્ક જે દલીલ કરે છે અને ઉત્તર આપે છે તે આખ્યાનવિદોને ટેકો આપે છે. તે જ રીતે નિ. ૧૨.૧૦માં અભિપ્રાયો આપ્યા પછી યાસ્ક યમ-યમીને માટે ઇતિહાસ પણ કહે છે; આ ઇતિહાસ ઐતિહાસિકો આપે છે. જ્યાં નિર્વચનો આપવામાં આવ્યાં છે એવા દસ ઉલ્લેખોમાં પણ યાસ્ક નિ. ૬.૧૧ બાદ કરતાં વિકલ્પે બીજાં નિર્વચનો આપે છે; અને નૈરુક્તોનાં નિર્વચનો કરતા એ વધારે ઉચિત પણ લાગે છે.

ઉપર આપણે જોયું કે નૈરુક્તો વેદવર્ણિત પ્રસંગોને અને વ્યક્તિઓને પ્રકૃતિગત ઘટનાઓ તરીકે સમજાવતા, જ્યારે ઐતિહાસિકો એને ઐતિહાસિક વ્યક્તિઓ અને પ્રસંગો તરીકે લેખાવતા. આમ નૈરુક્તોના મતને નિત્યપક્ષ કહી શકાય, અને ઐતિહાસિકોના અભિપ્રાયને આખ્યાનપક્ષ કહેવો યોગ્ય છે. યાસ્કના નિરુક્તમાં ઋગ્વેદના ઘણા મંત્રો, આખ્યાનપક્ષની દૃષ્ટિએ સમજાવેલા છે એ ધ્યાનમાં લેવું જોઈએ. નિ. ૨.૧૦–૧૨માં ઋગ્વેદ ૧૦.૯૮.૫, ૭ ટાંકીને દેવાપિ અને શન્તનુની કથા આપેલી છે. નિ. ૨.૨૫–૨૭માં વિશ્વામિત્ર અને નદીઓની કથા ઋગ્વેદ મંત્ર ૭.૩૩.૫ ટાંકીને આપેલી છે. ઋગ્વેદ ૧.૪૫.૩ ટાંકીને નિ. ૩.૧૭ માં યાસ્ક કહે છે : अर्चिषि भृगुः सम्बभूव । આ પણ આખ્યાનપક્ષને અનુસરે છે. નિ. ૪.૪૬માં જણાવ્યું છે કે ત્રિત જ્યારે કૂવામાં પડી ગયા ત્યારે ઋગ્વેદ ૧.૧૦૮નું પ્રતિભાન થયેલું. આ પણ ઐતિહાસિક પક્ષ અનુસાર છે. તે જ રીતે ઋગ્વેદ ૧૦.૮૫.૧૦ સમજાવવામાં યાસ્ક (નિ. ૧૨.૮) આખ્યાન પક્ષને અનુસરે છે. આવાં બીજાં ઉદાહરણો બતાવી શકાય એમ છે. આ બધે સ્થળે સ્કન્દસ્વામી એમની ટીકામાં નૈરુક્તોના પક્ષને અનુસરીને બીજો અર્થ આપે છે એ નોંધવું જોઈએ.

ઉપરના મુદ્દાઓ પર વિચાર કરતાં આપણે જરૂર કહી શકીએ કે યાસ્ક જાતે નૈરુક્ત હતા એમ આપણી જે સામાન્ય માન્યતા છે તે શંકાસ્પદ છે. કદાચ યાસ્ક

નૈરુક્ત ન હોય એમ માનવું વધારે સયુક્તિક લાગે છે. યાસ્ક કદાચ જાતે નૈરુક્ત ન હોય એમ માનીએ તો યાસ્કે લખેલા ગ્રંથને નિરુક્ત કહી શકાય? નિરુક્ત શબ્દનો અર્થ માત્ર 'વ્યાખ્યાન' એવો જ કરીએ તો એને નિરુક્ત કહેવામાં કાંઈ વાંધો લાગતો નથી. આપણે ત્યાં આવા દાખલાઓ છે કે અમુક અભિપ્રાયને સંપૂર્ણ રીતે ન અનુસરનારા લેખકોએ પણ તે તે વિદ્યાશાખાના ગ્રંથો પર ટીકા લખી છે. યાસ્કે તો માત્ર સમામ્નાય પર ભાષ્ય જ લખ્યું છે અને ભાષ્યને નિરુક્ત કહી શકાય. સમામ્નાય નૈરુક્તોની રચના હોઈ શકે–કદાચ એવા બીજા ઘણા સમામ્નાયો પણ હોઇ શકે–અને નૈરુક્તોની રચના પર ભાષ્ય લખનાર જાતે નૈરુક્ત ન હોય તો પણ એ ભાષ્યને નિરુક્ત–સામાન્ય અર્થમાં, અને પછી કાલાન્તરે એ ભાષ્યના નામ તરીકે જ–કહેવાયું હોય એમ થઈ શકે. યાસ્ક જાતે તો પોતાના ગ્રંથને નિરુક્ત કહેતા નથી. મહાભારતમાં (શાંતિપર્વ, ૩૨૪.૭૨–૭૩) યાસ્ક અને નિરુક્તનો જે ઉલ્લેખ આવે છે તેને આપણે આ પ્રકારે સમજી શકીએ.

## (૪) યાસ્કના કેટલાક અગત્યના સિદ્ધાંતો :

નિરુક્તમાં યાસ્કે કેટલીક અગત્યની ચર્ચાઓ કરી છે. તેને આપણે બે વિભાગમાં જોઈ શકીએ.

૧. કેટલી ચર્ચાઓ ભાષાની દષ્ટિએ મહત્ત્વની છે, તેમાં યાસ્કની માન્યતા પ્રમાણે શબ્દોના પ્રકારો, બધાં જ નામો ધાતુઓમાંથી આવ્યાં છે એવો નૈરુક્તોનો સિદ્ધાંત અને યાસ્કે આપેલા નિર્વચનના નિયમો આવી જાય છે.

૨. કેટલીક ચર્ચાઓ વેદના અર્થઘટન અંગેની છે; તેમાં કૌત્સનો મન્ત્રો અનર્થક છે એવો મત, તેમજ ઋગ્વેદમંત્રોના પ્રકારો, દેવોની સંખ્યા, તથા સ્વરૂપની ચર્ચા સમાવી શકાય.

આ બન્ને આપણે વારાફરતી વિચારીએ.

### ભાષાવિષયક વિચારો :

યાસ્કના જણાવ્યા પ્રમાણે શબ્દો ચાર પ્રકારના હોય છે : નામ, આખ્યાત (=ક્રિયાપદ), ઉપસર્ગ અને નિપાત. નામ અને આખ્યાત સમજાવતાં યાસ્ક કહે છે : भावप्रधानमाख्यातं सत्त्वप्रधानानि नामानि । આમ ક્રિયાપદમાં ભાવ (becoming) મુખ્ય હોય છે, નામમાં સત્ત્વ (being) પ્રધાન હોય છે. હવે જો બન્નેમાં ભાવ જ મુખ્ય હોય તો નામ અને આખ્યાત વચ્ચેનો ભેદ કેમ

સમજાવે ? યાસ્ક જણાવે છે કે જેમાં એક પછી એક ક્રિયાઓ થતી હોય તેને આખ્યાત કહેવાય, જેમકે 'गच्छति।' એમાં જનાર વ્યકિત ઘણી ક્રિયાઓ કરતી હોય છે, જેમકે જોડા પહેરવા, એક પગ ઉપાડવો, પછી બીજો ઉપાડવો, વચ્ચે જરૂર પડે ત્યાં વળવું વગેરે. આ બધી જ ક્રિયાઓ કરનારને માટે આપણે કહીએ કે 'તે જાય છે.' આમ છતાં જ્યારે આ બધી જ ક્રિયાઓનો આખો જ વ્યાપાર એક સત્ત્વ તરીકે લઈને આપણે ગમન શબ્દ વાપરીએ, 'તે ગમન કરે છે', તો તે નામ બને છે. આ રીતે ભાવવાચક નામ અને ક્રિયાપદ વચ્ચેનો ભેદ યાસ્ક સમજાવે છે.

વાર્ષ્યાયણિના જણાવ્યા પ્રમાણે ભાવના વિકારો છ હોય છે–ઉત્પન્ન થાય છે, છે (=exists), બદલાય છે, વધે છે, ઘટે છે અને નાશ પામે છે.

ઉપસર્ગો નામ અને આખ્યાતના અર્થમાં ફેરફાર લાવે છે.

નિપાત ત્રણ પ્રકારના છે–ઉપમાવાચક, કર્મોપસંગ્રહાર્થીય અને પદપૂરણ. યાસ્ક આ બધાની યાદી આપે છે.

યાસ્કે નામ અને આખ્યાતની જે વ્યાખ્યા આપી છે તેની સાથે એરિસ્ટોટલે આપેલી વ્યાખ્યાઓ સરખાવવા જેવી છે : "A noun or a name is a composite significant sound not involving the idea of time, with parts which have no significance by themselves in it. A verb is a composite significant sound involving the idea of time, with parts which have no significance by themselves in it. Whereas the word 'man' or 'white' does not imply when, 'walks' and 'has walked' involve in addition to the idea of walking that of time present or time past." આમ એરિસ્ટોટલે કાળને મહત્ત્વ આપ્યું છે, જ્યારે યાસ્કે ભાવને મુખ્ય ગણ્યો છે. બીજું યાસ્કે જે સત્ત્વભૂત નામની ચર્ચા કરી છે તે એરિસ્ટોટલે કરી નથી.

નામ અને આખ્યાતનાં લક્ષણો સમજાવતાં યાસ્કે એક અગત્યની ચર્ચા કરેલી છે. ઔદુમ્બરાયણ કહે છે કે શબ્દો ઇન્દ્રિયનિત્ય છે અર્થાત્ અનિત્ય છે. હવે જો વાકયમાં શબ્દો અને શબ્દમાં અક્ષરો અનિત્ય હોય તો આવા ચાર વિભાગો થઈ ન શકે, શબ્દો એકબીજાની સાથે સંબન્ધમાં ન આવી શકે અને

શબ્દો પણ સિદ્ધ ન થાય. આના જવાબમાં યાસ્ક કહે છે કે શબ્દો વ્યાપ્તિમાન: હોય છે. દુર્ગાચાર્યની વૃત્તિને આધારે આપણે કહી શકીએ કે આપણા અસંપ્રજ્ઞાત: ચિત્તમાં શબ્દોની નિત્ય આકૃતિઓ હોય છે. આ આકૃતિઓ શબ્દ દ્વારા. અસંપ્રજ્ઞાતમાંથી સંપ્રજ્ઞાત ચિત્તમાં આવે છે અને એ રીતે આપણને ભાષા દ્વારા અર્થ સમજાય છે. બીજું એ કે ભાષાને બદલે ચેષ્ટા વગેરેનો ઉપયોગ કરીએ તો પણ અર્થ તો સમજાય, પણ આપણે ભાષા દ્વારા જે સૂક્ષ્મતા અને સ્પષ્ટતા દર્શાવી શકીએ તે ચેષ્ટાથી થઈ ન શકે, આથી જ વ્યવહારમાં ભાષાનો ઉપયોગ થાય છે. આમ શબ્દોમાં વ્યાપ્તિમત્ત્વ ઉપરાંત અણીયસ્ત્વ પણ છે.

નામ કઈ રીતે આપવામાં આવે છે એ અંગેની ચર્ચા નિરુક્તના પ્રથમ. અધ્યાયમાં મળે છે. નૈરુક્તો અને શાકટાયન માને છે કે બધાં જ નામો આખ્યાતમાંથી ઉત્પન્ન થાય છે. ગાર્ગ્ય અને કેટલાક વૈયાકરણોના અભિપ્રાયે. બધાં નામો નહિ પણ થોડાંક જ નામો ધાતુઓમાંથી ઉત્પન્ન થયેલાં ગણી. શકાય. અહીં ગાર્ગ્ય વગેરેની દલીલ આ પ્રમાણે છે:

૧. દરેક માણસ જે કામ કરે તે નામે તે ઓળખાવો જોઈએ. જે કોઈ રસ્તો કાપે તેને अध्वानम् अश्नोति–अश्व કહેવો.

૨. દરેકને તે તે કામ અનુસાર જુદાં જુદાં નામો આપવાં જોઈએ. સ્તંભને માત્ર स्थूणा જ નહિ પણ दरशया (=दरे शेते) વગેરે નામો આપી શકાય.

૩. નામો એવી રીતે આપવાં જોઈએ કે જે વ્યાકરણના નિયમો પ્રમાણે ધાતુમાંથી આવેલાં છે એમ સમજી શકાય. पुरुषને બદલે पुरिशय, अश्वને બદલે अष्टा તથા तृणને બદલે तर्दन કહેવું જોઈએ.

૪. સત્ત્વ ભાવના કરતાં પહેલું હોય છે. ઘોડો ચાલે તે પહેલાં અસ્તિત્વમાં હોય છે જ પણ ચાલે ત્યારે જ એને અશ્વ કહેવાય તો તે પહેલાં એને નામ જ ન અપાય.

૫. નામ સમજાવવાને માટે ઘણી વખત વિચાર કરવો પડે છે. પૃથિવી શબ્દ प्रथ् ધાતુમાંથી આવેલો છે. તો પ્રથિવીને કોણે વિસ્તારી, શાને આધારે વિસ્તારી,–વગેરે પ્રશ્નો ઉત્પન્ન થાય છે.

આ દલીલોનો જવાબ આ રીતે અપાયો છે:

૧. ઘણી વ્યક્તિઓ એક જ ક્રિયા સાથે સંકળાયેલી હોવા છતાં દરેકને તે. નામ આપવામાં આવતું નથી, પણ માત્ર અમુકને જ આપવામાં આવે છે. આ. આપણે જગતમાં જોઈએ છીએ.

૨. એક જ વ્યક્તિ ઘણી ક્રિયાઓ સાથે સંકળાએલી હોવા છતાં એને બધાં જ નામો આપવામાં નથી આવતાં પણ માત્ર અમુક જ નામો આપવામાં આવે છે એ પણ આપણે જગતમાં જોઈએ છીએ.

૩. ભાષામાં એવા પણ શબ્દો છે કે જે ધાતુઓમાંથી વ્યાકરણના નિયમો અનુસાર આવેલા છે; જેમકે जागरूक.

૪. પાછળથી આવતી ક્રિયાઓને આધારે પણ નામ આપવામાં આવે છે.

૫. પૃથિવી શબ્દ પ્રથ્ પરથી આવ્યો એટલું જ બસ છે. પૃથ્વીનો વિસ્તાર કોણે કર્યો કે શાને આધારે કર્યો એ બધું વિચારવાની જરૂર જ નથી.

આખી ચર્ચામાં એક બે બાબતો ધ્યાનમાં રાખવા યોગ્ય લાગે છે. પ્રથમ તો યાસ્કે જે જવાબો આપ્યા છે એ બધામાં પૂર્વપક્ષે રજૂ કરેલી હકીકતો સ્વીકારી લીધેલી છે. આ રીતે નામો આપવામાં આવેલાં છે એટલે એમાં આમ કેમ નથી અને તેમ કેમ નથી એવા પ્રશ્નો ન પૂછવા જોઈએ–કાંઈક એવા પ્રકારના જવાબો છે. બીજું એ ધ્યાનમાં રાખવા જેવું છે કે નામો બધાં જ આખ્યાતમાંથી આવેલાં છે એમ સ્વીકારવામાં ભાષાના વિકાસમાં રૂઢિ જે ભાગ ભજવે છે તેનો વિચાર જ કરવામાં નથી આવ્યો. નામો આખ્યાતને આધારે આપવામાં આવે છે એમ ભલે માનવામાં આવે પણ એમાં જે રૂઢિ (= convention)નું તત્ત્વ છે તે સ્વીકારવું જોઈએ.

નિરુક્તના બીજા અધ્યાયના આરંભમાં યાસ્કે નિર્વચનના સિદ્ધાન્તો આપેલા છે. એ બધા જ સિદ્ધાન્તોને ક્રમવાર વ્યવસ્થિત રીતે આપવા મુશ્કેલ છે. સ્કોલ્ડના જણાવ્યા મુજબ આ બધાને જ માત્ર એક નિયમમાં સમાવી શકાય– "Any sound, in any position and in any epoch, can become any other sound." સ્કોલ્ડને અનુસરીને આપણે ઉદાહરણોને આધારે યાસ્કના નિર્વચનો અંગેના નિયમો નીચે મુજબ તારવી શકીએ :

૧. કેટલાંક રૂપોમાં મૂળ ધાતુનો કોઈ પણ વર્ણ ન રહે : प्रत्तम् > प्र + $\sqrt{}$दा; अवत्तम् > अव + $\sqrt{}$दा.

૨. મૂળ ધાતુનો એક વ્યંજન જ માત્ર રહે : स्तः, सन्ति > $\sqrt{}$अस्.

૩. વ્યંજન + સ્વર + વ્યંજન આવતા હોય એવા ધાતુમાંથી અન્ત્ય વ્યંજન જતો રહે : गत्वा > $\sqrt{}$गम्.

૪. આવા ધાતુઓમાં મધ્યે આવતો સ્વર પણ જતો રહે : जग्मतुः > √गम्.

૫. હ્રસ્વ સ્વર પછી શબ્દને અંતે અનુનાસિક આવે તો દીર્ઘ સ્વર થાય : राजा > राजन्.

૬. એક વ્યંજન પડતો મૂકવામાં આવે : तत् + त्या = तत्या

૭. બે વર્ણો અથવા સ્વર પડતા મૂકવામાં આવે : त्रि + ऋच = तृच.

૮. ધાતુનો આરંભનો વ્યંજન ફેરવાઈ જાય છે : ज्योति > √द्युत्.

૯. એક સ્વરની આજુબાજુ આવતા બે વ્યંજનોની અદલાબદલી થાય :

सिकताः > √कस्.

૧૦. ધાતુનો અન્ત્ય વ્યંજન 'ह्' હોય તો તેનો 'घ' કે 'ध' થાય;

ओघ > √वह्; वधू > √वह्.

૧૧. ધાતુમાં વર્ણનો ઉમેરો થાય : आस्थत् > √अस्.

૧૨. સંપ્રસારણ અનુસાર ફેરફાર થાય; मृदु > √म्रद्.

૧૩. વૈદિક શબ્દો ભાષાના ધાતુઓમાંથી આવે : दमूनाः > √दम्.

૧૪. ભાષાના શબ્દો વૈદિક ધાતુઓમાંથી આવે : उष्ण > √उष्.

૧૫. કેટલાક શબ્દો અને તેના મૂળ ધાતુઓ જુદા જુદા પ્રદેશોમાં વપરાતી બોલીઓમાં હોય : √दा = કાપવું પૂર્વમાં વપરાય છે, પણ दात्र માત્ર ઉત્તરમાં વપરાય છે.

૧૬. તદ્ધિત પ્રત્યયોને છૂટા પાડીને નિર્વચન કરવું : दण्ड्य > दण्ड.

૧૭. સમાસોમાં પદ છૂટાં પાડીને નિર્વચન કરવું. राजपुरुषः=राजन्+पुरुषः.

આ રીતે જુદા જુદા શબ્દોમાં જુદા જુદા ફેરફારો ધ્યાનમાં રાખીને નિર્વચન કરવું એમ યાસ્ક કહે છે. યાસ્ક કહે છે કે જો વ્યાકરણવિષયક સંસ્કારાદિ બરાબર હોય તો તો પ્રશ્ન જ નથી પણ જો તેમ ન હોય તો ગમે તે વર્ણસામ્યનો ખ્યાલ રાખવો અને સંસ્કાર પર ધ્યાન આપવું નહિ પણ અર્થ પર જ ધ્યાન આપવું. જો વર્ણસામ્ય ન હોય તો ગમે તે રીતે નિર્વચન કરવું, એટલા ખાતર નિર્વચન ન કરવું એમ નહિ, કારણ કે શબ્દોમાં ઘણા

ફેરફારો સંભવે છે. અને યાસ્ક એક અગત્યની વાત કહે છે. न एकपदानि निर्ब्रूयात् । પ્રકરણાદિ સંદર્ભ વગરના શબ્દોનું નિર્વચન આપવું નહિ, કારણ કે જુદા જુદા સંદર્ભમાં શબ્દના જુદા જુદા અર્થો થઈ શકે છે. આ બધા પરથી એમ લાગે છે કે અર્થને ધ્યાનમાં રાખીને ગમે તે રીતે ગમે તે શબ્દનું નિર્વચન ગમે તે ધાતુમાંથી સમજાવવું. આથી પણ આપણી એક માન્યતાને પુષ્ટિ મળી શકે કે યાસ્કને માટે નિર્વચન એ વ્યુત્પત્તિ નહિ પણ સમજૂતી જ હતી.

સૉક્રેટીસનાં કેટલાંક વાક્યો શ્રી. સ્વરૂપે ટાંક્યાં છે તે આની સાથે સરખાવવા જેવાં છે.

1. "Yes my dear friend; but then you know that the original names have been long ago buried and disguised by people sticking on and stripping off letters for the sake of euphony, and twisting and bedizening them in all sorts of ways......and the additions are often such that at last no human being can possibly make out the original meaning of the word."

2. "Now attend to me; and first, remember that we often put in and out letters in words and give names as we please and change the accents."

3. "And whether the syllables of the name are the same or not the same, makes no difference, provided the meaning is retained; nor does the addition or subtraction of a letter make any difference so long as the essence of the thing remains in possession of the name and appears in it."

આ ઉપરાંત શ્રી. સ્વરૂપ બીજાં પણ બે વાક્યો ટાંકે છે, જે રસપ્રદ હોવાથી અહીં ઉતાર્યાં છે.

1. "Etymology is a science in which vowels count for nothing and consonents for very little."—Voltaire.

2. "A sound etymology has nothing to do with sound." —Max Müller.

વેદાર્થવિષયક વિચારો :

યાસ્ક કહે છે કે નિરુક્ત વેદમંત્રોનો અર્થ જાણવા માટે ઉપયોગી છે. કૌત્સ નામના એક વિદ્વાન માને છે કે વેદમંત્રોનો અર્થ જ થતો નથી અને તેથી આખું શાસ્ત્ર નિરર્થક છે. કૌત્સની દલીલો નીચે પ્રમાણે છે :

૧ વેદમંત્રોમાં શબ્દો તેમજ તેમનો ક્રમ નિયત હોય છે. અમુક શબ્દોને બદલે તેનો પર્યાય વાપરી શકાય નહિ. 'अग्न आ याहि वीतये' ને બદલે 'विभावसो आगच्छ पानाय' એમ ન કહી શકાય; તેજ રીતે શબ્દોનો ક્રમ ફેરવીને 'आ याहि अग्ने' એમ પણ ન કહેવાય. જો મન્ત્રોનો અર્થ થઈ શકતો હોય તો પર્યાય મૂકવાથી કે ક્રમ ફેરવવાથી અર્થ બદલાય નહિ એટલે એમાં કાંઈ વાંધો ન લેવો જોઈએ.

૨. બ્રાહ્મણ ગ્રન્થોમાં રૂપસંપત્તિનું વિધાન કરવામાં આવે છે. उरु प्रथस्व इति प्रथयति । હવે જો 'उरु प्रथस्व'થી જ અર્થ સમજાતો હોય તો 'प्रथयति' ની જરૂર જ નથી.

૩. ઘણી વખત મન્ત્રાર્થ અનુપપન્ન હોય છે, 'स्वधिते मैनं हिंसीः ।' હવે કુહાડી વડે જાતે જ હિંસા કરે છે, તો 'તું હિંસા ન કર' એમ કુહાડીને કહેવાનો શો અર્થ ?

૪. ઘણા મન્ત્રો પરસ્પર વિરોધી અર્થવાળા હોય છે. 'एक एव रुद्रोऽवतस्थे न द्वितीयः । પ્રમાણે રુદ્ર એક છે. બીજા એક મન્ત્ર असंख्याता सहस्राणि ये रुद्रा अधि भूम्याम् । પ્રમાણે રુદ્રો અસંખ્ય છે.

૫. શું કરવાનું તે જાણતા હોવા છતાં અધ્વર્યુ હોતાને સમજાવે છે, જેમકે अग्नये समिध्यमानाय अनुब्रूहि । જો મન્ત્રોનો અર્થ થતો હોય તો આવું સંપ્રેષણ આવશ્યક નથી.

૬. કેટલીક વખત મન્ત્રોમાં અસંબદ્ધપ્રલાપ જેવું લાગે છે, જેમકે अदितिः सर्वम् । अदितिर्द्यौरदितिरन्तरिक्षम् ।—જે द्यौः હોય તે અન્તરિક્ષ કેવી રીતે બને ?

૭. ઘણા શબ્દોના અર્થો સ્પષ્ટ નથી જેમ કે यादृश्मिन्.

આના જવાબમાં યાસ્ક કહે છે કે મંત્રો અર્થવાન્ છે કારણ કે જે શબ્દો વ્યવહારમાં વપરાય છે તે જ શબ્દો વેદમાં પણ છે. બ્રાહ્મણ ગ્રંથોમાં પણ લખ્યું છે—" एतद्वै यज्ञस्य समृद्धं यद्रूपसमृद्धं यत्कर्म क्रियमाणमृग्यजुर्वाभिवदति । "

અહીં ऋगु अभिवदति એ શબ્દો જ બતાવે છે કે મન્ત્રો અનર્થક નથી. ઉપરની બધી દલીલોનો જવાબ પણ યાસ્ક આપે છે.

૧. શબ્દો અને તેનો ક્રમ નિયત હોય એવું તો વ્યવહારમાં પણ છે, જેમ કે पितापुत्रौ એમ જ બોલાય, पुत्रपितरौ નહિ.

૨. રૂપસંપત્તિના વિધાનથી આનર્થક્ય સિદ્ધ થતું નથી. મન્ત્રોક્ત અર્થને જ બ્રાહ્મણોમાં વિસ્તારથી કહેવામાં આવે છે.

૩. 'स्वधिते मैनं हिंसीः' માં તો વેદવચનથી અહિંસા જ છે.

૪. વ્યવહારમાં પણ એવાં વાક્યો આવે છે જે વિરુદ્ધ અર્થવાળાં હોય; જેમ કે-'अशत्रुरमित्रो राजा।' અને રાજા અમિત્ર વગરનો તો હોય જ નહિ.

૫. વ્યવહારમાં પણ જાણવા છતાં કહેવામાં આવે છે-'देवदत्तोऽहमभिवादये।' અહીં ગુરુ જાણતા હોય છે કે અભિવાદક દેવદત્ત છે, છતાં નામ બોલવામાં આવે છે.

૬. વ્યવહારમાં પણ એવાં વાક્યો આવે છે જેમકે-सर्वे रसा अनुप्राप्ताः पानीयम्।

૭. શબ્દોનો અર્થ ન સમજાય તે કાંઈ શબ્દોનો વાંક નથી. યાસ્ક કહે છે તેમ—नैष स्थाणोरपराधो यदेनमन्धो न पश्यति। पुरुषापराधः स भवति।

આમ આખી ચર્ચા રસપ્રદ છે. અહીં વિચારવા જેવું તો એ છે કે યાસ્કના કાળમાં પણ વેદાર્થવિરોધી (એને વેદવિરોધી કહેવો યોગ્ય નથી) અભિપ્રાય પ્રચલિત હતો.

સાતમા અધ્યાયના આરંભમાં યાસ્ક ઋચાઓનું બે રીતે પૃથક્કરણ કરે છે. પ્રથમ તો ઋચાઓ ત્રણ પ્રકારની હોય – પરોક્ષકૃત, પ્રત્યક્ષકૃત અને આધ્યાત્મિકી. સામાન્ય રીતે ગમે તે નામ કે વિભક્તિ હોય અને ક્રિયાપદમાં ત્રીજો પુરુષ વાપરવામાં આવે તે પરોક્ષકૃત; જે મંત્રોમાં બીજો પુરુષ વાપરવામાં આવે તથા युष्मद् સર્વનામ આવે તે પ્રત્યક્ષકૃત; અને જેમાં अस्मद् સર્વનામ સાથે ક્રિયાપદનો પહેલો પુરુષ વપરાય તે આધ્યાત્મિકી. આમ જેમાં ઋષિ દેવો વિશે કહેતા હોય તે પરોક્ષકૃત, જેમાં દેવોને સંબોધવામાં આવે તે પ્રત્યક્ષકૃત અને ઋષિ પોતાને અનુલક્ષીને કાંઈક કહે તે આધ્યાત્મિકી ઋચાઓ કહેવાય.

વિષયની દૃષ્ટિએ પણ ઋચાઓનું વિભાજન યાસ્કે કર્યું છે. ઋચાઓમાં સ્તુતિ, આશીર્વાદ, શુભકામના, શપથ, શાપ, કાંઈક કહેવાની ઇચ્છા, પરિદેવના

દેવતાઓને આકાર હોય છે કે નહિ? એ અંગે બે મતો છે. એક મત પ્રમાણે દેવો પુરુષવિધ છે. તેની દલીલો આ પ્રમાણે છે :

૧. દેવતાઓ ચૈતન્યયુક્ત હોય એવી રીતે સ્તુતિ કરવામાં આવે છે, અને એમનાં નામો પણ એવાં જ છે.

૨. પુરુષનાં અંગોની માફક એમનાં અંગોની સ્તુતિ કરવામાં આવે છે.

૩. પુરુષની માફક જ એમની વસ્તુઓ કહેવામાં આવે છે.

૪. પુરુષના જેવાં જ એમનાં કર્મો છે.

બીજા મત પ્રમાણે દેવતાઓ પુરુષવિધ નથી. અગ્નિ, વાયુ, સૂર્ય, પૃથ્વી, ચંદ્ર વગેરે જે પ્રાકૃતિક સ્વરૂપ દેખાય છે તે બધાં પુરુષવિધ નથી, આથી દેવોને માટે પણ માનવાકાર કલ્પી શકાય નહિ. ઉપરની દલીલોનો જવાબ પણ આ પ્રમાણે આપવામાં આવે છે :

૧. પાસા, વનસ્પતિ જેવી અચેતન વસ્તુઓની પણ ચેતનની માફક જ સ્તુતિ કરવામાં આવે છે.

૨. સોમ વાટવાના પથ્થર જેવી અચેતન વસ્તુઓનાં પણ અંગો કહેવાયાં છે.

૩. દ્રવ્યસંયોગ પણ અચેતનનો ચેતન જેવો જ કહ્યો છે.

૪. કર્મ અંગે પણ એમ કહી શકાય કે સોમગ્રાવા જેવી અચેતન વસ્તુઓમાં કર્મો કહેવામાં આવે છે.

અન્તે યાસ્ક કહે છે કે દેવતાઓ પુરુષવિધ અને અપુરુષવિધ એમ બન્ને હોઈ શકે. જેવી રીતે પુરુષયજમાનનો યજ્ઞ એ કર્માત્મા છે તેવી રીતે બધી પ્રાકૃતિક ઘટનાઓ પુરુષવિધ દેવતાઓના કર્માત્મા છે એમ કહી શકાય.

⁂

# अथ निघण्टुः ।

## [ नैघण्टुककाण्डः । ]

### अथ प्रथमोऽध्यायः ।

गौः । ग्मा । ज्मा । क्ष्मा । क्षा । क्षमा । क्षोणी । क्षितिः । अवनिः । उर्वी । पृथ्वी । मही । रिपः । अदितिः । इळा । निर्ऋतिः । भूः । भूमिः । पूषा । गातुः । गोत्रेत्येकविंशतिः पृथिवीनामधेयानि ॥ १ ॥

हेम । चन्द्रम् । रुक्मम् । अयः । हिरण्यम् । पेशः । कृशनम् । लोहम् । कनकम् । काञ्चनम् । भर्म । अमृतम् । मरुत् । दत्रम् । जातरूपमिति पञ्चदश हिरण्यनामानि ॥ २ ॥

अम्बरम् । वियत् । व्योम । बर्हिः । धन्व । अन्तरिक्षम् । आकाशम् । आपः । पृथिवी । भूः । स्वयम्भूः । अध्वा । पुष्करम् । सगरः । समुद्रः । अध्वरमिति षोडशान्तरिक्षनामानि ॥ ३ ॥

स्वः । पृश्निः । नाकः । गौः । विष्टप् । नभ इति षट् साधारणानि ॥ ४ ॥

खेदयः । किरणाः । गावः । रश्मयः । अभीशवः । दीधितयः । गभस्तयः । वनम् । उस्राः । वसवः । मरीचिपाः । मयूखाः । सप्त ऋषयः । साध्याः । सुपर्णा इति पञ्चदश रश्मिनामानि ॥ ५ ॥

आताः । आशाः । उपराः । आष्ठाः । काष्ठाः । व्योम । ककुभः । हरित इत्यष्टौ दिङ्नामानि ॥ ६ ॥

श्यावी । क्षपा । शर्वरी । अक्तुः । ऊर्म्या । राम्या । यम्या । नम्या । दोषा । नक्ता । तमः । रजः । असिक्नी । पयस्वती । तमस्वती । घृताची । शिरिणा । मोकी । शोकी । ऊधः । पयः । हिमा । वस्वीति त्रयोविंशती रात्रिनामानि ॥ ७ ॥

विभावरी । सूनरी । भास्वती । ओदती । चित्रामघा । अर्जुनी । वाजिनी । वाजिनीवती । सुम्नावरी । अहना । द्योतना । श्वित्या । अरुषी । सूनृता । सूनृतावती । सूनृतावरीति षोडशोषोनामानि ॥ ८ ॥

वस्तोः । द्युः । भानुः । वासरम् । स्वसराणि । घ्रंसः । घर्मः । घृणः । दिनम् । दिवा । दिवेदिवे । द्यविद्यवीति द्वादशाहर्नामानि ॥ ९ ॥

अद्रिः । ग्रावा । गोत्रः । वलः । अश्नः । पुरुभोजाः । वलिशानः । अश्मा । पर्वतः । गिरिः । व्रजः । चरुः । वराहः । शंबरः । रौहिणः । रैवतः । फलिगः । उपरः । उपलः । चमसः । अहिः । अभ्रम् । वलाहकः । मेघः । दृतिः । ओदनः । वृषन्धिः । वृत्रः । असुरः । कोश इति त्रिंशन्मेघनामानि ॥ १० ॥

श्लोकः । धारा । इळा । गौः । गौरी । गान्धर्वी । गभीरा । गम्भीरा । मन्द्रा । मन्द्राजनी । वाशी । वाणी । वाणीची । वाणः । पविः । भारती । धमनिः । नाळीः । मेना । मेळिः । सूर्या । सरस्वती । निवित् । स्वाहा । वग्नुः । उपब्दिः । मायुः । काकुत् । जिह्वा । घोषः । स्वरः । शब्दः । स्वनः । ऋक् । होत्रा । गीः । गाथा । गणः । धेना । ग्नाः । विपा । नना । कशा । धिषणा । नौः । अक्षरम् । मही । अदितिः । शची । वाक् । अनुष्टुप् । धेनुः । वल्गुः । गल्दा । सरः । सुपर्णी । बेकुरेति सप्तपंचाशद्वाङ्नामानि ॥ ११ ॥

अर्णः । क्षोदः । क्षद्म । नभः । अम्भः । कबन्धम् । सलिलम् । वाः । वनम् । घृतम् । मधु । पुरीषम् । पिप्पलम् । क्षीरम् । विषम् । रेतः । कशः । जन्म । बृबूकम् । बुसम् । तुग्र्या । बुर्बुरम् । सुक्षेम । धरु-

र्णम्। सुरा। अररिन्दानि। ध्वस्मन्वत्। जामि। आयुधानि। क्षपः। आहिः। अक्षरम्। स्रोतः। तृप्तिः। रसः। उदकम्। पयः। सरः। भेषजम्। सहः। शवः। यहः। ओजः। सुखम्। क्षत्रम्। आवयाः। शुभम्। यादुः। भूतम्। भुवनम्। भविष्यत्। आपः। महत्। व्योम। यशः। महः। सर्णीकम्। स्वृतीकम्। सतीनम्। गहनम्। गभीरम्। गम्भरम्। ईम्। अन्नम्। हविः। सद्म। सदनम्। ऋतम्। योनिः। ऋतस्य योनिः। सत्यम्। नीरम्। रयिः। सत्। पूर्णम्। सर्वम्। अक्षितम्। बर्हिः। नाम। सर्पिः। अपः। पवित्रम्। अमृतम्। इन्दुः। हेम। स्वः। सर्गाः। शम्बरम्। अभ्वम्। वपुः। अम्बु। तोयम्। तूयम्। कृपीटम्। शुक्रम्। तेजः। स्वधा। वारि। जलम्। जलाषम्। इदमित्येकशतमुदकनामानि ॥ १२ ॥

अवनयः। यव्याः। खाः। सीराः। स्रोत्याः। एन्यः। धुनयः। रुजानाः। वक्षणाः। खादोअर्णाः। रोधचक्राः। हरितः। सरितः। अग्रुवः। नभन्वः। वध्वः। हिरण्यवर्णाः। रोहितः। सस्रुतः। अर्णाः। सिन्धवः। कुल्याः। वर्यः। उर्व्यः। इरावत्यः। पार्वत्यः। स्रवन्त्यः। ऊर्जस्वत्यः। पयस्वत्यः। तरस्वत्यः। सरस्वत्यः। हरस्वत्यः। रोधस्वत्यः।

भास्वत्यः । अजिराः । मातरः । नद्य इति सप्तत्रिंशन्नदीनामानि ॥१३॥

अत्यः । हयः । अर्वा । वाजी । सप्तिः । वह्निः । दधिक्राः । दधिक्रावा । एतग्वः । एतशः । पैद्वः । दौर्गहः । औच्चैश्रवसः । तार्क्ष्यः । आशुः । ब्रध्नः । अरुषः । मांश्चत्वः । अव्यथयः । श्येनासः । सुपर्णाः । पतङ्गाः । नरः । ह्वार्याणाम् । हंसासः । अश्वा इति षड्विंशतिरश्वनामानि ॥ १४ ॥

हरी इन्द्रस्य । रोहितोऽग्नेः । हरित आदित्यस्य । रासभावश्विनोः । अजाः पूष्णः । पृषत्यो मरुताम् । अरुण्यो गाव उषसाम् । श्यावाः सवितुः । विश्वरूपा बृहस्पतेः । नियुतो वायोरिति दश आदिष्टोपयोजनानि ॥१५॥

भ्राजते । भ्राशते । भ्राश्यति । दीदयति । शोचति । मन्दते । भन्दते । रोचते । ज्योतते । द्योतते । द्युमदिति एकादश ज्वलतिकर्माणः ॥ १६ ॥

जमत् । कल्मलीकिनम् । जञ्जणाभवन् । मल्मलाभवन् । अर्चिः । शोचिः । तपः । तेजः । हरः । हृणिः । शृङ्गाणीत्येकादश ज्वलतो नामधेयानि ॥ १७ ॥

इति निघण्टौ प्रथमोऽध्यायः ।

# अथ द्वितीयोऽध्यायः ।

अपः । अप्नः । दंसः । वेषः । वेपः । विष्ट्वी । व्रतम् । कर्वरम् । करणम् । शक्म । क्रतुः । करणानि । करांसि । करिक्रत् । करन्ती । चक्रत् । कर्त्वम् । कर्तोः । कर्तवै । कृत्वी । धीः । शची । शमी । शिमी । शक्तिः । शिल्पमिति षड्विंशतिः कर्मनामानि ॥ १ ॥

तुक् । तोकम् । तनयः । तोक्म । तक्म । शेषः । अप्नः । गयः । जाः । अपत्यम् । यहुः । सूनुः । नपात् । प्रजा । बीजमिति पञ्चदशापत्यनामानि ॥ २ ॥

मनुष्याः । नरः । धवाः । जन्तवः । विशः । क्षितयः । कृष्टयः । चर्षणयः । नहुषः । हरयः । मर्याः । मर्त्याः । मर्ताः । व्राताः । तुर्वशाः । द्रुह्यवः । आयवः । यदवः । अनवः । पूरवः । जगतः । तस्थुषः । पञ्चजनाः । विवस्वन्तः । पृतना इति पञ्चविंशतिर्मनुष्यनामानि ॥ ३ ॥

आयती । च्यवाना । अभीशू । अप्नवाना । विनङ्गसौ । गभस्ती । करस्नौ । बाहू । भुरिजौ । क्षिपस्ती । शक्वरी । भरित्रे इति द्वादश बाहुनामानि ॥ ४ ॥

अग्रुवः । अण्व्यः । क्षिपः । विशः । शर्याः । रशनाः । धीतयः । अथर्यः । विपः । कक्ष्याः । अवनयः । हरितः । स्वसारः । जामयः । सनाभयः । योक्त्राणि । योजनानि । धुरः । शाखाः । अभीशवः । दीधितयः । गभस्तय इति द्वाविंशतिरङ्गुलिनामानि ॥ ५ ॥

वश्मि । उश्मसि । वेति । वेनति । वेसति । वाञ्छति । वष्टि । वनोति । जुषते । हर्यति । आ चके । उशिक् । मन्यते । छन्त्सत् । चाकनत् । चकमानः । कनति । कानिषदिति अष्टादश कान्तिकर्माणः ॥ ६ ॥

अन्धः । वाजः । पयः । श्रवः । पृक्षः । पितुः । सुतः । सिनम् । अवः । क्षु । धासिः । इरा । इळा । इषम् । ऊर्क् । रसः । स्वधा । अर्कः । क्षद्म । नेमः । ससम् । नमः । आयुः । सूनृता । ब्रह्म । वर्चः । कीलालम् । यश इत्यष्टाविंशतिरन्ननामानि ॥ ७ ॥

आ वयति । भर्वति । बभस्ति । वेति । वेवेष्टि । अविष्यन् । बप्सति । भसथः । बब्धाम् । ह्वरतीति दशात्तिकर्माणः ॥ ८ ॥

ओजः । पाजः । शवः । तवः । सरः । त्वक्षः । शर्धः । बाधः । नृम्णम् । तविषी । शुष्मम् । शुष्णम् । दक्षः । वीळु । च्यौत्नम् । शूषम् । सहः । यहः । वधः । वर्गः । वृजनम् । वृक् । मज्मना । पौंस्यानि । धर्णसिः । द्रविणम् । स्यन्द्रासः । शम्बरमित्यष्टाविंशतिर्बलनामानि ॥ ९ ॥

मघम् । रेक्णः । रिक्थम् । वेदः । वरिवः । श्वात्रम् । रत्नम् । रयिः । क्षत्रम् । भगः । मीळ्हुम् । गयः । द्युम्नम् । इन्द्रियम् । वसु । रायः । राधः । भोजनम् । तना । नृम्णम् । बन्धुः । मेधा । यशः । ब्रह्म । द्रविणम् । श्रवः । वृत्रम् । वृतमित्यष्टाविंशतिरेव धननामानि ॥ १० ॥

अघ्न्या । उस्रा । उस्रिया । अही । मही । अदितिः । इळा । जगती । शक्वरीति नव गोनामानि ॥ ११ ॥

रेळते । हेळते । भामते । भृणीयते । भ्रीणाति । भ्रेषति । दोधति । वनुष्यति । कम्पते । भोजत इति दश क्रुध्यतिकर्माणः ॥ १२ ॥

द्रमति। द्रवति। वेति। इयन्तात्। एति। जगायात्। अयुयुरिति द्वाविंशशतं गतिकर्माणः ॥ १४ ॥

नु। मक्षु। द्रवत्। ओपम्। जीराः। जूर्णिः। शूर्ताः। शूघनासः। शीभम्। तुपु। तूयम्। तूर्णि। अजिरम्। भुरण्युः। शु। आशु। प्राशुः। तूतुजिः। तूतुजानः। तुज्यमानासः। अज्राः। साचीवित्। द्युगत्। ताजत्। तरणिः। वातरंहा इति पड्विंशतिः क्षिप्रनामानि ॥ १५ ॥

तळित्। आसात्। अम्बरम्। तुर्वशे। अस्तमीके। आके। उपाके। अर्वाके। अन्तमानाम्। अवमे। उपम इत्येकादशान्तिकनामानि ॥ १६ ॥

रणः। विवाक्। विखादः। नदनुः। भरे। आक्रन्दे। आहवे। आजौ। पृतनाज्यम्। अभीके। समीके। ममसत्यम्। नेमधिता। सङ्काः। समितिः। समनम्। मीळ्हे। पृतनाः। स्पृधः। मृधः। पृत्सु। समत्सु। समर्ये। समरणे। समोहे। समिथे। संख्ये। सङ्गे। संयुगे। सङ्गथे। सङ्गमे। वृत्रतूर्ये। पृक्षे। आणौ। शूरसातौ। वाजसातौ। समनीके। खले। खजे। पौंस्ये। महाधने। वाजे। अज्म। सद्म। संयत्। संवत इति पट्चत्वारिंशत्सङ्ग्रामनामानि ॥ १७ ॥

इन्वति । नक्षति । आक्षाणः । आनट् । आष्ट । आपानः । अशत् । नशत् । आनशे । अश्नुत इति दश व्याप्तिकर्माणः ॥ १८ ॥

दभ्नोति । श्नथति । ध्वरति । धूर्वति । वृणक्ति । वृश्चति । कृण्वति । कृन्तति । श्वसिति । नभते । अर्दयति । स्तृणाति । स्नेहयति । यातयति । स्फुरति । स्फुलति । निवपन्तु । अवतिरति । वियातः । आतिरत् । तळ्ति । आखण्डल । दृणाति । श्म्नाति । शृणाति । शम्नाति । तृणेळ्हि । ताळ्हि । नितोशते । निर्वर्हयति । मिनाति । मिनोति । धमतीति त्रयस्त्रिंशद्वधकर्माणः ॥ १९ ॥

दिद्युत् । नेमिः । हेतिः । नमः । पविः । सृकः । वधः । वज्रः । अर्कः । कुत्सः । कुलिशः । तुञ्जः । तिग्मः । मेनिः । स्वधितिः । सायकः । परशुरित्यष्टादश वज्रनामानि ॥ २० ॥

इरज्यति । पत्यते । क्षयति । राजतीति चत्वार ऐश्वर्यकर्माणः ॥ २१ ॥

राष्ट्री । अर्यः । नियुत्वान् । इन इन इति चत्वारीश्वरनामानि ॥ २२ ॥

इति निघण्टौ द्वितीयोऽध्यायः ।



## अथ तृतीयोऽध्यायः ।

उरु । तुवि । पुरु । भूरि । शश्वत् । विश्वम् । परीणसा । व्यानशिः । शतम् । सहस्रम् । सलिलम् । कुविदिति द्वादश बहुनामानि ॥ १ ॥

ऋहन् । ह्रस्वः । निघृष्वः । मायुकः । प्रतिष्ठा । कृधु । वम्रकः । दभ्रम् । अर्भकः । क्षुल्लकः । अल्पकमित्येकादश ह्रस्वनामानि ॥ २ ॥

महत् । ब्रध्नः । ऋष्वः । बृहत् । उक्षितः । तवसः । तविषः । महिषः । अभ्वः । ऋभुक्षाः । उक्षा । विहायाः । यह्वः । ववक्षिथ । विवक्षसे । अम्भृणः । माहिनः । गभीरः । ककुहः । रभसः । व्राधन् । विरप्शी । अद्भुतम् । बंहिष्ठः । बर्हिषदिति पञ्चविंशतिर्महन्नामानि ॥ ३ ॥

गयः । कृदरः । गर्तः । हर्म्यम् । अस्तम् । पस्त्यम् । दुरोणे । नीळम् । दुर्याः । स्वसराणि । अमा । दमे । कृत्तिः । योनिः । सद्म । शरणम् । वरूथम् । छर्दिः । छदिः । छाया । शर्म । अज्मेति द्वाविंशतिर्गृहनामानि ॥ ४ ॥

इरज्यति । विधेम । सपर्यति । नमस्यति । दुवस्यति । ऋध्नोति । ऋणद्धि । ऋच्छति । सपति । विधासतीति दश परिचरणकर्माणः ॥ ५ ॥

शिम्बाता । शतरा । शातपन्ता । शिल्गुः । स्यूमकम् । शेवृधम् । मयः । सुग्म्यम् । सुदिनम् । शूषम् । शुनम् । शग्मम् । भेषजम् । जलाषम् । स्योनम् । सुम्नम् । शेवम् । शिवम् । शम् । कमिति [कदिति] विंशतिः सुखनामानि ॥ ६ ॥

निर्णिक् । वव्रिः । वर्पः । वपुः । अमतिः । अप्सः । प्सुः । अम्नः । पिष्टम् । पेशः । कृशनम् । भरुत् । अर्जुनम् । ताम्रम् । अरुपम् । शिल्पमिति [शर्प्यमिति] षोडश रूपनामानि ॥ ७ ॥

अस्रेमा । अनेमा । अनेद्यः । अनवद्यः । अनभिशस्त्यः । उक्थ्यः । सुनीथः । पाकः । वामः । वयुनमिति दश प्रशस्यनामानि ॥ ८ ॥

केतुः । केतः । चेतः । चित्तम् । क्रतुः । असुः । धीः । शची । माया । वयुनम् । अभिख्येत्येकादश प्रज्ञानामानि ॥ ९ ॥

बट् । श्रत् । सत्रा । अद्धा । इत्था । ऋतमिति षट् सत्यनामानि ॥ १० ॥

चिकयत् । चाकनत् । अचक्ष्म । चष्टे । वि चष्टे । विचर्षणिः । विश्वचर्षणिः । अवचाकशदिति अष्टौ पश्यतिकर्माणः ॥ ११ ॥

हिकम् । नुकम् । सुकम् । आहिकम् । आकीम् । नकिः । माकिः । नकीम् । [आकृतमित्यामिश्राणि ।] आकृतमिति नवोत्तराणि पदानि सर्वपदसमाम्नानाय ॥ १२ ॥

इदमिव । इदं यथा । अग्निर्न ये । चतुरश्चिद्ददमानात् । ब्राह्मणा व्रतचारिणः । वृक्षस्य नु ते पुरुहूत वयाः । जार आ भगम् । मेषो भूतोऽभि यन्नयः । तद्रूपः । तद्वर्णः । तद्वत् । तथेत्युपमाः ॥ १३ ॥

अर्चति । गायति । रेभति । स्तोभति । गूर्धयति । गृणाति । जरते । ह्वयते । नदति । पृच्छति । रिहति । धमति । कृपायति । कृपण्यति । पनस्यति । पनायते । वल्गूयति । मन्दते । भन्दते । छन्दति । छदयते । शशमानः । रञ्जयति । रजयति । शंसति । स्तौति । यौति । रौति ।

नौति । मन्दति । पणायति । पणते । सपति । पप्रक्षाः । महयति । वाजयति । पूजयति । मन्यते । मदति । रसति । स्वरति । वेनति । मन्द्रयते । जल्पतीति चतुश्चत्वारिंशदर्चतिकर्माण ॥ १४ ॥

विप्रः । विग्रः । गृत्सः । धीरः । वेनः । वेधाः । कण्वः । ऋभुः । नवेदाः । कविः । मनीषी । मन्धाता । विधाता । विपः । मनश्चित् । विपश्चित् । विपन्यवः । आकेनिपः । उशिजः । कीस्तासः । अद्धातयः । मतयः । मतुथाः । [मेधाविन इति] वाघत इति चतुर्विंशतिमधाविनामानि ॥ १५ ॥

रेभः । जरिता । कारुः । नदः । स्तामुः । कीरिः । गौः । सूरिः । नादः । छन्दः । स्तुप् । रुद्रः । कृपण्युरिति त्रयोदश स्तोतृनामानि ॥ १६ ॥

यज्ञः । वेनः । अध्वरः । मेधः । विदथः । नार्यः । सवनम् । होत्रा । इष्टिः । देवताता । मखः । विष्णुः । इन्दुः । प्रजापतिः । घर्म इति पञ्चदश यज्ञनामानि ॥ १७ ॥

भरताः । कुरवः । वाघतः । वृक्तबर्हिषः । यतस्रुचः । मरुतः ।
सबाधः । देवयव इत्यष्टादशत्विङ्नामानि ॥ १८ ॥

ईमहे । यामि । मन्महे । दद्धि । शग्धि । पूर्धि । मिमिड्ढि ।
मिमीहि । रिरिड्ढि । रिरीहि । पीपरत् । यन्तारः । यन्धि ।
इषुध्यति । मदेमहि । मनामहे । मायत इति सप्तदश याच्ञाकर्माण ॥ १९ ॥

दाति । दाशति । दासति । राति । रासति । पृणक्षि । पृणाति ।
शिक्षति । तुञ्जति । मंहत इति दश दानकर्माणः ॥ २० ॥

परि स्रव । पवस्व । अभ्यर्ष । आशिष इति चत्वारः
अध्येषणाकर्माणः ॥ २१ ॥

स्वपिति । सस्तीति द्वौ स्वपितिकर्माणौ ॥ २२ ॥

कूपः । कातुः । कर्तः । वव्रः । काटः । खातः । अवतः ।
क्रिविः । सूदः । उत्सः । ऋश्यदात् । कारोतरात् । कुशयः । केवट
इति चतुर्दश कूपनामानि ॥ २३ ॥

तृपुः । तक्वा । रिम्वा । रिपुः । रिक्वा । रिहायाः । तायुः ।
तस्करः । वनर्गुः । हुरश्चित् । मुषीवान् । मलिम्लुचः । अघशंसः ।
वृक इति चतुर्दशैव स्तेननामानि ॥ २४ ॥

निण्यम्। सस्वः। सनुतः। हिरुक्। प्रतीच्यम्। अपीच्यमिति षट् निर्णीतान्तर्हितनामधेयानि ॥ २५ ॥

आके। पराके। पराचैः। आरे। परावत इति पञ्च दूरनामानि ॥ २६ ॥

प्रत्नम्। प्रदिवः। प्रवयाः। सनेमि। पूर्व्यम्। अह्नायेति षट् पुराणनामानि ॥ २७ ॥

नवम्। नूत्नम्। नूतनम्। नव्यम्। इदा। इदानीमिति षळेव नवनामानि ॥ २८ ॥

प्रपित्वे। अभीके। दभ्रम्। अर्भकम्। तिरः। सतः। त्वः। नेमः। ऋक्षाः। स्तृभिः। वम्रीभिः। उपजिह्विका। ऊर्दरम्। कृदरम्। रम्भः। पिनाकम्। मेना। ग्नाः। शेपः। वैतसः। अया। एना। सिषक्त। सचते। भ्यसते। रेजते इति षड्विंशतिर्दिश उत्तराणि नामानि ॥ २९ ॥

स्वधे। पुरन्धी। धिषणे। रोदसी। क्षोणी। अम्भसी। नभसी। रजसी। सदसी। सद्मनी। घृतवती। बहुले। गभीरे।

# [ ऐकपदिककाण्डः । ]

## अथ चतुर्थोऽध्यायः ।

जहा । निधा । शितांम । मेहनां । दमूनाः । मूषः । इषिरेण । कुरुतनं । जठरे । तितउ । शिप्रे । मध्या । मन्दू । ईर्मान्तासः । कायमानः । लोधम् । शिरम् । विद्रधे । द्रुपदे । तुग्वनि । नंसन्ते । नसन्त । आहनसः । अश्नसत् । इष्मिणः । वाहः । परितक्म्या । सुविते । दयते । नूचित् । नूच । दावने । अकूपारस्य । शिशीते । सुतुकः । सुप्रायणः । अप्रायुवः । च्यवनः । रजः । हरः । जुहुरे । व्यन्तः । क्राणाः । वाशी । विपुणः । जामिः । पिता । शंयोः । अदितिः । एरिरे । जसुरिः । जरते । मन्दिने । गौः । गातुः । दंसयः । तूताव । चयसे । वियुते । ऋधक् । अस्याः । अस्य । [इति द्विषष्टिः पदानि] ॥ १ ॥

सस्निम् । वाहिष्ठः । दूतः । वावशानः । वार्यम् । अन्धः । असश्चन्ती । वनुष्यति । तरुष्यति । भन्दनाः । आहनः । नदः । सोमो अक्षाः । श्वात्रम् । ऊतिः । हासमाने । पद्भिः । सुसम् । द्विता । व्राः । वराहः । स्वसराणि । शर्याः । अर्कः । पविः ।

अस्मे । पार्थः । सबीमनि । सप्रथाः । विदथानि । श्रायन्तः । आशीः । अजीगः । अमूरः । शशमानः । देवो देवाच्या कृपा । विजामातुः । ओमासः । सोमानम् । अनवायम् । किमीदिने । अमवान् । अमीवा । दुरितम् । अप्वा । अमतिः । श्रुष्टी । पुरंन्धिः । रुशत् । रिशादशः । सुदत्रः । सुविदत्रः । आनपक् । तुर्वणिः । गिर्वणसे । असूर्ते सूर्ते । अम्यक् । यादृश्मिन् । जारयायि । अग्रिया । चर्नः । पचता । शुरुधः । अमिनः । जज्झतीः । अप्रतिष्कुतः । शाशदानः । सृप्रः । सुशिप्रः । शिप्रे । रंसु । द्विबर्हाः । अक्रः । उराणः । स्तियानाम् । स्तिपाः । जबारु । जरूथम् । कुलिशः । तुञ्जः । बर्हणा । ततनुष्टिम् । इलीबिशः । कियेधाः । भृमिः । विष्पितः । तुरीपम् । रास्पिनः । ऋञ्जतिः । ऋजुनीती । प्रतद्वसू । हिनोत । चोष्कूयमाणः । चोष्कूयते । सुमत् । दिविष्टिषु । दूतः । जिन्वति । अमत्रः । ऋचीषमः । अनर्शरातिम् । अनर्वा । असामि । गल्दया । जल्हवः । बकुरः । बेकनाटान् । अभिधेतन । अंहुरः । बतः । वाताप्यम् । चाकन् । रथर्यति ।

असंक्राम् । आघवः । अनवब्रवः । सदान्वे । शिरिम्बिठः ॥
पराशरः । क्रिविर्दती । करूलती । दनः । शरारुः । इदंयुः ।
कीकटेषु । बुन्दः । वृन्दम् । किः । उल्बम् । ऋबीसमृबीसम् ॥
[ इति त्रयस्त्रिंशच्छतं पदानि ] ॥ ३ ॥

इति निघण्टौ चतुर्थोऽध्यायः ।



# [ दैवतकाण्डः । ]

## अथ पञ्चमोऽध्यायः ।

अग्निः । जातवेदाः । वैश्वानर [ इति त्रीणि पदानि ] ॥ १ ॥

द्रविणोदाः । इध्मः । तनूनपात् । नराशंसः । इळः । बर्हिः । द्वारः । उषासानक्ता । दैव्या होतारा । तिस्रो देवीः । त्वष्टा । वनस्पतिः । स्वाहाकृतय [ इति त्रयोदशपदानि ] ॥ २ ॥

अश्वः । शकुनिः । मण्डूकाः । अक्षाः । ग्रावाणः । नाराशंसः । रथः । दुन्दुभिः । इषुधिः । हस्तघ्नः । अभीशवः । धनुः । ज्या । इषुः । अश्वाजनी । उलूखलम् । वृषभः । द्रुघणः । पितुः । नद्यः । आपः । ओषधयः । रात्रिः । अरण्यानी । श्रद्धा । पृथिवी । अप्वा । अग्नायी । उलूखलमुसले । हविर्धाने । द्यावापृथिवी । विपाट्छुतुद्री । आर्त्नी । शुनासीरौ । देवी जोष्ट्री । देवी ऊर्जाहुती [ इति षट्त्रिंशत् पदानि ] ॥ ३ ॥

वायुः । वरुणः । रुद्रः । इन्द्रः । पर्जन्यः । बृहस्पतिः । ब्रह्मणस्पतिः । क्षेत्रस्य पतिः । वास्तोष्पतिः । वाचस्पतिः । अपां नपात् । यमः । मित्रः । कः । सरस्वान् । विश्वकर्मा । तार्क्ष्यः । मन्युः । दधिक्राः । सविता । त्वष्टा । वातः । अग्निः । वेनः ।

असुनीतिः । ऋतः । इन्दुः । प्रजापतिः । अहिः । अहिर्बुध्न्यः । सुपर्णः । पुरूरवा [ इति द्वात्रिंशत् पदानि ] ॥ ४ ॥

श्येनः । सोमः । चन्द्रमाः । मृत्युः । विश्वानरः । धाता । विधाता । मरुतः । रुद्राः । ऋभवः । अङ्गिरसः । पितरः । अथर्वाणः । भृगवः । आप्त्याः । अदितिः । सरमा । सरस्वती । वाक् । अनुमतिः । राका । सिनीवाली । कुहूः । यमी । उर्वशी । पृथिवी । इन्द्राणी । गौरी । गौः । धेनुः । अघ्न्या । पथ्या । स्वस्तिः । उषाः । इळा । रोदसी [ इति षट्त्रिंशत् पदानि ] ॥ ५ ॥

अश्विनौ । उषाः । सूर्या । वृषाकपायी । सरण्यूः । त्वष्टा । सविता । भगः । सूर्यः । पूषा । विष्णुः । विश्वानरः । वरुणः । केशी । केशिनः । वृषाकपिः । यमः । अज एकपात् । पृथिवी । समुद्रः । अथर्वा । मनुः । दध्यङ् । आदित्याः । सप्तऋषयः । देवाः । विश्वेदेवाः । साध्याः । वसवः । वाजिनः । देवपत्न्यो देवपत्न्यः [ इत्येकत्रिंशत् पदानि ] ॥ ६ ॥

इति निघण्टौ पञ्चमोऽध्यायः



## श्रीयास्कमुनिविरचितं निरुक्तं प्रारभ्यते ।

# अथ प्रथमोऽध्यायः ।

समाम्नायः समाम्नातः । स व्याख्यातव्यः । तमिमं समाम्नायं निघण्टव इत्याचक्षते । निघण्टवः कस्मात् । निगमा इमे भवन्ति । छन्दोभ्यः समाहृत्य समाहृत्य समाम्नाताः । ते निगन्तव एव सन्तो निगमनान्निघण्टव उच्यन्त इत्यौपमन्यवः । अपि वा हननादेव स्युः । समाहता भवन्ति । यद्वा समाहृता भवन्ति ।

तद् यानि चत्वारि पदजातानि नामाख्याते चोपसर्गनिपाताश्च तानीमानि भवन्ति । तत्रैतन्नामाख्यातयोर्लक्षणं प्रदिशन्ति । भावप्रधानमाख्यातम् । सत्त्वप्रधानानि नामानि । तद् यत्रोभे भावप्रधाने भवतः पूर्वापरीभूतं भावमाख्यातेनाचष्टे । व्रजति पचतीति । उपक्रमप्रभृत्यपवर्गपर्यन्तं मूर्तं सत्त्वभूतं सत्त्वनामभिः । व्रज्या पक्तिरिति । अद इति सत्त्वानामुपदेशः । गौरश्वः पुरुषो हस्तीति । भवतीति भावस्य । आस्ते शेते व्रजति तिष्ठतीति ।

इन्द्रियनित्यं वचनमौदुम्बरायणः । १ ॥

तत्र चतुष्ट्वं नोपपद्यते । अयुगपदुत्पन्नानां वा शब्दानामितरेतरोपदेशः । शास्त्रकृतो योगश्च । व्याप्तिमत्त्वात्तु शब्दस्याणीयस्त्वाच्च शब्देन संज्ञाकरणं व्यवहारार्थं लोके । तेषां मनुष्यवद् देवताभिधानम् । पुरुषविद्यानित्यत्वात् कर्मसंपत्तिर्मन्त्रो वेदे ।

षड्भावविकारा भवन्तीति वार्ष्यायणिः । जायतेऽस्ति विपरिणमते वर्धतेऽपक्षीयते विनश्यतीति । जायत इति पूर्वभावस्यादिमाचष्टे । नापरभावमाचष्टे । न प्रतिषेधति । अस्तीत्युत्पन्नस्य सत्त्वस्यावधारणम् । विपरिणमत इत्यप्रच्यवमानस्य तत्त्वाद् विकारम् । वर्धत इति स्वाङ्गाभ्युच्चयम् । सांयौगिकानां वार्थानाम् । वर्धते विजयेनेति वा । वर्धते शरीरेणेति वा ।

અભિધા શબ્દ" "દેવતાનું આ નામ નૈઘણ્ટુક છે, મુખ્યતે આ છે." આમાં બીજા દેવને ઉદ્દિષ્ટ મંત્રમાં આવેલું હોય તે (દેવતાનું નામ) નૈઘણ્ટુક. "વાળવાળા અશ્વ શા તને..." વાળવાળા અશ્વ જેવા તને. (લાંબા) વાલ (દંશ દેનારી) માખીને વારવા માટે હોય છે. दंशः, √दश् માંથી.

"ગિરિ પર રહેતા, ગમે ત્યાં ફરતા ભયાનક પ્રાણી સમો...." પ્રાણી જેવો ભયંકર, કુચર, ગિરિ પર રહેનાર. મૃગ ગતિના અર્થવાળા √मृज् માંથી. ભીમ-એનાથી (માણસ) બીએ છે, ભીષ્મ પણ એ ધાતુમાંથી જ. કુચર-'કુત્સિત કર્મ આચરે છે.' જો એ દેવતાનું અભિધાન હોય તો 'એ ક્યાં નથી ફરી શકતો!' એમ (સમજવું). *ગિરિષ્ઠા:*-ગિરિ પર રહેનાર.ગિરિ એટલે પર્વત. ઊંચે નીકળેલો છે. પર્વ (=સાંધા) વાળો છે તેથી પર્વત. વળી पर्व √पृ માંથી કે √प्री માંથી. આમાં અર્ધમાસનું પર્વ દેવોને પ્રસન્ન કરે છે, તેથી સંધિઓ (હોવાની) સમાનતાને લીધે, તેમાંથી જ નીકળેલો બીજો (અર્થ)-'મેઘ ઉપર રહેલું'. મેઘ પણ ગિરિ છે તે આથી જ.

જે મુખ્ય સ્તુતિવાળા દેવતાઓનાં નામો છે તે દૈવત કહેવાય છે. તેની વ્યાખ્યા આગળ ઉપર કરીશું. નૈઘણ્ટુક અને નૈગમ (નામોની વ્યાખ્યા) આ રહી, આ રહી (૨૦)

આ પહેલો અધ્યાય

# અધ્યાય બીજો

હવે ( શબ્દોનું ) નિર્વચન. તો, જે પદોમાં સ્વર અને સંસ્કારો અર્થસૂચક હોય અને પ્રાદેશિક ગુણ સાથે સંબદ્ધ હોય, તે ( પદોનું ). તે મુજબ નિર્વચન કરવું. પણ જ્યારે અર્થ અસંબદ્ધ હોય અને વિકાર પ્રાદેશિક ન હોય ત્યારે હંમેશા અર્થાનુસારી ( અને નામ કે ધાતુના ) રૂપની કોઈ સમાનતા ( ધ્યાનમાં રાખીને ) પરીક્ષણ કરવું. ( આવી ) સમાનતા પણ ન હોય ત્યારે અક્ષરો અને વર્ણોની સમાનતાથી વ્યુત્પત્તિ આપવી. પણ ( શબ્દનું ) નિર્વચન જ ન આપવું એમ નહિ. સંસ્કાર ( = વ્યાકરણનાં રૂપો ) પર ધ્યાન આપવું નહિ. કેમકે ( નામ કે ધાતુનાં ) રૂપો ( = વૃત્તિઓ ) સંદેહાત્મક હોય છે. અર્થ પ્રમાણે વિભક્તિઓને ફેરવવી.

प्रत्तम्, अवत्तम् માં ધાતુનો આદિ ( અંશ ) જ શેષ રહ્યો છે. અને વળી √अस् ના આદિનો ( ગુણ અને વૃદ્ધિની ) નિવૃત્તિનાં સ્થાનોમાં લોપ થાય છે, स्तः, सन्ति એમ. તો વળી અન્તનો પણ લોપ થાય છે, જેમકે गत्वा, गतम् ક્યારેક ઉપાન્ત્યનો પણ લોપ થાય છે जग्मतुः, जग्मुः જેવામાં. તો ક્યારેક ઉપાન્ત્યમાં વિકાર થાય છે—દા. ત. राजा, दण्डी. ક્યાંક વર્ણનો લોપ થાય છે: तत्त्वा, यामि. વળી બે વર્ણનો પણ લોપ થાય છે—तृचः. કોઈકવાર આદિનો વિકાર પણ થાય છે—જેમકે ज्योतिः, घनः, बिन्दुः, वाटचः. તો વળી આદિ-અંત (બંને)નો વિપર્યય થાય છે—स्तोककः, रज्जुः, सिकताः, तर्कुः. કદિક અન્તમા પરિવર્તન પણ થાય છે. (૧)

ओघः, मेघः, नाघः, गाधः, वधूः, मधुः વગેરેમાં. ક્યારેક ( નવો ) વર્ણ આવી પડે છે. आस्थत्, द्वारः, भरूजाः વગેરે. હવે જ્યાં સ્વરથી અવ્યવહિત અર્ધસ્વરો ધાતુની અંદર હોય, તે શબ્દોની બે પ્રકૃતિઓ (= પ્રકારો)નું સ્થાન છે એમ કહ્યું છે. જ્યારે ( કોઈક ) સિદ્ધ રૂપ ઉત્પન્ન ન થતું હોય ત્યારે બીજી ( ધાતુ ) વડે ઉત્પન્ન કરવા પ્રયત્ન કરવો જોઈએ. તેમાં પણ કેટલાંક ( રૂપ ) અલ્પ વિકારવાળાં હોય છે. તે આવાં–ऊतिः, मृदुः, पृथुः, पृषतः, कुणारुम्.

વળી ક્યારેક ભાષાનાં ધાતુઓમાંથી વૈદિક કૃદન્તો બને છે–જેવાં કે दमूनाः, क्षेत्रसाधाः. વળી વૈદિક (ધાતુઓ)માંથી ભાષાનાં ( કૃદન્તો ) પણ–જેવાં કે उष्णं, घृतम्. તો વળી એક પ્રદેશમાં પ્રકૃતિઓ જ બોલાય છે, બીજામાં વિકૃતિઓ.

ગતિના અર્થવાળો √शव् કમ્બોજદેશમાં જ બોલાય છે. कम्बोजाः - કામળા. ભોગવનારા, કે કમનીય (સુંદર પદાર્થો)ને ભોગવનારા. કામળો સુંદર હોય છે. (= √शव् ધાતુ)નો વિકાર शवः આર્યોમાં બોલાય છે. પૂર્વના પ્રદેશોમાં √दा કાપવાના અર્થમાં (પ્રયોજાય છે), જ્યારે ઉત્તરનાં પ્રદેશોમાં दात्र. આ પ્રમાણે એકલાં (= સાદાં) પદો સમજાવવાં.

હવે એક કે અનેક પર્વો (= સંધિ) વાળા તદ્ધિત કે સમાસોમાં આગલાં આગલાં અને પાછલાં પાછલાં જુદાં પાડીને વ્યાખ્યા કરવી. दण्ड्य પુરુષ. દંડનો લાયક છે તે અથવા દંડથી સાધી શકાય તે. दण्ड ધારણ કરવાના અર્થવાળા √दद् માંથી. (લોકો) કહે છે. અક્રૂર મણિને ધારણ કરે છે'. औपमन्यव(ને મતે दण्ड) दमन (= √दम्)માંથી. નિન્દામાં-'એની લાકડી ખેંચી લો'"

कक्ष्या-ઘોડાનું દોરડું. કાંખમાં રહે છે. कक्षः √गाह् માંથી. क्स એ નામકારક (પ્રત્યય) છે. અથવા √ख्या માંથી. દ્વિરુક્તિ નિરર્થક છે. 'એમાં શું કહેવાનું?'(માંથી બન્યો હોય). અથવા √कष् માંથી. એની સમાનતાને લીધે માણસની કાંખ. બાહુમૂલની સમાનતા હોવાને લીધે ઘોડાની (પણ કાંખ. કહેવાય છે). (२)

રાજાનો પુરુષ તે રાજપુરુષ. राजा, √राज् માંથી. पुरुषः - નગરમાં બેસનાર (√सद्), નગરમાં સૂનાર (√शी). અથવા √पूरयમાંથી. આંતર્ પુરુષને અનુલક્ષીને કહેતાં જે ભીતરને ભરી દે છે તે.

જેનાથી કશું પર નથી કે અપર નથી, જેનાથી કોઈ સૂક્ષ્મતર નથી કે મહત્તર નથી, (જે) એક સ્વર્ગમાં વૃક્ષની જેમ સ્થિર રહે છે, તે પુરુષ વડે આ સર્વ (કંઈ) સભર થયું છે.

એવો વેદપ્રયોગ પણ છે.

विश्वकद्राकर्षः - वि અને चकद्रः કૂતરાની ગતિ(ના અર્થ)માં પ્રયોજાય છે. द्राति એ ગતિની નિન્દા છે. कद्राति એ द्रातिની યે નિન્દા. चकद्राति એટલે कद्रातिમાં નિરર્થક દ્વિરુક્તિ છે. તે જેનામાં છે તે विश्वकद्रः.

√प्याय् માંથી. क्षीरं √क्षर् માંથી. क √घस् માંથી. ईर: નામવાચક (પ્રત્યય) છે, उशीरम् માં છે તેવો.

³ "સોમને દોહતાં ગાય પર બેસે છે"

³ એમાં આસનનાં ચર્મ માટે (गो શબ્દ પ્રયોજાયો છે). अंशुः આરોગતાં-(√अश्) વેંત આનંદદાયક બને છે. અથવા જીવનને માટે સુખદ છે. चर्म √चर् માંથી. અથવા (શરીરમાંથી) ઉતરડાયેલું (उत् + √चृत्) હોય છે.

૮ અને વળી ચામડું અને કફ (ના અર્થમાં गो શબ્દ પ્રયોજાય છે).

ગાયો(ના ચર્મ-કફ)થી સજ્જ થયો છે, દઢ થા.

૯ એમ રથની સ્તુતિમાં. વળી શિરાતંતુઓ અને કફ(ના અર્થમાં પણ गो પ્રયોજાય છે).

ગાયો(ના તંતુ-કફ)થી સજ્જ થયેલ, છૂટતાં જ ઊડે છે.

૪ એમ બાણના વર્ણનમાં.

પણછને પણ गो કહેવાય છે. ગાયના તંતુમાંથી બની હોય તો તદ્ધિતના અર્થમાં (પ્રયોગ છે એમ સમજાવવું). અને જો ગાયના તંતુમાંથી ન બની હોય, તો જે બાણોને મોકલે છે (>√गम् પ્રેરક) (એમ સમજાવવું). (૫)

વૃક્ષવૃક્ષે બાંધેલી પણછ ટંકાર કરે છે ત્યારે પુરુષભક્ષી પક્ષીઓ ઊડે છે.

વૃક્ષવૃક્ષે એટલે દરેક ધનુષ્ય ઉપર. वृक्षः √व्रश्च्‌માંથી. અથવા પૃથ્વીને આવરીને રહે છે. क्षा નિવાસના અર્થવાળા √क्षिमांથી. બાંધેલી ગાય ટંકાર કરે છે, અવાજ કરે છે. √मि અવાજના અર્થવાળો છે, ત્યારે પક્ષીઓ ઊડે છે. પુરુષોને ભક્ષણ કરવા. वि: એ પક્ષીનો પર્યાય છે, ગતિના અર્થવાળા √वीमांथी. ઉપરાંત એ બાણનો પણ પર્યાય થાય છે, એ (ધાતુ)માંથી જ.

સૂર્ય પણ गौः કહેવાય છે.

વળી આ સાંધાવાળા સૂર્યમાં

સંધિવાળા, ઔપમન્યવના મતે તેજસ્વી. હવે એનું એક કિરણ ચંદ્ર તરફ પ્રકાશે છે તે આ (નીચેના મંત્ર)થી સમજવું. સૂર્યમાંથી જ એનું તેજ (મેળવેલું) હોય છે.

**સુષુમ્ણ સૂર્યનું કિરણ છે, ચન્દ્રમા ગન્ધર્વ છે.**

એવો વેદપ્રયોગ પણ છે. તે (=સૂર્યકિરણ) પણ गौः કહેવાય છે.

**અહીં, ખરેખર, (તેઓએ) કિરણનો વિચાર કર્યો.**

આને આગળ ઉપર સમજાવીશું. બધાં જ કિરણો गावः કહેવાય છે. (૬)

**તમારાં (બેના) તે નિવાસોમાં જવા ઈચ્છીએ છીએ જ્યાં ઘણાં શીંગડાંવાળી તથા ચપળ ગાયો હોય છે. ત્યાં, ખરેખર, વિશાળ ગતિવાળા વિષ્ણુનું તે પરમ સ્થાન ખૂબ પ્રકાશે છે.**

તે તમારા (બેના) નિવાસોની કામના કરીએ છીએ જવા માટે, જ્યાં ગાયો અનેક શીંગડાંવાળી-ઘણાં શીંગડાંવાળી હોય છે. भूरि એ 'બહુ'નો પર્યાય છે, ઘણું ઉત્પન્ન કરે છે (प्र + √भू) તેથી. शृंगम् √श्रि માંથી. કે √शॄ માંથી. કે √शम् માંથી. અથવા શરણ(=રક્ષણ)ને માટે ઊગેલું છે, કે પછી માથામાંથી નીકળેલું છે. अयासः ચપળ. ત્યાં વિશાળ ગતિવાળા મહાન ગતિવાળા વિષ્ણુનું તે શ્રેષ્ઠ, સર્વોચ્ચ રહેલું સ્થાન અત્યંત પ્રકાશે છે. पादः √पद् માંથી. તેને (ધૂળમાં) મૂકવાથી (જે છાપ ઊઠે તે) पदम्. પશુના પગોની ઉપમાથી (જે ચોથો) ભાગ થાય તે (પણ) પાદ (કહેવાય છે). ચોથા ભાગની સમાનતાથી બીજાં પદો (પણ સમજવાં).

આ પ્રમાણે બીજાં સત્ત્વોનાં (નામો અંગે) પણ સંદેહ હોય છે. તે જો સમાન અર્થવાળાં હોય તો તેમનાં નિર્વચન પણ સમાન થશે. જો ભિન્ન અર્થોવાળાં હોય તો નિર્વચનો ભિન્ન થશે. અર્થ પ્રમાણે (શબ્દો) સમજાવવા. આમ પૃથ્વીનાં એકવીસ નામો સમજાવ્યાં.

તેમાં निर्ऋतिः આનંદ આપવાને કારણે (नि + √रम्). √ऋ માંથી આફત આવી પડવાના (અર્થવાળી પેલી) બીજી (निर्ऋति બને છે). તેનો પૃથ્વી સાથે ગોટાળો થાય છે. એમનો ભેદ (ધ્યાનમાં રાખવો). આ (નીચેનો શ્લોક) તેના વિશે છે. (૭)

જેણે એને કર્યો તેણે એને જાણ્યો નહીં, જેણે એને જોયો તેનાથી તે છુપાયેલો જ રહ્યો. માતાની યોનિમાં અંદરથી ઘેરાયેલો તે બહુ-પ્રજા(= સંતાન, જન્મ કે રૂપ)વાળો પૃથ્વીમાં પ્રવેશ્યો.

બહુ પ્રજા(= સંતાન)વાળો દુઃખમાં આવી પડે છે એમ પરિવ્રાજકો-(નું કહેવું છે). (આમાં) વરસાદની ક્રિયા(નો ઉલ્લેખ) છે એમ નૈરુક્તો (માને છે). 'જેણે એને કર્યો'. વરસાદનો અર્થ લેતાં (ચકારમાં) √ कृ (કરવું) તેમ જ √ कृ(વિખેરવું)નો સંદેહ થાય છે. 'તેણે એને જાણ્યો નહીં', મધ્યમે (=અંતરિક્ષે).. જેણે (એને) સૂર્યથી ઢંકાયેલો જોયો તે મધ્યમે જ એને જાણ્યો. 'તે માતાની યોનિમાં'. માતા અંતરિક્ષ. એમાં પ્રાણીઓ. નિર્માણ (निर् + √ मा) થાય છે. યોનિઃ અંતરિક્ષ મહાન પ્રદેશ છે, વાયુથી ઘેરાયેલો. વળી આ બીજી યોનિ(નો અર્થ) થાય છે તે પણ આ (ધાતુ) માંથી જ. (કેમકે માંસમજ્જાદિથી) ઘેરાયેલ હોય છે બહુ પ્રજાવાળો (= અનેક રૂપે પ્રગટતો, મેઘ) વરસાદની ક્રિયાથી પૃથ્વી પર જઈ પડે છે.

શાકપૂણિએ સંકલ્પ કર્યો કે '(હું) બધી દેવતાઓને જાણું છું'. તેની સમક્ષ ઉભયલિંગી દેવતા પ્રકટ થઈ. તેને ન જાણી શક્યો. તેને પૂછ્યું. 'તમને જાણવા ઇચ્છું છું.' તે (દેવતાએ) આને આ ઋચાનો આદેશ કર્યો. 'આની દેવતા હું છું.' (૮)

આ તે ગરજે છે જેનાથી પ્રેરાયેલી, કચડી નાખતા (મેઘ)માં રહેલી વાણી ઘોર ગર્જના કરે છે. તેણે (=વાણીએ), ખરેખર, કડાકાઓ વડે મર્ત્યને ડરાવ્યો, વિદ્યુત બનીને (પોતાનું) રૂપ અદૃશ્ય કરી દીધું.

આ તે અવાજ કરે છે જેણે પ્રેરેલી વાણી ગરજે છે. કડાકા-અવાજ કરે છે. અથવા માયુ એટલે કે સૂર્યની જેમ (પ્રકાશે છે- मिमाति). આ વાણી માધ્યમિકા છે. ધ્વંસન એટલે કે મેઘમાં રહેલી. તે (પોતાના) કડાકાઓ-ક્રિયાઓ વડે મનુષ્યને અત્યંત નીચો કરી મૂકે છે. વિદ્યુત બનીને તે પોતાનું રૂપ સંતાડે છે. વવ્રિઃ રૂપનો પર્યાય છે. ઢાંકે છે (√ वृ) તેથી. વરસાદથી પૃથ્વીને આવરી લઈને (તે પોતાનું વિદ્યુતરૂપ) પાછું ખેંચી લે છે. (૯)

ત્યાર પછી સુવર્ણનાં અંદર નામ છે. हिरण्यं શાથી? ઘડાયેલું લઈ જવાય છે (√हृ કર્મ૦.), કે એકથી બીજા માણસ પાસે લઈ જવાય છે, અથવા હિતકારક અને આનંદદાયક હોય છે, કે હૃદયને આનંદ આપનારું હોય છે. કદાચ પ્રબળ ઇચ્છા'ના અર્થવાળા √हर्य्‌માંથી પણ હોય.

પછીનાં સોળ નામ અંતરિક્ષનાં છે. अन्तरिक्षं શાથી? (તે આકાશ-ધરતીની) વચ્ચે છે અને પૃથ્વીનો અંત છે. અથવા આ બંનેની વચ્ચે છે. કે પછી શરીરોની અંદર અક્ષય છે.

તેમાં 'સમુદ્ર'નો પાર્થિવ સમુદ્ર સાથે ગોટાળો થાય છે. समुद्रः શાથી? એમાંથી જળો મોટા જથ્થામાં (सम्) ઉપર વહે છે, અથવા (નદીઓનાં) પાણી એના તરફ દડે છે. એમાં પ્રાણીઓ આનંદે છે, કે (એ) પાણીનો મોટો જથ્થો છે, કે (એ) ભીંજવે છે. એમનો ભેદ (ધ્યાનમાં રાખવો).

તેમાં એક ઇતિહાસ કહેવાય છે– ઋષ્ટિષેણનો પુત્ર દેવાપિ અને શંતનુ. કુરુવંશમાં બે ભાઈઓ થઈ ગયા. તે નાના ભાઈ શંતનુએ (પોતાનો) અભિષેક કરાવ્યો દેવાપિએ તપ આદર્યું. પછી શંતનુના રાજ્યમાં બાર વર્ષ વરસાદ ન થયો. તેને કહ્યું બ્રાહ્મણોએ– "તેં અધર્મ આચર્યો છે. મોટા ભાઈની આડે આવીને (તેં પોતાનો) અભિષેક કરાવ્યો છે. તેથી તારે માટે વરસાદ થતો નથી." તે શંતનુએ દેવાપિને રાજ્ય વડે (=લેવા) વારંવાર સમજાવ્યો તેને કહ્યું દેવાપિએ –"તારો પુરોહિત થઈશ, અને તને યજ્ઞ કરાવીશ." તેનું આ વરસાદની ઇચ્છાનું સૂક્ત છે. તેમાંનો આ (નીચેનો શ્લોક) છે. (૧૦)

**હોતૃસ્થાને બેઠેલા, દેવોની સદ્‌ભાવના (કેમ મેળવવી તે) જાણનાર ઋષ્ટિષેણના તે પુત્ર ઋષિ દેવાપિએ ઉપરના (સમુદ્ર)માંથી નીચેના સમુદ્ર તરફ વર્ષારૂપી દિવ્ય જળો મુક્ત કર્યાં.**

आर्ष्टिषेण:– ઋષ્ટિષેણનો પુત્ર અથવા જેણે સેનાને પ્રેરેલી છે તેનો (પુત્ર). સેના– ઈશ્વર(=નાયક)વાળી અથવા સમાન ગતિવાળી. पुत्रः –અત્યંત રક્ષણ કરે છે. (પિણ્ડ)દાનથી અથવા 'पुत्' (નામનું) નરક, તેમાંથી બચાવે છે. "હોતૃસ્થાને બેઠેલા ઋષિ.' ऋषिः દર્શનને કારણે. ઔપમન્યવ (કહે છે)– '(એમણે) સ્તોમોને દીઠા.'–

'તેથી આ તપ કરતા (ઋષિઓ)ને સ્વયંભૂ બ્રહ્મ જે પ્રગટ થયું, તે ઋષિઓ થયા, તે ઋષિઓનું ઋષિત્વ'. એમ (પણ બ્રાહ્મણોમાં) જાણીતું છે. देवापिः–સ્તુતિ

અને દાન-વડે દેવોની (પ્રીતિની) પ્રાપ્તિ દ્વારા; દેવસુમતિ-દેવોની કલ્યાણી મતિને, ચિકિત્વાન્-(કેમ સિદ્ધ કરવી તે) જાણનાર. 'તેણે ઉપલામાંથી નીચેના સમુદ્ર તરફ.' उत्तरः-વધારે ઊંચે હોય છે. अधरः-નીચે જ ગતિ કરનાર. अंघः- નથી દોડતું, એમ ઊર્ધ્વગતિનો નિષેધ થયો છે. તેના પછીની ઋચા વધારે સ્પષ્ટતા માટે. (૧૧)

**જ્યારે હોતૃ સ્થાને વરાયેલા શંતનુના પુરોહિત દેવાપિએ (યજ્ઞનો અગ્નિ) પેટાવતાં પ્રાર્થના કરી ત્યારે ઉદાર (रराणः) બૃહસ્પતિએ એને દેવો સાંભળે એવી વૃષ્ટિયાચક વાણી અર્પી.**

શંતનુ:-હે દેહ, (તારું) કલ્યાણ થાઓ! અથવા એને દેહથી કલ્યાણ થાઓ. પુરોહિતઃ-આગળ એને મૂકે છે. હોતૃસ્થાને વરાયેલાએ (યજ્ઞનો અગ્નિ) ચેતાવતાં અનુધ્યાન કર્યું. દેવશ્રુતમ્-દેવો એને સાંભળે છે. वृष्टिवनिम्-વરસાદની યાચના કરતી. रराण -√रा (આપવું'નો દ્વિરુક્તિ. બૃહસ્પતિ બ્રહ્મા હતા- તેણે એને વાણી અર્પી. 'બૃહત્'ની વ્યાખ્યા (આગળ) અપાઈ ગઈ. (૧૨)

પછીનાં ૭ નામ આકાશનાં અને સૂર્યનાં સમાન છે. જે (નામ) મુખ્યત્વે સૂર્યનાં છે તેમની હવે પછી વ્યાખ્યા કરીશું आदित्यः શાથી? રસો ગ્રહણ કરે છે, નક્ષત્રોનું તેજ ગ્રહી લે છે કે તેજથી ચોમેર (आ) ઝળહળે છે. કે પછી અદિતિનો પુત્ર. પરંતુ એના આ (છેલ્લા વિશેષણ)નો પ્રયોગ ઋચાઓની સંહિતા(=ઋગ્વેદ)માં અલ્પ જ થયો છે, (કેવળ એક જ) સૂક્તનું ભાજન છે—

**સૂર્યને, આદિતેયને.**

અદિતિના પુત્રને. આમ બીજી દેવતાઓની પણ (એમને) આદિત્ય તરીકે સંબોધતી સ્તુતિઓ થાય છે. જેમ કે મિત્રની, વરુણની, અર્યમાની, દક્ષની, ભગની, અંશની.

આ મિત્ર અને વરુણની—

**આદિત્યો, દાનક્રિયાના સ્વામીઓ.**

દાનના સ્વામીઓ. વળી આ મિત્રની એકલાની—

**જે, હે આદિત્ય, વ્રત દ્વારા તને (ચરુ-હવિ) અર્પે છે તે મર્ત્ય, હે મિત્ર, અન્નવાન્ થાઓ.**

એવો વેદપ્રયોગ છે. વળી વરુણની એકલાની—

**હવે, હે આદિત્ય, અમે તારા વ્રતમાં (રહીએ).**

व्रत એ કર્મનો પર્યાય છે. પસંદ કરે છે (√वृ) તેથી. (નિષિદ્ધ કર્મમાંથી) પાછા વળવાના અર્થમાં, વારે છે (√वृ પ્રેરક) તેથી. અન્નને પણ વ્રત કહેવાય છે. જે શરીરને આવરે છે (आ + वृ). (૧૩)

स्वर् એટલે આદિત્ય. સારી રીતે જનાર. સારી રીતે (અંધકારનો) નાશ કરનાર. રસો તરફ(=ગ્રહણ કરવા) સારી રીતે ગયેલો, નક્ષત્રોના તેજ તરફ સારી રીતે ગયેલો, અથવા તેજ વડે સારી રીતે વ્યાપ્ત. આ સાથે આકાશ-(ના અર્થ)ની પણ વ્યાખ્યા થઈ ગઈ. पृश्निः એટલે આદિત્ય. "પ્રબળ વ્યાપી વળે છે એને (ઉજ્જવલ) વર્ણ" એમ નૈરુક્તો (કહે છે). રસોને સંસ્પર્શ કરનાર, નક્ષત્રોના તેજને સંસ્પર્શ કરનાર, અથવા તેજ વડે સંસ્પર્શ કરાયેલો. હવે આકાશ(ના અર્થમાં). પ્રકાશ વડે અને પુણ્યશાળીઓ વડે સંસ્પર્શ કરાયેલું.

नाक એટલે આદિત્ય. રસોને લઈ જનાર. કિરણોને લઈ જનાર (=ફેલાવનાર). નક્ષત્રોનો નેતા. હવે આકાશ (ના અર્થમાં). कम् એ સુખનો પર્યાય છે. તેના વિરુદ્ધાર્થ (=अ-कम्) નો જેમાં વિરોધ થાય છે તે.

એ લોકમાં ગયેલાને કશું દુઃખ નથી.

એ લોકમાં ગયેલાને કશું અસુખ નથી. કેમકે પુણ્યશાળીઓ જ ત્યાં જાય છે.

गौः એટલે આદિત્ય. રસોને મોકલે છે (√गम् પ્રે૦). અંતરિક્ષમાં જાય છે. હવે આકાશ (ના અર્થમાં). જે પૃથ્વીની ઉપર દૂર સુધી ગયેલું છે. અને વળી એમાં નક્ષત્રો જાય છે. विष्टप् એટલે આદિત્ય. રસોમાં પ્રવેશેલો છે. નક્ષત્રોના તેજમાં પ્રવેશેલો છે. અથવા તેજ વડે વ્યાપ્ત છે. હવે આકાશ (ના અર્થમાં). નક્ષત્રો વડે અને પુણ્યશાળીઓ વડે વ્યાપ્ત છે. नभः એટલે આદિત્ય. રસોને લઈ જનાર. તેજને લઈ જનાર, નક્ષત્રોનો નેતા. અથવા તો વળી, भनः નો જ (વર્ણ)વિપર્યય થયો હોય. અથવા, નહીં કે 'નથી પ્રકાશતો.' આ સાથે આકાશ(ના અર્થ)ની પણ વ્યાખ્યા થઇ ગઈ. (૧૪)

પછીના પંદર કિરણના પર્યાય છે. रश्मिः નિયંત્રણને કારણે. તેમાંના પહેલા પાંચ ઘોડાની લગામના પણ સમાન (પર્યાય) છે.

પછીના આઠ દિશાના પર્યાય છે. दिशः શામાંથી? √दिश् માંથી. પાસે હોવાને કારણે. અથવા તો વ્યાપેલી હોવાને કારણે.

તેમાં काष्ठा તે અનેક સત્ત્વોનો પર્યાય છે. काष्ठाः એટલે દિશાઓ. ફેલાઈને (=ચાલીને, √क्रम्) સ્થિર થઈ છે. काष्ठाः એટલે ઉપદિશાઓ (=ખૂણાઓ). પરસ્પરને ઓળંગીને (=સ્પર્શીને) સ્થિર રહેલી છે. આદિત્ય પણ काष्ठा કહેવાય છે. (આકાશને) ઓળંગી જઈને સ્થિર થાય છે. બાણ-(ના માર્ગ)નો છેડો (आजि + अन्तः) પણ काष्ठा કહેવાય છે. અંતર કાપીને સ્થિર થાય છે. જળો પણ काष्ठाः કહેવાય છે. વહીને સ્થિર થાય છે, એટલે કે સ્થાવર જળો. (૧૫)

**ન થોભતાં, ન બેસતાં જળોની વચ્ચે શરીર મૂકેલું હતું. વૃત્રના (સ્થાન) તરફ જળો (વિચરે છે). ઇન્દ્રનો શત્રુ દીર્ઘ તમમાં સૂતેલો હતો.**

ન થોભતાં, ન બેસતાં, એટલે કે અસ્થાવર જળોની મધ્યમાં મૂકેલું હતું શરીર (એટલે કે) મેઘ. शरीरं √शॄ માંથી. અથવા √शम् માંથી. વૃત્રના ગુપ્ત (સ્થાન)—નામરહિત (= સંતાઈ રહેવાના) સ્થાન તરફ વિચરે છે એટલે કે (સ્થાનને) જાણે છે જળો. दीर्घ √द्राघ् માંથી. तमः √तन् માંથી. आशयद् આ + √शी નું (રૂપ છે). इन्द्रशत्रु-ઇન્દ્ર આનો નાશ કરનાર કે ચીરી નાખનાર છે. તેથી ઇન્દ્રશત્રુ.

તો વૃત્ર કોણ? 'મેઘ', એમ નૈરુક્તો (કહે છે). 'ત્વષ્ટાનો પુત્ર, અસુર' એમ ઐતિહાસિકો. જળો અને પ્રકાશનું મિશ્રણ થવાની ઘટનામાંથી વર્ષાની ઘટના જન્મે છે. એમાં અલંકાર અર્થે યુદ્ધનાં વર્ણનો હોય છે. અલબત્ત, મન્ત્રો(=વેદો)નાં વર્ણનો અને બ્રાહ્મણોની કથાઓ (તેને) સર્પની જેમ (વર્ણવે છે.) શરીરની અત્યંત વૃદ્ધિથી (તેણે જળના) પ્રવાહોને નિવાર્યા (= રોક્યા). તેના હણાતાં વહેવા લાગ્યાં જળ. તેને સમજાવતી આ ઋચા છે. (૧૬)

**અહિ વડે રક્ષાયેલ દાસપત્નીઓ—જળો, પણિ વડે (રોકાયેલી) ગાયોની જેમ, રુંધાયેલાં પડ્યાં હતાં. જળોનું છિદ્ર જે ઢંકાયેલું હતું તેને વૃત્રના હણનારે ખોલી નાખ્યું.**

दासपत्नीः—દાસ જેમનો અધિપતિ છે. दासः √दस् માંથી. તે કામ પૂરાં કરે છે (उप + √दस् પ્રે૦) 'અહિ વડે રક્ષાયેલાં પડ્યાં હતાં.' સર્પ વડે સંતાડાયેલાં. अहिः ગતિને કારણે. જાય છે અંતરિક્ષમાં.

આ બીજો અર્થ (= સાપ) પણ આ (ધાતુ) માંથી જ. ઉપસર્ગ હ્રસ્વ થયો છે, 'હણે છે' (आ + √हन्) તે. 'રુંધાયેલાં જળો પણિ વડે (રોકાયેલી) ગાયોની જેમ.' પણિ તે જ વણિક હોય છે. पणि: – વ્યાપારને કારણે. वणिक्–માલને સાફ કરે છે. 'જળોનું છિદ્ર જે ઢંકાયેલું હતું.' बिलं (ખરેખર તો) भरं છે, √भृ માંથી. 'વૃત્રના હણનારે ખોલી નાખ્યું તેને.' वृत्र: √वृ માંથી. કે √वृत् માંથી. કે √वृध् માંથી.

'જે (એણે) ઢાંક્યું તે જ વૃત્રનું વૃત્રત્વ' એમ (બ્રાહ્મણોમાં) જાણીતું છે. '(જળને) વહાવ્યાં તે જ વૃત્રનું વૃત્રત્વ' એમ જાણીતું છે. 'જે (તે) વધ્યો તે જ વૃત્રનું વૃત્રત્વ' એમ (પણ) જાણીતું છે. (૧૭)

પછીના ત્રેવીસ રાત્રિના પર્યાય છે. रात्रि: શાથી? આનંદ આપે છે નિશાચર પ્રાણીઓને. શાંત કરે છે બીજાં (પ્રાણી)ઓને, સ્થિર કરે છે. કે દાનના અર્થવાળા √रा માંથી. એમાં (=રાત્રિમાં) ઝાકળ અપાય છે.

પછીના સોળ ઉષાના પર્યાય છે. उषा: શાથી? પ્રકાશે છે (√वस्) તેથી. રાતનો પાછલો વખત. તેની આ (ઋચા) છે. (૧૮)

**પ્રકાશોમાં શ્રેષ્ઠ આ પ્રકાશ આવી પહોંચ્યો. ઝળહળતો અને વિશાળ (અગ્નિ)ધ્વજ જન્મ્યો. જેમ (પોતે ઉષાને) પ્રસવી, તેમ સૂર્યના પ્રસવ માટે રાત્રિએ ઉષાને માટે સ્થાન ખાલી કર્યું.**

'પ્રકાશોમાં શ્રેષ્ઠ આ પ્રકાશ આવ્યો.' સુંદર, प्रकेतनं–શ્રેષ્ઠ રીતે જાણેલું જન્મ્યું, સૌથી વધુ વ્યાપેલું. જેમ (ઉષાને) પ્રસવેલી રાત્રિ સવિતાના–આદિત્યના જન્મ માટે. આમ રાત્રિએ ઉષાને માટે આકાશ ખાલી કર્યું–સ્થાન. स्रोयोनि:– એની સાથે ગર્ભ જોડાય છે.

તેની (ઉષાની) આ બીજી (ઋચા) છે. (૧૯)

**ઝળહળતા વાછરડાવાળી પ્રકાશમાન શ્વેતી આવી. અને એના નિવાસોને કૃષ્ણાએ ખાલી કર્યા. સમાન સ્વજનોવાળી, અમર, (એકબીજીને) અનુસરતી બંને પ્રકાશમાન (એકબીજાનો) રંગ બદલતી ફરે છે.**

૧૯. ઝળહળતા વાછરડાવાળી. સૂર્યરૂપી વાછરડાવાળી. રુશદ્વત્સા વર્ણનો પર્યાય છે. ઝળહળવાના અર્થવાળા √રુચ્ માંથી. સૂર્યને એનો વાછરડો કહ્યો. સહચારને કારણે, કે રસ હરી લેવાને કારણે. 'પ્રકાશમાન શ્વેતી આવી.' શ્વેત્યા √શ્વિત્‌માંથી. ખાલી કર્યાં એના સદનો કૃષ્ણાએ, શ્યામવર્ણની રાત્રિએ. કૃષ્ણં √કૃષ્‌માંથી. નિકૃષ્ટ વર્ણ છે. પછી એ બંનેની સ્તુતિ કરે છે. સમાન સ્વજનોવાળી-સમાન બંધનોવાળી. અમૃતે-અમરતાના લક્ષણવાળી. અનૂચી. એકબીજીને અનુસરતી. એકબીજીને અનુલક્ષીને બંને પ્રકાશમાન રંગ (બદલતી) ફરે છે. તે જ બંને પ્રકાશમાન છે. પ્રકાશવાને કારણે. અથવા તો દ્યૌસ (સાથે) ફરે છે, તેની સાથે ફરે એમ પણ હોય. આમિનાને-સર્જનારી. અન્યોન્યના આત્માને રચતી.

પછીના બાર દિવસના પર્યાય છે. અહઃ શાથી ? એમાં (લોકો) કર્મો પાર પાડે છે. તેનો આ વૈશ્વાનરને લગતી ઋચામાં આકસ્મિક ઉલ્લેખ છે. ( ૨૦ )

**કાળો દિવસ અને ધોળો દિવસ (બંને) પ્રદેશો જાણવાયોગ્ય (પ્રવૃત્તિઓ) સાથે પલટાયા કરે છે. જન્મ પામતાં(વેંત જ) વૈશ્વાનર અગ્નિએ, રાજાની જેમ, પ્રકાશ વડે તિમિરોને જીતી લીધાં.**

'કાળો દિવસ' (તે) રાત્રિ. 'અને ધોળો દિવસ' ઊજળો. વારાફરતી બદલાયા કરે છે (બંને) પ્રદેશો વેદ્યાભિઃ જાણવાયોગ્ય પ્રવૃત્તિઓ સાથે. વૈશ્વાનર જન્મ પામતા-ઊગતા આદિત્યની જેમ. બધા નક્ષત્રોનો રાજા. અગ્નિએ પ્રકાશથી તિમિરોને દૂર કર્યાં.

પછીના ત્રીસ મેઘના પર્યાય છે. મેઘઃ શાથી ? (જળ) સીંચે છે તેથી. ઉપરઃ, ઉપલઃ ત્યાં સુધીના પર્વતના નામ સાથે સમાન છે. ઉપરઃ ઉપલઃ થી (કેવળ) મેઘ(ના પર્યાય) છે. એમાં વાદળો અટકી જાય છે. અથવા જળો અટકાવી રખાય છે. તેમની આ (ઋચા) છે. ( ૨૧ )

**દેવોના નિર્માણમાં (મેઘો) પહેલા(=મુખ્ય) બની રહ્યા. એમના કાપ(=છિદ્ર)માંથી જળો પ્રગટ થયાં. ક્રમશઃ કૃપા કરતા ત્રણ (દેવો) પૃથ્વીને તપાવે છે, બે (દેવો) આનંદદાયક જળોને લઈ આવે છે.**

દેવોના નિર્માણમાં પ્રથમ હતા-માધ્યમિક દેવગણો. પ્રથમઃ તે 'મુખ્ય'નો પર્યાય છે. ઉત્કૃષ્ટતમ હોય છે. કૃન્તત્રમ્ એટલે અંતરિક્ષ. મેઘોને ચીરી નાખવાનું

(સ્થાન), મેઘોને ચીરવાથી જળ પેદા થાય છે. ત્રણ તપાવે છે પૃથ્વીને. ક્રમશઃ કૃપા કરતા. પર્જન્ય, વાયુ, આદિત્ય ઠંડી, ગરમી અને વર્ષા વડે વનસ્પતિઓને પરિપક્વ કરે છે. अनूपाः – ક્રમશઃ (अनु) વાવે છે લોકોને પોતપોતાના કર્મથી. 'અનૂપ'નો આ બીજો અર્થ (= નદીનો કાંઠો, ભેજવાળો પ્રદેશ) પણ આ (ધાતુ)માંથી જ. સંતૃપ્ત રહે છે પાણીથી. કે પછી अन्वाप् (પાણીની બાજુમાં રહેલું) એમ પણ હોય. જેમ प्राक् (છે તેમ). તેનું अनूपः બન્યું હોય. જેમ प्राचीन (બન્યું છે તેમ). બે (દેવો) આનંદદાયક જળને લઈ આવે છે. વાયુ અને આદિત્ય ઉદકને (લાવે છે). वृबूकम् એ જળનો પર્યાય છે. અવાજના અર્થવાળા √ ब्रू માંથી કે √ भ्रश् માંથી. पुरीषं √ पॄ માંથી અથવા √ पॄના પ્રેરકમાંથી. (૨૨)

પછીના સત્તાવન વાણીના પર્યાય છે. वाक् શામાંથી? √ वच्‌માંથી. તેમાં સરસ્વતી. તેના નદીની જેમ અને દેવતાની જેમ વેદપ્રયોગ છે. તેમાં જે દેવતાની જેમ (પ્રયોગ) છે, તેની આગળ ઉપર વ્યાખ્યા કરીશું અહીં આ (ઋચા) નદીની જેમ (પ્રયોગ કરે છે). (૨૩)

**(કમળ)નાળને ચૂંટનારીની જેમ આણે બળ(=વેગ)થી (અને) બળવાન મોજાંઓથી ગિરિઓના શિખરને તોડી નાખ્યું છે. (તેથી આત્મ)રક્ષણાર્થે સુયોજિત સ્તુતિઓ વડે બંને કાંઠાઓને હણતી સરસ્વતીને પૂજીએ.**

આણે બળથી– શોષી લે તેવા (બળ)થી. शुष्म એ બળનો પર્યાય છે. (શત્રુઓને) શોષે છે તેથી. बिसं, તોડવાના અર્થવાળા કે વૃદ્ધિના અર્થવાળા √ बिस् માંથી. सानु ખૂબ ઊંચે રહેલું છે, અથવા ખૂબ ઊંચું મૂકેલું છે. 'મોટાં મોજાંઓથી.' पारावतघ्नी – પારાવારને હણનારીને. पारं – દૂરનું હોય છે, अवारम् – પાસેનું. રક્ષણ માટે સારી રીતે આરંભેલી સુંદર સ્તુતિઓ વડે સરસ્વતી નદીને, (પૂજાનાં) કર્મો વડે સેવીએ.

પછીનાં સો નામ જળના પર્યાય છે. उदकं શાથી? ભીંજવે છે. (√उद्) તેથી.

પછીનાં સાડત્રીસ નદીના પર્યાય છે. नद्यः શાથી? નાદ કરનારી તેઓ હોય છે. અવાજવાળી. ઘણુંખરું (ઋચાઓમાં) એમનું ગૌણ સ્થાન હોય છે. મુખ્યતયા (હોય તે તો) આશ્ચર્ય જેવું જ.

તેમાં ઇતિહાસ કહે છે. વિશ્વામિત્ર ઋષિ સુદાસ પૈજવનના પુરોહિત બન્યા. વિશ્વામિત્ર – સર્વના મિત્ર. સર્વ – સાથે સરતું. સુદાઃ – કલ્યાણકારક દાન કરનાર. પૈજવનઃ– પિજવન નો પુત્ર. તો વળી પિ-જવનઃ– સ્પર્ધા કરવા યોગ્ય વેગવાળો. કે મિશ્ર ન થઈ શકે એવી (= અજોડ) ગતિવાળો. તે ધન લઈને વિપાશ્ અને શુતુદ્રીના સંગમ આગળ આવ્યો. અનુસરતા આવ્યા બીજા. તે વિશ્વામિત્રે નદીઓની સ્તુતિ કરી "છીછરી (=ઊતરી શકાય તેવી) થાઓ." (સ્તુતિ) બે (નદીઓ) હોય તેવી પણ અને ઘણીની જેમ પણ (કરી) (= દ્વિવચન-બહુવચનમાં). તેમાં જે બેની જેમ (કરેલી સ્તુતિ) છે, તેની વ્યાખ્યા આગળ ઉપર કરીશું. અહીં આ (ઋચામાં) બહુની જેમ.

હે જલવતીઓ! મારાં સૌમ્ય વચનને ખાતર મુહૂર્ત(માત્ર) પ્રવાહોમાંથી થંભી જાઓ. રક્ષણ ઈચ્છતો (હું) કુશિકનો પુત્ર મોટી મનીષાથી નદી પ્રત્યે આવાહન કરું છું.

અટકી જાઓ મારા વચનને ખાતર. સૌમ્ય–સોમ સંપાદન કરનારાં• ऋतावरीः–જળવતીઓ. ऋतम् જળનો પર્યાય છે. બધે વ્યાપ્ત હોય છે. મુહૂર્ત– (માત્ર) एवैः–પ્રવાહોથી, રક્ષણથી. मुहूर्तः–વારંવાર (આવતી) ઋતુ. ऋतुः ગતિના અર્થવાળા √ऋ માંથી. मुहुः–મૂઢ જેવો કાળ. અને જ્યાં સુધી અભીક્ષ્ણ હોય (ત્યાં સુધી). अभीक्ष्णं તે अभिक्षणम् જ છે. क्षणः √क्षण् માંથી. ભાંગેલો (= કપાયેલો) કાળ છે. कालः–ગતિના અર્થવાળા √कल् માંથી. નદી પ્રત્યે આવાહન કરું છું. बृहत्या–મોટી मनीषया–મનની ઈચ્છા વડે, સ્તુતિ વડે, કે પ્રજ્ઞા વડે રક્ષણાર્થે. કુશિકનો પુત્ર. કુશિક રાજા થઈ ગયો. અવાજના અર્થવાળા √क्रुश् માંથી. કે પછી પ્રકાશિત કરવાના અર્થવાળા √काश् માંથી યે હોય. અથવા અર્થોને સારી રીતે પ્રકટ કરનાર. નદીઓએ જવાબ આપ્યો. (૨૫)

હાથમાં વજ્ર વાળા ઈન્દ્રે અમને ખોદી, નદીઓના ઘેરનાર વૃત્રને હણ્યો. સુંદર હાથવાળા દેવ સવિતાએ અમને દોરી. તેની પ્રેરણામાં (= થી) અમે વિશાળ (બનીને) જઇએ છીએ.

'ઇન્દ્રે અમને ખોદી વજ્રબાહુએ'. √रद् ખોદવાના અર્થવાળો છે. હણ્યો વૃત્રને–નદીઓના ઘેરનારને – એની વ્યાખ્યા થઈ ગઈ. 'દેવ સવિતાએ દોરી'.

સુપાણિઃ–સ્રુવાગ્રહ હાથવાળો. પાણિઃ–પૂજનના અર્થવાળા √પણ્‌માંથી. (મનુષ્યો) એ હાથ જોડીને દેવોને પૂજે છે. 'તેની પ્રેરણાથી અમે વિશાળ (બનીને) જઈએ છીએ.' ઉર્વ્યઃ √ઊર્ણુ માંથી. ઔર્ણુવાભને મતે √વૃ માંથી. (આમ) જવાબ આપીને અંતે સંમતિ આપી. (૨૬)

હે ચારણ, તારાં વચનો (અમે) સાંભળીશું. (તું) દૂરથી ગાડાં સાથે રથ સાથે આવે છે. ધવડાવતી સ્રીની જેમ (હું) તારે માટે, પ્રિયતમને આલિંગવા માટે (નમતી) કન્યાની જેમ (હું) તારે માટે નીચી નમીશ.

'સાંભળીશું, હે ચારણ, તારાં વચનો.' 'જા, દૂર સુધી ગાડાં સાથે અને રથ સાથે' 'નીચી નમીએ છીએ તારે માટે પુત્રને ધવડાવતી સ્રીની જેમ.' 'પ્રેમીને માટે જેમ કન્યા આલિંગન માટે'. અથવા (હું) નીચી નમીશ.

પછીના છવ્વીસ અશ્વના પર્યાય છે. તેમાંના છેલ્લા આઠ (હંમેશા) બહુની જેમ (= બહુવચનમાં જ પ્રયોજાય છે). અશ્વઃ શાથી? કાપે છે રસ્તાને અથવા ખૂબ ખાનારો હોય છે તેમાં દધિક્રાઃ – એ (સવારને) ધારણ કરતો ચાલે છે (તેથી) અથવા ધારણ કરતો હણહણે છે (તેથી). અથવા તો ધારણ કરતો (સુંદર) આકારવાળો બને છે (તેથી). તેના અશ્વની જેમ અને દેવતાની જેમ વેદપ્રયોગો હોય છે. તેમાં જે દેવતાની જેમ (પ્રયોગો છે) તેની આગળ ઉપર વ્યાખ્યા કરીશું. અહીં આ (ઋચા) અશ્વની જેમ (પ્રયોગ કરે છે). (૨૭)

વળી તે (અશ્વારોહીને) ધારણ કરીને જતો, અશ્વ, ડોકે, પડખા વચ્ચે, મુખે બંધાયેલો, (પોતાની) શક્તિને સતત અને પૂરેપૂરી સંકોરતો, માર્ગોના વળાંકને બાજુએથી (અનુ) ઠેકી જતો, ચાબૂક વીંઝાતાં ઉતાવળો દોડે છે.

અને તે વાજી વેગવાન્, વીંઝાયા પછી ત્વરાથી કાપે છે માર્ગને. ડોકમાં બંધાયેલો. ગ્રીવા √ગૄ (૬) માંથી. કે √ગૄ (૯) માંથી. કે √ગ્રહ્ માંથી 'પડખા વચ્ચે, મુખે'—તેની વ્યાખ્યા થઈ ગઈ. ક્રતુને (= અશ્વારોહીને) ધારણ કરી જનાર–ક્રિયાને કે બુદ્ધિને. અનુ સંતવીત્વત્ – √તન્ ની પૂર્વ પ્રકૃતિ વડે.

(= ધાતુના મૂળ રૂપ વડે જ થયેલો.) વેદપ્રયોગ છે. માર્ગોના વળાંકોને, માર્ગના વાંકોને. पन्थाः √पत्‌માંથી. કે √पद्‌માંથી. કે √पन्थ्‌માંથી. अक्तुः √अञ्च्‌માંથી. आपनीफणत्‌ તે √फण्‌ નું ચર્કરીત રૂપ (તીવ્રતાદર્શક દ્વિરુક્તિ) છે.

પછીનાં દશ (નામ) ઉપયોગનાં આદેશવાળાં છે એમ (૨૫૯ જ) કહે છે સાહચર્યના જ્ઞાન માટે.

√ज्वल्‌ ના અર્થવાળા છે પછીના અગિયાર ધાતુઓ.

એટલી જ (સંખ્યામાં) પછીના, ज्वलत्‌ના નામધેયો(= પર્યાયો) છે, નામધેયો છે. (૨૮)

## આ બીજો અધ્યાય

## અધ્યાય ચોથો

ૐ એક અર્થવાળા અનેક શબ્દો(નો સંગ્રહ)–તે આ કહ્યો. હવે જે અનેક અર્થોવાળા એક શબ્દો તેમને અહીંથી ક્રમશઃ સમજાવીશું. અને જેના સંસ્કાર(=રૂપસિદ્ધિ) ન ઓળખાતા હોય તેવા વેદપ્રયોગો (સમજાવીશું). તેને ઐકપદિકમ્ કહે છે.

जहा નો અર્થ છે '(મેં) માર્યો'. (૧)

**ખરે જ, હે મનુષ્યો, કયા મિત્રે કહ્યું છે, 'વણઉશ્કેર્યા (મેં) મિત્રને માર્યો'? કોણ અમારાથી (દૂર) જાય છે?**

मर्या તે મનુષ્યનો પર્યાય. કે મર્યાદાનો પર્યાય પણ હોય. मर्यादा–મનુષ્યો વડે નક્કી કરાય છે. मर्यादा–(બે) મર્યાદિત પ્રદેશોની વિભાગ(રેખા). √मेथ् ઉશ્કેરાટના અર્થવાળું છે. કયા નિષ્પાપને મેં ક્યારેય માર્યો? કોણ અમારાથી બીધેલો ભાગે છે?

तिघा–જાળ છે. જે મુકાય છે તે. पाश्या–પાશનો સમૂહ. पाशः–√पश्માંથી દૃઢ બાંધવાને કારણે. (૨)

**સુંદર પાંખવાળાં પક્ષીઓ (જેવા) યજ્ઞપ્રેમી ઋષિઓ યાચના કરતા ઇન્દ્ર પાસે પહોંચ્યા. 'ઢંકાયેલાને ખોલી નાખ, ચક્ષુઓ ભરી દે, જાળેબાંધ્યા સમા અમને મુક્ત કર.'**

वयः–विः નું બહુવચન. સુંદર પાંખવાળાં, સુંદર ફેલાતાં સૂર્યનાં કિરણો પહોંચ્યાં ઇન્દ્ર પાસે યાચના કરતાં. ખોલી નાખ તિમિરથી ચક્ષુ. चक्षुः √ख्यामांથी. કે √चक्ष् માંથી. पूर्धि–પૂરી દે કે આપ. છોડ અમને પાશ વડે બંધાયા જેવાને.

### પડખેથી, નિતંબથી, હાથેથી

पार्श्व–સાંધાવાળું અંગ હોય છે. पर्शुः √स्पृश्માંથી. પીઠના ભાગને સ્પર્શનાર. पृष्ठं √स्पृश् માંથી. અંગો વડે સ્પર્શાયેલ. अङ्कम्–ચિહ્નિત થવાને કારણે. કે વળવાને કારણે. श्रोणिः–ગતિ નિમિત્તે ચલનના અર્થવાળા √श्रोण्-માંથી. જતા (માણસ)નો નિતંબ જાણે કે હાલે છે. हिताम् તે હાથ (=આણીના

આગલા પગ) છે. દોઃ √ द्रुमांथी. 'ગર્ભાશય તે શિતામ', એમ શાકપૂણિ (માને છે), 'દૃઢ બંધાયેલું હોય છે.' 'શ્યામમાંથી (એટલે) યકૃતમાંથી,' એમ તૈઠીકિ. श्यामं √श्यैमांथी. यकृत्–જેમ તેમ (કરતાં) કપાય છે. 'સ્નેહ માંસમાંથી (એટલે) મેદમાંથી' એમ ગાલવ. शितिः √शो मांथी. मांसम्– માનનીય કે મનને ગમે એવું. અથવા તો મન એમાં બેસી જાય છે. मेदस् √मिद्‌માંથી. (૩)

હે ઇન્દ્ર, જે દર્શનીય પ્રશંસનીય ધન તારે આપવા યોગ્ય છે તે, હે વજ્રધારી, ધનને જાણનાર, બંને હાથોએ અમને આણી આપ.

જે, હે ઇન્દ્ર, સુંદર પ્રશંસનીય ધન છે. અથવા જે મારી પાસે અહીં નથી. તે. (એમ) ત્રણ મધ્યમ પદો (ગણતાં). તારે અમને તે આપવા યોગ્ય છે. વજ્રધારી. अद्रिः– ચીરે છે આનાથી. કે વળી √अद्‌માંથી પે હોય.

'તે સોમભક્ષકો...' એમ પણ જાણીતું છે.

राधः તે ધનનો પર્યાય. સિદ્ધિ મેળવે છે એનાથી. તે અમને તું, હે ધનના જ્ઞાતા, બંને હાથોએ આણી આપ. उभौ–મર્યાદિત હોય છે.

दमूनाः– દયાળુ મનવાળો, કે દાનની વૃત્તિવાળો, કે દમેલા મનવાળો. અથવા તો, दमः એ ગૃહનો પર્યાય છે, તેમાં ચિત્તવાળો (પણ) હોય. मनः √मन्‌ માંથી. (૪)

ગૃહસંબંધી, ઘરમાં આનંદ પામતો અતિથિ, વિદ્વાન્ (એવો તું) આ અમારા યજ્ઞની પાસે આવ. (અમારા) બધા આક્રમકોને હણીને, હે અગ્નિ, શત્રુઓના ભોગો (અમને) આણી આપ.

अतिथिः–ગૃહો તરફ ગયેલો હોય છે. અથવા બીજાઓના કુળમાં કે બીજાઓના ગૃહોમાં (નિશ્ચિત) તિથિઓએ જાય છે. दुरोणः એ ઘરનો પર્યાય. મુશ્કેલીએ સંતોષાય એવાં હોય છે, મુશ્કેલીથી તૃપ્ત થાય એવાં. આ અમારા યજ્ઞ પાસે આવ વિદ્વાન. બધા, હે અગ્નિ, આક્રમકોને હણીને શત્રુઓના આણી આપ ભોગો. હણીને પારકાઓનાં સૈન્યોને શત્રુઓના ભવનમાંથી આણી આપ ભોજનો. કે ધનો.

मूषः નો અર્થ છે 'ઉંદર'. વળી मूषिकाः √मुष् માંથી. मूषः પણ એમાંથી જ. ( ૫ )

**સપત્નીઓ જેવી ઈંટો મને બધી બાજુએ સંતાપે છે. ઉંદર જેમ સૂતરને, (તેમ) મને, હે ઇન્દ્ર, તારા સ્તોતાને આધિઓ ખાઈ જાય છે. હે સ્વર્ગ-પૃથિવી, મારી આ (અવસ્થા)ને જાણો.**

સંતાપે છે મને બધી તરફ સપત્નીઓ જેવી આ ઈંટો-કૂવાની ઈંટો. ઉંદરો જેમ ચીકણા દોરા ખાઈ જાય છે. અથવા પોતાના અંગનું નામ પણ હોય. પોતાનાં અંગો ખાય છે. સંતાપે છે મને આધિઓ-કામનાઓ. સ્તોતાને તારા, હે શતક્રતુ, જાણો મારી આ (દશા), હે દ્યાવાપૃથિવી. સમજો મારી આ (અવસ્થા) હે દ્યાવાપૃથિવી, એમ.

કૂવામાં પડેલા ત્રિતને આ સૂક્ત પ્રત્યક્ષ થયું. તત્સંબંધી સ્તુતિ ઇતિહાસ-યુક્ત, ઋચાવાળી, ગાથાસમેત છે. ત્રિતઃ- બુદ્ધિથી દૂર સુધી તરનારો ( = શ્રેષ્ઠ ) થયો. અથવા તો સંખ્યાનો પર્યાય જ અભિપ્રેત હોય. એકતઃ, દ્વિતઃ, ત્રિતઃ એ ત્રણ થઈ ગયા. ( ૬ )

**ગતિશીલ મનથી અમે તારે માટે કાઢેલા (રસ)નું, પૈતૃક સંપત્તિની જેમ, ભક્ષણ કરીએ. હે સોમ રાજન્, સૂર્ય જેમ ઉનાળાના દિનસોને ( તેમ તું ) અમારાં આયુષ્યોને વધાર.**

ગતિશીલ કે પ્રેરિત કે ધસી જતા. મન વડે તારે માટે નિચોવેલાનું ભક્ષણ કરીએ જેમ પૈતૃક ધનનું. અને વધાર અમારાં આયુષ્યો, હે સોમ રાજન્. દિવસોને જેમ સૂર્ય ઉનાળાના. वासराणि- વિવિધ ગતિવાળાં, કે અત્યંત પ્રકાશમાન, કે પસાર થઈ જનાર.

कुरुतन- એ(માં तनो) આગમ નિરર્થક હોય છે. (એમ જ) कर्तन, हन्तन, यातन વગેરે.

जठरं તે પેટ હોય છે. ખાધેલું એમાં ધારણ કરાય છે, કે મુકાય છે. (૭)

**હે ઇન્દ્ર, મરુતોવાળો, વૃષભ (એવો તું) રણ માટે ઉત્તેજના અર્થે ભોજન પછી સોમ પી. તારા ઉદરમાં મધુની ઊર્મિ સીંચ. પહેલાના દિવસોથી તું કાઢેલા (સોમરસો)નો રાજા છે.**

મરુતોવાળો, હે ઇન્દ્ર! મરુતો વડે, તેમનાવાળો. વૃષભઃ–જળોને વરસાવનાર. રણ માટે–રમણીય સંગ્રામ માટે. પી સોમ. ભોજન પછી–અન્ન પછી. ઉત્તેજના માટે, ઉન્માદક વિજયને માટે. સીંચ તારા જઠરમાં મધુની ઊર્મિને. મધુ એટલે સોમ, ઉપમાર્થક છે, √मद्માંથી. આ બીજું મધુ(=મદિરા) પણ એમાંથી જ. તું રાજા છે પૂર્વે નાખે દિવસોમાં નિયોવાયેલાઓનો. (૮)

તિતઉ ચાળણી હોય છે. ચામડા(ના ઢાંકણ)વાળું. અથવા છિદ્રોવાળું. અથવા તલ જેવડાં છિદ્રોવાળું. (૯)

**સાથવાને જેમ ચાળણીથી પવિત્ર કરતા (હોય તેમ) જ્યાં ધીરાએ મનથી વાણીને (પવિત્ર) કરી, ત્યાં મિત્રો મૈત્રીઓને ઓળખે છે. એમની વાણીમાં કલ્યાણી લક્ષ્મી રહેલી છે.**

સાથવાને જેમ ચાળણીથી પવિત્ર કરતા. सक्तुः √सच्માંથી. (એને) ધોવો મુશ્કેલ હોય છે. અથવા વિપર્યય પામેલા √कस्માંથી યે હોય. વિકસિત હોય છે. જ્યાં ધીરાઓએ મનથી વાણીને ખેડેલ છે, જ્ઞાનને. ધીરાઓ–પ્રખર જ્ઞાનવાળા, ધ્યાનવાળા. ત્યાં મિત્રો મૈત્રીઓને પારખે છે. કલ્યાણી લક્ષ્મી મુકાયેલી છે એમની વાણીમાં એમ. भद्रની વ્યાખ્યા भग દ્વારા થઈ ગઈ. ભજવા જેવું, પ્રાણીઓએ એના તરફ દોડવા જેવું. અથવા અસ્તિત્વ ધારતું (એ) આનંદ આપે છે. અથવા (યોગ્ય) પાત્રવાળું (= પાત્ર પાસે જનારું). લક્ષ્મીઃ મળવાને કારણે, કે સૂચવવાને કારણે, કે મેળવવાની ઇચ્છામાંથી. કે ચિહ્નમાંથી. કે પછી પ્રબળ ઇચ્છાના અર્થવાળા √लष्માંથી યે હોય. કે વળગવાના અર્થવાળા √लग्માંથી હોય. કે અપ્રશંસાના અર્થવાળા √लज्ज्માંથી યે હોય.

શિપ્રે–એની આગળ ઉપર વ્યાખ્યા કરીશું. (૧૦)

**એ (જ) સૂર્યનું દેવત્વ, એ જ મહિમા, કે કર્મોની વચ્ચેથી જ (તે) ફેલાયેલાને સંકેલી લે છે. જ્યારે એણે અશ્વશાળામાંથી ઘોડાઓને જોડ્યા ત્યારે રાત્રી આને માટે વસ્ત્ર ફેલાવે છે.**

તે સૂર્યનું દેવત્વ, તે મહિમા, જે કર્મો કરનારાની વચ્ચે ફેલાયેલાને સંકેલી લેવાય છે. જ્યારે એણે યોજ્યાં હરણોને, સૂર્યકિરણોને. કે હરિત્ અશ્વોને. હવે રાત્રિ વસ્ત્ર ફેલાવે છે એને માટે. પ્રકાશમાન દિવસને વિયોજતી સર્વથી. કે વળી ઉપમાના અર્થમાં યે હોય; રાત્રિ જેમ વસ્ત્ર ફેલાવે છે. એવો પણ વેદપ્રયોગ છે–

ફેલાયેલાને વણુતીએ પાછું સંકેલ્યું. સમેટી લીધું. (૧૧)

ખરે જ, ઇન્દ્રની સાથે, ન ડરતા (ગણ)ની સાથે જતો (તું) દેખાય છે. (બંને) આનંદિત, સમાન બળવાળા છે.

ઇન્દ્રની, ખરેખર, દેખાય છે સાથે જતો નીડર ગણની. मन्दू–હર્ષિત. તમે બંને છો. અથવા "હર્ષિત તે (ગણ)ની સાથે" એમ પણ હોય. "સમાન બળવાળા"ની પણ આથી વ્યાખ્યા થઈ ગઈ. (૧૨)

સુનિર્મિત પૂંઠવાળા, સુદૃઢ મધ્યભાગવાળા, શૂરા, દિવ્ય, દોડનારા અશ્વો જ્યારે દિવ્ય માર્ગ પર પહોંચે છે (ત્યારે) હારબંધ હંસોની જેમ પ્રયત્ન કરે છે.

ईर्मान्ता: – સુપુષ્ટ પૂંઠવાળા, અત્યંત પુષ્ટ પૂંઠવાળા કે વિશાળ પૂંઠવાળા. सिलिकमध्यमा: – સુઘટિત મધ્યભાગવાળા કે મધ્યભાગમાં મસ્તકવાળા. અથવા તો શિર:–સૂર્ય(નો ઉલ્લેખ) હોય છે. જે (નિદ્રા સુધી) અનુસરે છે બધાં પ્રાણીઓને. અને મધ્યમાં એમની રહે છે. આ બીજું શિર પણ એમાંથી જ. આશ્રિત એને (બધી) ઇન્દ્રિયો હોય છે. સાથે શૂરાઓ દિવ્યો દોડનારા. शूरा: ગતિના અર્થવાળા √शव् માંથી. दिव्या: – આકાશમાં જન્મેલા. अत्या: – દોડનારા. 'હંસોની જેમ હારબંધ પ્રયત્ન કરે છે.' हंसा: √ हन् માંથી, હણે છે રસ્તાને. 'હારબંધ' – તેમાં श्रेणि: √श्रि માંથી. સાથે રહેલા હોય છે. જ્યારે પહોંચે છે, જ્યારે પામે છે. દિવ્ય માર્ગને, પથને, રસ્તાને અશ્વો.

આદિત્યની સ્તુતિ (તે) અશ્વની (સ્તુતિ) છે. આદિત્યમાંથી અશ્વ નિર્માયો તેથી.

સૂર્યમાંથી અશ્વને દેવોએ નિર્મ્યો. એમ વેદપ્રયોગ પણ છે. (૧૩)

વનોને નિરખતો, જે તું માતાઓ–જળો પાસે ગયો તે તારું પાછા ફરવું, હે અગ્નિ, ભુલાવાનું નથી, જ્યારે દૂર હોવા (છતાં તું) અહીં થયો (=પ્રગટ્યો) છે.

कायमान: – નિરખતો કે કામના કરતો. વનોને. તું જે માતાઓ–જળો (પાસે) શમી જતો. નથી તે તારું, હે અગ્નિ, ભુલાતું પાછા ફરવું. દૂર જે હોવા (છતાં) અહીં થાય છે જન્મતો (=પ્રગટતો).

લોભીને પશુ માનતા લઈ જાય છે.

લોભી ઋષિને લઈ જાય છે પશુ માનતા.

વ્યાપ્ત, પાવનકારી જ્વાળાઓવાળા (અગ્નિ)ને.

પાવક દીપ્તિવાળાને. (વીરમ્-) બધે પ્રવેશીને રહેલાને. કે બધે વ્યાપેલાને. (૧૪)

છિદ્રોવાળા નવા આસન પર (રહેલી બે) નાની ઢીંગલીઓ જેવા, (બે) બદામી (રંગના ઘોડા) રસ્તાઓ પર શોભે છે.

कनीनके – બે કન્યાઓ. कन्या – ઈચ્છનીયા હોય છે. અથવા ક્યાં આને લઈ જવી (=વરાવવી) એમ. અથવા પ્રેમી વડે અણાય છે તેથી. અથવા પ્રકાશવાના અર્થવાળા √कन् માંથી યે હોય. કન્યાઓના અધિષ્ઠાન ( = સ્થાન સંબંધી બધા ) શબ્દો સપ્તમીનાં એકવચનો છે એમ શાકપૂણિ ( માને છે). વીંધાયેલા, લાકડાના પાયા-(વાળાં આસનો) પર. दारुः √दृ માંથી કે √द्रु માંથી. તેમાંથી જ द्रु ( = લાકડું ). નવે-નવા બનાવેલા. अर्मके- વૃદ્ધ નહીં એવી. તેઓ જેમ તો આસનો પર શોભે એમ (બે) પિંગળા (ઘોડા) રસ્તાઓ પર શોભે છે. (બે) બદામી અશ્વોની આ સહસ્તુતિ છે.

'આ પણ મને આપ્યું,' 'તે પણ મને આપ્યું,' એમ ઋષિએ ગણાવીને કહ્યું:

સુવાસ્તુના કાંઠા ઉપર.

સુવાસ્તુ તે નદી. तुग्व ઘાટ હોય છે. (લોકો) ત્વરાથી એના તરફ આવે છે.

શું મરુતો ફરી અમારે માટે નમશે કે?

ફરીથી અમારે માટે નમશે મરુતો? 'नसन्त'ની આગળ ઉપર વ્યાખ્યા કરીશું.

જે તારા ઉન્માદક, ફીણાટાતા, મહાન (સોમબિંદુઓ) છે, તેમનાથી ઈન્દ્રને ધન આપવા પ્રેર.

જે તારા ઉન્માદક, ફીણવાળા, છેતરામણા ( = મોહક બિંદુઓ છે), તેમનાથી ઈન્દ્રને પ્રેર ધન આપવા. (૧૫)

વિશુદ્ધના વક્ષઃપ્રદેશ સમી (આ) પાસે દેખાઇ. ગાયકની જેમ (એણે) પ્રિય પ્રગટ કર્યાં. આવનારીઓમાં સૌથી વધુ નિયમિત, અન્નપૂર્ણા સમી (આ), સૂતેલાંને જગાડતી ફરી આવી.

પાસે દેખાઈ વિશુદ્ધના. શુન્ધ્યુઃ સૂર્ય હોય છે. શુદ્ધીકરણને કારણે. તેનો જ વક્ષઃપ્રદેશ તેજથી છવાયેલો. આ બીજું વક્ષઃ (= છાતી) પણ એમાંથી જ. ઊંચું આવેલું છે શરીર પર. પક્ષી પણ શુન્ધ્યુ કહેવાય છે. શુદ્ધ કરવાને કારણે જ. જળચર હોય છે. જળો પણ શુન્ધ્યુ કહેવાય છે. શુદ્ધ કરવાને કારણે જ. નોધા ઋષિ હોય છે. સ્તોત્ર રચે છે. તે જે રીતે સ્તુતિ વડે ઇચ્છાઓને આવિષ્કૃત કરે છે એમ ઉષા રૂપો પ્રગટ કરે છે. अद्मसत्. અદ્મ અન્ન હોય છે. અન્ન પાસે બેસનારી કે અન્ન મેળવનારી. 'સૂતેલાંને જગાડતી.' સૌથી વધુ નિયમિત આવી ફરી આવનારીઓમાં' સૂતારાઓને જગાડતી શાશ્વતોમાં શ્રેષ્ઠ આવી પાછી આવનારીઓમાં.

વાણીવંતા ચપળ તેઓ

(हरिमण:-) ગતિશીલ કે ઇચ્છાઓવાળા કે દષ્ટિવાળા. વાણી તે વાણીનો પર્યાય. બોલાય છે તેથી.

**(અમે બે) પ્રશંસીએ, હે અધ્વર્યુ, મારે માટે પ્રતિગાન કર, ઇન્દ્રને માટ (આપણે બંને) આનંદદાયક સ્તુતિ કરીએ.**

(આને) આવાહનની સ્તુતિ (કે) સોમ નિચોવતી વખતે બોલાતી સ્તુતિ માને છે. પરંતુ (અહીં) ઇન્દ્રસંબંધે જ સમજવી છે.

परितक्म्या એની આગળ ઉપર વ્યાખ્યા કરીશું. (૧૬)

सुवितें-सु इते કે सूते સારી ગતિ(ના અર્થ)માં કે જન્મ આપવા(ના અર્થ)માં.

'સારી ગતિમાં મને મૂક.' એમ પણ વેદપ્રયોગ છે.

दयतिः અનેક અર્થોવાળું છે.

'નવાથી જૂનાને રક્ષનારા થઈએ,' એમાં રક્ષણના અર્થમાં.

**જે એકલો અહીં ધન વહેંચે છે એમાં દાનના અર્થમાં કે વિભાજનના અર્થમાં.**

**દુર્વાર્ય, ભયાનક (એવો એ) વનોને બાળે છે.** એમાં બાળવાના અર્થમાં. दुर्वर्तुः-ન વારી શકાય એવો.

**ધનને જાણનારો, શત્રુઓને રહેંસી નાખતો.** એમાં હિંસાના અર્થમાં.

**આ સોમરસો નિચોવ્યા છે. પ્રાતઃ કાળે આવનારા, સમાન બળવાળા અશ્વિનો તેમને પીએ. હું તો તમારી સહાય માટે કે વંદન કરવા છું જ. મને પ્રભાતે બોલતા કાગડાએ જગાડ્યો.**

'ઊડતો' એ (અર્થમાં):

નૂ ચિત્ નિપાત છે. જૂના અને નવાના (અર્થમાં). વળી નૂ જ પણ (એ અર્થમાં).

**ત્યારે હતાં તેવાં જ નદીઓનાં પાણી આજે છે.**

આજે અને પહેલાં પણ તે જ કર્મ નદીઓનું (હતું).

**આજનું અને પહેલાનું સંપત્તિઓનું સદન.**

આજે અને પહેલાં પણ ધનોનું સદન. रयिः તે ધનનો પર્યાય. દાનના અર્થવાળા √रा માંથી. (૧૭)

**તારા તે અસીમ દાનને અમે જાણીએ.**

જાણીએ તે તારા અમે અમાપ દાનને. આદિત્ય પણ અકૂપાર કહેવાય છે. અકૂપાર હોય છે–દૂર સુધી (વિસ્તરતી) સીમાવાળો. સમુદ્ર પણ અકૂપાર કહેવાય છે. અકૂપાર હોય છે–વિશાળ કાંઠાવાળો. કાચબો પણ અકૂપાર કહેવાય છે. अकूपारः–નથી કૂવામાં જતો. कच्छपः–મોંને રક્ષે છે. અથવા પાંડવડે (જાતને) રક્ષે છે. અથવા મુખેથી પીએ છે. कच्छ. > खच्छः–અવકાશને ઢાંકે છે. આ બીજો નદીનો કચ્છ(=કાંઠો) પણ એમાંથી જ. कम् એટલે જળ તે (કાંઠા) વડે ઢંકાય છે.

**રાક્ષસોના વિનાશ માટે શીંગડાં અણીદાર કરે છે.**

ધારદાર કરે છે (બે) શીંગડાં રાક્ષસનો વિનાશ કરવા માટે. रक्षः રક્ષણ કરવું (બચવું) એનાથી. અથવા એકાંતમાં ત્રાટકે છે. અથવા રાત્રે આવી પહોંચે છે.

**ચંચળ અશ્વો સાથે ચંચળ અગ્નિ**

ઉતાવળો, ઉતાવળા (ઘોડાઓ) સાથે. અથવા સારા જન્મવાળો, સારા જન્મવાળાઓ સાથે.

**અત્યંત પ્રબળ ગતિવાળા આ યજ્ઞમાં વિશ્રામ કરે.**

અત્યંત પ્રખર ગમનવાળા. (૧૮)

**જેથી દેવો હંમેશા, રોજેરોજ, અમારી વૃદ્ધિ માટે અપ્રમાદી રક્ષકો બની રહે.**

દેવો અમારી જે રીતે હંમેશા વૃદ્ધિ માટે હોય. अप्रायुवः– અપ્રમાદી. અને રક્ષકો. રોજેરોજ.

ચ્યવન ઋષિ છે. પ્રમટાવનાર સ્તોત્રોના. ચ્યવાન એમ પણ એના વેદપ્રયોગ હોય છે.

તમે (બંનેએ) પુરાણા ચ્યવાનને, જેમ રથને, ચાલવા માટે ફરીથી યુવાન કર્યા.

તમે ચ્યવનને. સનયં–પુરાણા. જેમ રથને, ફરીથી યુવાન ચાલવા માટે કર્યા. યુવા–પ્રયોજે છે કર્મોને. √तक्ष् કરવાના અર્થવાળું.

રજ: √रञ्ज माંથી. એ તેજો(=સંધ્યાઓ) રજસ્ કહેવાય છે. જળ રજસ્ કહેવાય છે. ભુવનો રજસ્ કહેવાય છે. લોહી અને દિવસ રજસ્ કહેવાય છે.

વિવિધરંગી અને ગર્જતાં ભુવનો જુદાં જુદાં ફરે છે. એમ પણ વેદપ્રયોગ છે.

હર: √हृમાંથી. પ્રકાશ હર: કહેવાય છે જળ હર: કહેવાય છે. ભુવનો હર: કહેવાય છે. લોહી અને દિવસ હર: કહેવાય છે.

હે અગ્નિ, તેજ સાથે તેજને મેળવ. એમ પણ વેદપ્રયોગ છે.

હવિવંતોએ આહુતિ આપી. યજ્ઞ કર્યો વિચારશીલોએ.

व्यन्तः એ અનેક અર્થોવાળો (શબ્દ) છે.

દેવના ચરણને નમસ્કાર વડે જોતા એમાં જોવાના અર્થવાળો.

હે શૂર, પુરોડાશને ખા. એમાં ખાવાના અર્થવાળો.

ગાયના દૂધને (તમે બે) ખાવ, પીઓ. ભોગવો પીઓ દૂધ ગાયનું. उस्रिया એ ગાયનો પર્યાય છે. સ્રવે છે એનામાંથી ભોગો. उस्रा એ પણ.

બુદ્ધિ વડે (સોમ) નિચોવાઈ રહેતાં, મનના ઈચ્છુક સ્તુતિકારોએ, હે ઈન્દ્ર, તને વાણીએ કરીને સ્તવ્યો છે.

વાણીનો (પ્રયોગ) કરતાં સ્તુતિ કરી છે.

લાકડાના ખોળામાં સુવર્ણરસ રેડો. પથ્થરના વાટણિયા પર (એને) બનાવો.

સીંચો પીળા (રસ)ને લાકડાના ખોળામાં–લાકડામાંથી બનેલાના. हरिः–સોમ, પીળા રંગનો. આ બીજો હરિ(=વાંદરો) પણ એમાંથી જ. વાટણિયાથી રચો પથ્થરના. वाशीभिः–પથ્થરના બનેલા વડે. અથવા વાણી(=સ્તુતિઓ) વડે.

તે અર્ય વિધર્મ જન્તુનો સામનો કરે. શિશ્નપૂજકો અમારા યજ્ઞમાં ન પ્રવેશો.

તે જીતી લે જે (અર્ય છે) વિભિન્ન(= દુષ્ટ) જન્તુને – વિષમને. મા શિશ્નપૂજકો, અબ્રહ્મચારીઓ-શિશ્નં √ શ્નથ્ માંથી-પ્રવેશો ઋતમાં અમારા. (એટલે) સત્યમાં કે યજ્ઞમાં. (૧૯)

ભવિષ્યના તે(=એવા) યુગો આવશે જ્યાં ભગિનીઓ ભગિનીને (યોગ્ય) નહીં એવું કરશે. (તારા) હાથને પતિને માટે ફેલાવ. મારાથી અન્ય પતિની, હે સુભગે, ઈચ્છા કર.

આવશે તે ભવિષ્યના યુગો. જ્યાં સ્વજનો કરશે સ્વજનોને અયોગ્ય એવાં કર્મો. જામિ પુનરુક્તિનો પર્યાય. અથવા બાલિશનો. અથવા સમાન જાતિનાનો. (મિ:) પ્રત્યય છે. ઉશીકું કર પતિને માટે (તારા) હાથનું. બીજાની ઈચ્છા કર, હે સુભગે, પતિની મારાથી એમ (સહેલાઈથી) સમજાય છે. (૨૦)

અહીં સ્વર્ગ મારા પિતા, જન્મદાતા છે, નાભિ (= મુખ્ય સ્વજન) છે. મારી બંધુ (= બીજી સ્વજન) માતા, આ વિશાળ પૃથિવી છે. બે વિશાળ પાત્રોની વચ્ચે (મારું) ગર્ભસ્થાન છે. અહીં પિતાએ પુત્રીમાં ગર્ભ મૂકયો.

સ્વર્ગ મારા પિતા-રક્ષક કે પાલક કે જન્મદાતા છે. અહીં નાભિ-સ્વજન મારી માતા, આ વિશાળ પૃથ્વી છે. बन्धुः-સમાન બંધનને કારણે. नाभिः-સાથે બંધાવાને કારણે.

નાભિ વડે બંધાયેલા ગર્ભો જન્મે છે.

એમ કહેવાય છે. એમાંથી જ જ્ઞાતિજનોને सनाभि (સમાન નાભિવાળા) કહેવાય છે. અને सबन्धु (સમાન બંધનવાળા) પણ. ज्ञातिः-સારી રીતે જાણવાને કારણે. વિશાળ પાત્રોની વચ્ચે ગર્ભસ્થાન. उत्तानः-વિશાળ ફેલાતો. અથવા ઊંચે ફેલાયેલો. તેમાં પિતા પુત્રીમાં ગર્ભ મૂકે છે, પર્જન્ય પૃથ્વીમાં.

शंयुः-સુખને ઈચ્છનાર.

હવે અમને પાપરહિત સુખશાંતિ આપો.

रपः रिप्रम् એ પાપના પર્યાય છે. શમન રોગોનું અને દૂર થવું ભયોનું. અને વળી શંયુ બૃહસ્પતિનો વંશજ પણ કહેવાય છે.

યજ્ઞ માટે જવા, યજ્ઞપતિ માટે જવા (અમે) શંયુની તે પસંદગી કરીએ છીએ. એમ પણ વેદપ્રયોગ છે. જવાનું યજ્ઞાર્થે, જવાનું યજ્ઞપત્યર્થે. (૨૧)

अदितिः–જે દીન નથી, દેવોની માતા. (૨૨)

અદિતિ આકાશ છે, અદિતિ અંતરિક્ષ છે. અદિતિ માતા છે, તે પિતા છે, તે પુત્ર છે બધા દેવો આદિતિ છે, (તે જ) પંચજનો છે. અદિતિ જન્મેલું (માત્ર) છે, અદિતિ (જ હવે પછી) જન્મનારું (સર્વ કંઈ) છે.

એમ અદિતિની વિભૂતિ વર્ણવે છે. અથવા આ બધાં અદીન છે.

જેને ભૃગુઓએ ઊંચો કર્યો.

एरिरे–તે √ईर् છે, (आ) ઉપસર્ગવાળો, અને અભ્યસ્ત (દ્વિરુક્તિવાળો). (૨૩)

અને જેમ નીચા ઊડતા થાકેલા બાજની પાછળ, અને વળી સમૃદ્ધ તેમજ પશુઓવાળા જૂથની પાછળ, જેમ વસ્ત્રો ચોરનાર ચોરની પાછળ (તેમ) આ(=ઇન્દ્ર)ની પાછળ માણસો યુદ્ધોમાં પોકાર કરે છે.

અને વળી આની (પાછળ) જેમ વસ્ત્રચોરની–વસ્ત્રો ચોરનારની. वस्त्रं √वस् માંથી. तायुः એ ચોરનો પર્યાય. 'સમૃદ્ધ છે એનામાં પાપોનો' એમ નૈરુક્તો (માને છે). અથવા √तस् માંથી હોય. 'પાછળ પોકાર કરે છે મનુષ્યો સંગ્રામોમાં'. भर એ સંગ્રામનો પર્યાય છે. √भृ માંથી અથવા √हृ માંથી. नीचायमानम्–નીચે જતાને. नीचैः–નીચું હોય છે. उच्चैः–ઊંચું હોય છે. જેમ થાકેલા બાજ પાછળ. श्येनः–પ્રશંસનીય રીતે જાય છે. 'અને વળી સમૃદ્ધ અને પશુમાન જૂથની (પાછળ)'. અને વળી પ્રશંસનીય અને પશુઓવાળા સમૂહની પાછળ. પ્રશંસાની અને યૂથની (પાછળ) અથવા ધન અને યૂથની (પાછળ). यूथं √यु માંથી. સાથે જોડાયેલ હોય છે.

(અગ્નિને) પ્રકટાવતો સુબુદ્ધિ એને સ્તવે છે. વખાણે છે.

मन्दी–સ્તુતિના અર્થવાળા √मन्द् માંથી.

સ્તુત્યને માટે અજયુક્ત વાણી પ્રકાશો. પ્રગટાવો સ્તુતિયોગ્યને માટે અજયુક્ત વચન.

ગૌઃની વ્યાખ્યા થઈ ગઈ. (૨૪)

**અહીં ખરેખર, (તેઓએ) સૂર્યમંડળના કિરણને, કહે છે કે, છૂટું પડેલું માન્યું, અહીં ચન્દ્રમાના ગૃહે.**

અહીં, સાચે જ, કિરણને માન્યું સૂર્યકિરણોએ પોતાની મેળે, એમ કહેવાય છે. અપીચ્યમ્–છૂટું પડેલું. દૂર ગયેલું. ઢંકાઇ ગયેલું. કે અદૃશ્ય થયેલું. ત્યાં, ચંદ્રમાને ઘેર.

ગાતુઃની વ્યાખ્યા થઈ ગઈ.

**ઉષાઓ માણસને માટે માર્ગ કરે, એમ પણ વેદપ્રયોગ છે.**

દંસયઃ–કર્મો. (મનુષ્યો) પૂરાં કરે છે એમને.

**અને ખેડૂત માટે કર્મો (સફળ કરવાનું) વિચારતાં મેઘનિવાસી (જળો) એમ પણ વેદપ્રયોગ છે.**

**તે બળવાન બન્યો. એને દુઃખ નથી પહોંચતું.**

તે દૃઢ બન્યો. નથી એને હાનિ પહોંચતી. અંહતિઃ અને અંહસ્ અને અંહુઃ √હન્ માંથી. ઉપાન્ત્ય કાઢવાથી (અને આગળ મૂકવાથી). (પછી વર્ણોના) વિપર્યયથી.

**હે બૃહસ્પતિ, (તું) નિન્દકને નષ્ટ કરે જ છે.**

હે બૃહસ્પતિ, જ્યારે (તું) સંતાડે છે દેવનિન્દકને. પીયતિઃ હિંસાના અર્થવાળું.

વિયુતે– સ્વર્ગ અને પૃથિવી. વિખૂટાં રહેવાને કારણે.

**સ્વર્ગ અને પૃથિવી, સરખાં જ, દૂર અંત પામનારાં છે.**

સમાનં – સરખા માપવાળું હોય છે. માત્રા – માપવાને કારણે. દૂરં ની વ્યાખ્યા થઈ ગઈ. અન્તઃ √અત્ માંથી.

ઋધક્ તે પૃથક્ભાવનો સૂચક શબ્દ છે. અને વળી સમૃદ્ધિના અર્થમાં પણ દેખાય છે.

**સમૃદ્ધ (એવા તેં) યજ્ઞ કર્યો. સમૃદ્ધ (એવા તેં) ખરે જ, (દોષોને) શાંત કર્યા.**

સમૃદ્ધિવંતે તેં યજ્ઞ કર્યો, અને સમૃદ્ધિવંતે તેં શાંતિ કરી.

અસ્યાઃ એનો અને અસ્ય એનો ઉદાત્ત હોય પ્રથમ આદેશમાં, અનુદાત્ત હોય પછીના આદેશમાં. તીવ્ર (= ભારપૂર્વકનો) અર્થ હોય તો ઉદાત્ત. ઊતરતા મહત્ત્વનો અર્થ હોય તો અનુદાત્ત.

હે અન્તર્થ, ન ખિજાતો, દાનવાન્ (એવો તું) આની સુપ્રાપ્તિ માટે અમારી પાસે રહે.

સમૃદ્ધ થા, હે અજાશ્વ !

આની, અમારી, પ્રાપ્તિ માટે પાસે રહે. અહેળમાનો– ન ખિજાતો. રરિવાન્. √રા દ્વિરુક્તિવાળો. अजाश्व એમ પૂષણને કહ્યું. अजाश्व. બકરાં (એનું). વાહન છે.

હવે અનુદાત્ત.

આનો દીર્ઘાયુ પતિ શત શરદો જીવો.

દીર્ઘાયુ આનો જે પતિ, જીવો તે શરદો શત. शरद्– પરિપક્વ આમાં વનસ્પતિઓ થાય છે. અથવા ક્ષીણ જળો (બને છે.)

अस्य તેની વ્યાખ્યા अस्याः તેના વડે થઈ ગઈ. (૨૫)

આ ઇચ્છનીય પાલક હોતાનો વચલો ભાઈ છે વિદ્યુત્. એનો ત્રીજો ભાઇ ઘી(ચોપડેલી) પીઠવાળો છે. અહીં (મેં) સાત પુત્રોવાળા રાજાને જોયો.

આનો वामस्य–ઇચ્છનીયનો. पलितस्य–પાલકનો. होतुः–આવાહન કરવા યોગ્ય છે તેનો. તેનો વચલો ભાઈ છે વિદ્યુત્ भ्राता–લઈ લેવાના અર્થવાળા. √ भृમાંથી. લઈ લે છે ભાગ, અથવા ભરણપોષણ કરવા યોગ્ય હોય છે. ત્રીજો ભાઈ ઘી(ચોપડેલી) પીઠવાળો એનો, આ અગ્નિ. ત્યાં (મેં) જોયો સર્વના રક્ષકને કે પાલકને. રાજાને સાત પુત્રવાળાને, સાતમા પુત્રવાળાને અથવા (બધે) જતા પુત્રોવાળાને. सप्त–લંબાવેલી સંખ્યા છે. સાત સૂર્યકિરણો છે એમ કહે છે. (૨૬)

એક ચક્રવાળા રથને સાત જોતરાય છે, સાત નામોવાળો એક અશ્વ (તેને) લઈ જાય છે. ત્રણ નાભિઓવાળું ચક્ર અજર અને સ્વતંત્ર છે. જેમાં આ બધાં વિશ્વો રહેલાં છે.

સાત જોડેલાં છે રથને. એક ચક્રવાળા, એક (ચક્ર પર) ચાલતાને. चक्रं. √चक्માંથી. કે √चर्માંથી. કે √क्रम्માંથી. એક અશ્વ લઈ જાય છે. સાત નામોવાળો આદિત્ય. સાત એને માટે કિરણો રસોને વાળે છે. અથવા સાત એને ઋષિઓ સ્તવે છે. આ બીજું 'નામ' પણ એમાંથી જ. (પદાર્થ) તરફ વાળવાને કારણે. વર્ષપ્રધાન છે પછીની અર્ધી ઋચા. ત્રણ નાભિવાળું ચક્ર. ત્રણ

ઋતુઓવાળું વર્ષ. ગ્રીષ્મ, વર્ષા, હેમન્ત. संवत्सरः–સાથે વસે છે એમાં પ્રાણીઓ. ગ્રીષ્મઃ–ગ્રસાય છે એમાં રસો. વર્ષા–વરસે છે આમાં પર્જન્ય. હેમન્તઃ–હિમવાળો. हिमं વળી √हन्‌માંથી. કે √हिमાંથી. अजरम्–જીર્ણ થવાના લક્ષણ વિનાનું. अनर्वम्–અન્ય પ્રતિ ન ગયેલું. જેમાં આ બધાં પ્રાણીઓ સાથે રહે છે, તે સંવત્સરની (ઋષિ) સર્વપ્રકારે સ્તુતિ કરે છે.

**પાંચ આરાવાળું ચક્ર ફરી રહ્યું છે ત્યારે**

એમ પાંચ ઋતુઓ હોવાથી. અને

પાંચ ઋતુઓ વર્ષની (હોય છે).

એવું બ્રાહ્મણ (માં વિધાન પણ) છે, હેમન્ત અને શિશિરને સાથે મૂકવાથી (=ગણવાથી).

**છ આરા મુકાયા કહેવાય છે.**

એમ છ ઋતુઓ હોવાથી. अराः–ગયેલી છે નાભિમાં. વળી વટ્√ सह्‌ માંથી.

**બાર આરાવાળું તે જીર્ણ થવાનું નથી.**

**બાર પરિધાંશો છે, ચક્ર એક.**

એમ મહિનાઓનો (ઉલ્લેખ) છે. मासाः માપવાને કારણે. प्रधिः – દઢ રીતે મૂકેલો હોય છે.

**તેમાં જાણે કે ત્રણસો સાઠ ચલ–અચલ શંકુઓ(=આરા) ભેગા મૂકેલા છે.**

સાઠ, અને, અલબત્ત, ત્રણ સો છ વર્ષનાં દિવસરાત.

એમ વળી બ્રાહ્મણ (વિધાન) છે (દિવસ–રાતને) ભેગાં મૂકીને (ઉલ્લેખતું).

**સાતસો અને વીસ ઊભાં રહ્યાં.**

સાત સો અને વીસ, અલબત્ત છ વર્ષનાં દિવસ અને રાત.

એમ પણ બ્રાહ્મણ છે (દિવસ–રાતને) જુદા જુદા (ઉલ્લેખતું), જુદા જુદા. (૨૭)

**આ ચોથો અધ્યાય**

ૐ હવે અહીંથી દૈવત (કાણ્ડ). જે (ખણ્ડમાંનાં) નામો પ્રધાનપણે સ્તુતિ(નું ભાજન બનનાર) દેવતાઓનાં હોય તેને દૈવત(=દેવતાસંબંધી) કહે છે. તે દેવતાની યોગ્ય પરીક્ષા આ (પ્રમાણે જાણવી). જે ઇચ્છાવાળો ઋષિ જે દેવતામાં (=પાસેથી) હેતુપ્રાપ્તિ ઇચ્છતો સ્તુતિને પ્રયે.જે તે દેવતાનો તે મન્ત્ર હોય છે. તે ઋચાઓ ત્રણ પ્રકારની: પરોક્ષ (સંબોધન) કરાયેલી, પ્રત્યક્ષ (સંબોધન) કરાયેલી. અને આધ્યાત્મિકી. તેમાં પરોક્ષકૃત નામની બધી વિભક્તિઓ સાથે યોજાય છે. અને ક્રિયાના ત્રીજા પુરુષ(ના રૂપ) સાથે. (૧)

ઇન્દ્ર સ્વર્ગનું, ઇન્દ્ર પૃથ્વીનું શાસન કરે છે.
ઇન્દ્રને જ ગાયકો પુષ્કળ (સ્તવે છે.)
ઈન્દ્ર સાથે આ તૃત્સુઓ કર્મરત...
ઈન્દ્ર માટે સામ ગાઓ.
ઇન્દ્ર વિના કોઈ ધામ પવિત્ર બનતું નથી.
ઇન્દ્રનાં, અહો, પરાક્રમો (હું) ગાઇશ.
ઈન્દ્રમાં (અમારી) કામનાઓ વિસ્તરેલી છે. વગેરે.

હવે પ્રત્યક્ષકૃત મધ્યમ(=બીજા) પુરુષના પ્રયોગવાળી. અને 'તું' એ સર્વનામ સાથે (યોજાયેલી).

તું, હે ઇન્દ્ર, બળમાંથી (જન્મ્યો છે).
હે ઈન્દ્ર, શત્રુઓને હણ. વગેરે.

અને વળી સ્તુતિકારો પ્રત્યક્ષ (સંબોધન) કરાયેલા બને છે, સ્તુતિપાત્રો પરોક્ષ (સંબોધન) કરાય છે.

અન્ય કોઈની પણ પ્રશંસા કરશો મા.
હે કણ્વો! (દેવ) પ્રત્યે ઉત્સાહભેર ગાઓ.
નજીક જાવ, હે કુશિકો, જાણી લ્યો.

હવે આધ્યાત્મિકી ઉત્તમ(=પહેલા) પુરુષના પ્રયોગવાળી. અને 'હું' એ સર્વનામ સાથે (યોજાયેલી). જેમકે આ 'ઈન્દ્રવૈકુણ્ઠ'.નું (સૂક્ત). લવસૂક્ત, આમ્ભૃણી વાક્નું સૂક્ત વગેરે. (૨)

પરોક્ષકૃત અને પ્રત્યક્ષકૃત મન્ત્રો જ ઘણાખરા હોય છે, આધ્યાત્મિક તો અલ્પ પ્રમાણમાં જ.

હવે વળી (મંત્રોમાં ક્યારેક) સ્તુતિ જ હોય છે, આશીર્વાદ નહીં. જેમકે

ઇન્દ્રનાં, અહો, પરાક્રમો (હું) ગાઈશ. એ સૂક્તમાં.

ક્યારેક વળી આશીષ જ હોય, સ્તુતિ નહીં.

હું આંખો વડે સુંદર જોનારો થાઉં. મુખે સુંદર કાન્તિવાળો. કાનો વડે સુંદર સાંભળનારો થાઉં. વગેરે.

તે આ અધ્વર્યુના (વેદ = યજુર્વેદ)માં અને યજ્ઞાર્થક મન્ત્રોમાં બહુ (જોવા મળે છે). ક્યારેક શપથ અને અભિશાપ પણ હોય છે.

આજે જ મરું, જો (હું) યાતુધાન હોઉં તો.

ખરે જ, તે દશ વીરોથી વિયુક્ત થાઓ. વગેરે.

ક્યારેક વળી કોઈક અવસ્થાને કહેવા(= વર્ણવવા)ની ઇચ્છા હોય છે.

ત્યારે મૃત્યુ નહોતું, નહોતું અમૃત.

પહેલાં તો હતો અંધકારે ઢાંક્યો અંધકાર.

ક્યારેક કોઈક અવસ્થાથી (ઊપજતો) ખેદ પણ હોય છે.

સુંદર દેવ આજે ઊડી યે જાય, પાછા ન યે ફરે.

નથી જાણતો, (કે હું) આ છું કે કેમ. વગેરે.

અને વળી નિન્દા અને પ્રશંસા પણ હોય.

કેવળ પાપી હોય છે એકલપેટો.

ભોજનું આ કમળતળાવડી સમું છે ભવન.

આમ જ અક્ષસૂક્તમાં દ્યૂતની નિન્દા અને કૃષિની પ્રશંસા છે. આમ વિવિધ અભિપ્રાયો(= હેતુઓ)વાળી ઋષિઓની મન્ત્રદષ્ટિઓ હોય છે. (૩)

તેમાં જે દેવતાઓના આદેશ વિનાના મન્ત્રો છે તેમાં દેવતાની યોગ્ય પરીક્ષા (આ પ્રમાણે). જે દેવતાનો તે યજ્ઞ કે યજ્ઞનો અંશ હોય તે દેવતાઓના (તે મન્ત્રો) બને છે. હવે યજ્ઞથી અન્યત્ર (એવા મંત્રો) પ્રજાપતિના હોય છે એમ યાજ્ઞિકો (માને છે), નરાશંસના, એમ નૈરુક્તો (માને છે). અથવા તે (ઋચા)ની દેવતા ઇચ્છા પ્રમાણે (કલ્પી) શકાય. અથવા ઘણી(= સમૂહ) દેવતાઓવાળી (યે હોય). કેમકે દુનિયામાં (એવા) બહુવિધ આચારો હોય છે: દેવોને અર્પિત, અતિથિઓને અર્પેલું, પિતૃઓને અર્પણ (વગેરે).

યજ્ઞની દેવતાનો મન્ત્ર હોય છે એમ (કહ્યું). પણ (તેમાં તો) અ-દેવતાઓ પણ દેવતાની જેમ સ્તવાય છે! જેમ કે અશ્વથી માંડીને ઓષધિ સુધીના (પદાર્થો). અને આઠ જોડકાંઓ પણ. તેણે (= શંકાકારે) દેવતાઓના અર્થોને આગન્તુક

જેવા ન માનવા. એ તો પ્રત્યક્ષ દેખાતું હોય છેઃ દેવતાની મહાભાગતાને કારણે એક આત્મા અનેક પ્રકારે સ્તવાય છે. એક આત્માનાં અન્ય દેવો પ્રત્યંગો બને છે. અને વળી ઋષિઓ પદાર્થોને (તેમની) પ્રકૃતિના વૈવિધ્યો(= ભૂમા)ને લઈને સ્તવે છે એમ પણ કહ્યું છે. વળી (તેમની) પ્રકૃતિની સર્વવ્યાપકતાને કારણે. તેઓ એકબીજામાંથી જન્મતા હોય છે, એકબીજાની પ્રકૃતિ છે. કર્મમાંથી જન્મે છે, આત્મામાંથી સરજાય છે. આત્મા જ એમનો રથ બને છે. આત્મા જ અશ્વ, આત્મા આયુધ, આત્મા બાણો, આત્મા જ દેવોનું સર્વકંઈ છે. (૪)

ત્રણ જ દેવતા છે એમ નૈરુક્તો. અગ્નિ પૃથિવીના ક્ષેત્રવાળો. વાયુ અથવા ઇન્દ્ર અંતરિક્ષસ્થાનનો. સૂર્ય સ્વર્ગસ્થાનનો. તેમની મહાભાગતાને કારણે એકએકનાં યે ઘણાં નામો હોય છે. અથવા કાર્યોની અલગતાને કારણે (પણ નામો જુદાં હોય). જેમકે હોતા, અધ્વર્યુ, બ્રહ્મા, ઉદ્‌ગાતા એમ (નામ જુદાં, વ્યક્તિ) એક જ હોવા છતાં. અથવા તો જુદા જ હોય. કેમકે અલગ સ્તુતિઓ હોય છે, તેમજ (અલગ) નામો પણ. આ જે કહ્યું કે કાર્યોની અલગતાને કારણે (નામો જુદાં, પરંતુ) ઘણા (માણસો) પણ વહેંચીને કર્મો કરી શકે! તો તેમાં સ્થાન (= અધિકારક્ષેત્ર)ની સમાનતા અને ભોગની સમાનતા જોવી જોઈએ. જેમ કે પૃથ્વી ઉપર મનુષ્યો, પશુઓ, દેવો તે સ્થાનની સમાનતા. ભોગની સમાનતા પણ દેખાય છે. જેમકે પૃથ્વીનો પર્જન્ય વડે અને વાયુ તેમજ આદિત્ય વડે ભોગ. વળી અગ્નિ વડે બીજા લોકનો. તેમાં આ (બાબત) મનુષ્યોના રાષ્ટ્ર જેવી છે. (૫)

હવે દેવતાઓના આકારનો વિચાર. (તેઓ) મનુષ્યાકાર હોય છે એવો એક (મત) છે. કારણ કે સચેતનોની જેમ જ (તેમની) સ્તુતિઓ થાય છે, તેમ જ નામો (પણ હોય છે).

અને વળી માનુષી અંગોને લઈને (તેઓની) સ્તુતિ કરાય છે.

**ભવ્ય છે, હે ઇન્દ્ર, તારા સ્થવિરના બાહુઓ.**

**(તેં) જે દૃઢ પકડ્યું, હે ઇન્દ્ર, તે તારી મુઠ્ઠી છે.**

વળી માનુષી દ્રવ્યો સાથે સંયોજીને પણ (એમની સ્તુતિ કરાય છે)

**બે અશ્વો સાથે, હે ઇન્દ્ર, આવ.**

**કલ્યાણી પત્ની (અને) રમણીય (પદાર્થ) છે તારાં ગૃહે.**

તેમ જ વળી માનુષી કર્મો વડે.

**આ, હે ઇન્દ્ર, અને પી સામે મૂકેલા (સોમ)ના (તારા અંશને)-હે શ્રવણશીલ કર્ણવાળા, (અમારા) આહ્વાનને સાંભળ. (૬)**

મનુષ્યાકાર નહીં હોય એવો બીજો (મત) છે. કેમકે જે દેખાય છે તે મનુષ્યાકાર નથી. જેમકે અગ્નિ, વાયુ, આદિત્ય, પૃથિવી, ચન્દ્રમા વગેરે. આ જે કહ્યું કે 'સચેતનોની જેમ (તેમની) સ્તુતિઓ થાય છે' (પરંતુ) અચેતનો પણ એ જ પ્રમાણે સ્તવાય છે. જેમકે પાસાથી માંડીને ઓષધિ સુધીના (પદાર્થો). આ જે કહ્યું કે 'માનુષી અંગોને લઇને (એમની) સ્તુતિ કરાય છે' (પરંતુ) અચેતનોમાં પણ એમ થાય છે.

**લીલાં મુખોએ આક્રન્દે છે.** એમ પથ્થરની સ્તુતિ છે.

આ જે કહ્યું કે 'માનુષી દ્રવ્ય સાથે સંયોગને (એમની સ્તુતિ કરાય છે)' (પરંતુ), એનું પણ તેમ જ (સમજવું).

**સિન્ધુએ અશ્વોવાળા સરળ રથને જોડ્યો.** એમ નદીની સ્તુતિ છે.

આ જે કહ્યુ કે 'માનુષી કર્મો વડે (એમની સ્તુતિ કરાય છે)' (પરંતુ) એનું પણ તેમ જ (સમજવું).

**હોતાની યે પહેલાં, સ્વાદુ હવિને ભોગવે છે.** એ પણ પથ્થરની જ સ્તુતિ છે.

અથવા તો (દેવતાઓ) બંને પ્રકારની હશે. અથવા તો મનુષ્યાકાર જ હોવા છતાં આ (બધા તેમના) કર્માત્માઓ હશે. જેમકે યજ્ઞ યજમાનનો (કર્માત્મા) છે. અને આ આખ્યાનિકોનો પરંપરાગત મત છે. (૭)

ત્રણ જ દેવતા છે એમ આગળ કહ્યું. તેમનાં ભાગ અને સાહચર્યની વ્યાખ્યા કરીએ. હવે આ અગ્નિના ભાગ. આ લોક. પ્રાતઃકાળનું સવન. વસન્ત (ઋતુ). ગાયત્રી (છંદ). ત્રિવૃત્ (ત્રણ વારનો) સ્તોમ. રથન્તર સામ. અને જે દેવગણ પહેલા સ્થાનમાં સંગૃહીત થયા છે તે. અગ્નાયી, પૃથિવી, ઈળા એ સ્ત્રીઓ. પછી એનું કર્મઃ હવિષોને લઈ જવા અને દેવતાઓને બોલાવવી. અને જે કંઈ દૃષ્ટિવિષયક છે તે અગ્નિનું જ કર્મ. પછી એની સાથે સ્તવાતા દેવો. ઇન્દ્ર. સોમ. વરુણ. પર્જન્ય. ઋતુઓ. અગ્નિ અને વિષ્ણુનો (સંયુક્ત) હવિષ છે, પરંતુ (બંનેની) ભેગી સ્તુતિ કરતી ઋચા દશતયી(=ઋગ્વેદ)માં છે નહિ. તેમ જ વળી અગ્નિ અને પૂષનનો (સંયુક્ત) હવિષ્ છે, પણ ભેગી સ્તુતિ નથી. તેમાં આ અલગ સ્તુતિવાળી ઋચાનું ઉદાહરણ આપે છે. (૮)

**જેનાં પશુ નાશ પામતાં નથી એવો ભુવનનો રક્ષક વિદ્વાન્ પૂષા તને અહીંથી (=આ લોકમાંથી) લઈ જાવ, તે તને આ પિતૃઓને સોંપી દે, અગ્નિ (તને) ઉત્તમ દાન કરનાર દેવોને (સોંપે).**

પૂષા તને અહીંથી જવા પ્રેરો. જાણનાર. નાશ ન પામનાર પશુવાળો. ભુવનનો રક્ષક એટલે તે જ સર્વ પ્રાણીઓનું રક્ષણ કરનાર છે સૂર્ય. 'તે તને આમને સોંપી દે પિતૃઓને' એ ત્રીજું ચરણ શંકાસ્પદ છે. પૂષા પહેલાં (ઉલ્લેખાઈ ગયો) તેનો (આ) પાછો આદેશ (=ઉલ્લેખ) છે એમ એક (મત) છે. અગ્નિ હવે પછી (આવે છે) તેની (આ) પ્રશંસા છે એવો બીજો (મત) છે. 'અગ્નિ દેવોને ઉત્તમ દાન કરનારને'. સુવિદત્ર તે ધન હોય છે. એક ઉપસર્ગવાળા √વિદ્‌માંથી. કે બે ઉપસર્ગવાળા √દામાંથી હશે. (૯)

હવે આ ઇન્દ્રના ભાગ. અન્તરિક્ષ લોક. બપોરનું સવન. ગ્રીષ્મ (ઋતુ). ત્રિષ્ટુભ્ (છંદ). પંચદશ (=પંદર વારનો) સ્તોમ. બૃહત્ સામ. અને જે દેવગણો અને જે સ્ત્રીઓ વચલા સ્થાનમાં સંગૃહીત છે તે. પછી એનું કર્મ: જળોને મુક્ત કરવાં, વૃત્રનો વધ. અને જે કંઈ બળનું કાર્ય હોય તે ઇન્દ્રનું જ કર્મ. પછી એની સાથે સ્તવાતા દેવો. અગ્નિ. સોમ. વરુણ. પૂષન્ બૃહસ્પતિ. બ્રહ્મણસ્પતિ પર્વત. કુત્સ. વિષ્ણુ. વાયુ. તેમ જ વળી મિત્ર વરુણની સાથે સ્તવાય છે પૂષન્ અને રુદ્ર સાથે સોમ (સ્તવાય છે). અને વાયુ સાથે પૂષન્ અને વાત સાથે પર્જન્ય. (૧૦)

હવે આદિત્યના ભાગ. તે લોક. ત્રીજું સવન. વર્ષા (ઋતુ). જગતી (છંદ). સપ્તદશ (=સત્તર વારનો) સ્તોમ. વૈરૂપ સામ. અને જે દેવગણો અને જે સ્ત્રીઓ ઉત્તમ સ્થાનમાં સંગૃહીત થયાં છે તે. પછી એનું કર્મ: કિરણો વડે રસો ગ્રહણ કરવા અને ધારણ કરવા. અને જે કંઈ પ્રકાશિત છે તે આદિત્યનું જ કર્મ છે. ચન્દ્રમા, વાયુ, સંવત્સરઃ એમની સાથે સ્તુતિ.

આ જ સ્થાનના વિભાગોમાં ઋતુઓ, છન્દો, તેમજ સ્તોમોના શેષ ભાગો વહેંચી નાખવા. શરદ્, અનુષ્ટુભ્, એકવિંશ (=એકવીસ વારનો) સ્તોમ, વૈરાજ સામ–એ પૃથ્વીસ્થાનના. હેમન્ત, પંક્તિ, ત્રિણવ (=સત્તાવીસ વારનો) સ્તોમ, શાક્વર સામ–એ અન્તરિક્ષસ્થાનના. શિશિર, અતિચ્છન્દસ્, ત્રયસ્ત્રિંશત્ (તેત્રીસ વારનો) સ્તોમ, રૈવત સામ–એ સ્વર્ગના ભાગ. (૧૧)

મન્ત્રો મનનને કારણે (√मन्‌માંથી). છન્દો ઢાંકવાને કારણે (√छद्‌માંથી). સ્તોમ સ્તવનને કારણે (√स्तु‌માંથી). યજુષ્ √यज्(પૂજવું)માંથી. साम–ઋચા વડે મપાયેલું. કે √अस् (૪) માંથી. 'ઋચાના સમાન માન્યું' (તેથી साम) એમ નૈદાનિકો(નો મત) છે. गायत्री સ્તુતિના અર્થવાળા √गै‌માંથી. અથવા 'ત્રણ વાર જનાર' (त्रि + √गम्) વ્યત્યય સાથે. 'ગાનાર (બ્રહ્મા)ના મુખમાંથી ઉત્પન્ન થઈ' એમ બ્રાહ્મણ પણ છે. उष्णिक्–નાડી નીકળેલી હોય છે. કે કાન્તિના અર્થવાળા √स्निह् માંથી હોય. અથવા શિરોવસ્ત્રવાળી એમ ઉપમાર્થક. उष्णीयं √स्ने માંથી. ककुप् ખૂંધવાળી (વચ્ચે શિખરવાળી) હોય છે. ककुप् અને कुब्ज (બંને) √कुज्‌માંથી કે √उब्ज्‌માંથી. अनुष्टुभ् અનુસ્તુતિ કરવાને કારણે (अनु+√ स्तुभ् માંથી). 'ત્રણ ચરણવાળી ગાયત્રીનું જ ચોથા ચરણ વડે અનુસ્તવન કરે છે' એમ બ્રાહ્મણ પણ છે. बृहती અત્યંત વધવાને કારણે (√बृंह् માંથી). पंक्तिः પાંચ ચરણોવાળી. त्रिष्टुभ् √स्तुभ् એ પાછલા પદવાળી. પણ ત્રિત્વ શું હશે? સૌથી વેગીલો છંદ છે. અથવા ત્રેવડું વજ્ર, તેની સ્તુતિ કરનાર. 'જે ત્રણ વાર સ્તુતિ કરી તે ત્રિષ્ટુભનું ત્રિષ્ટુપ્ત્વ.' એમ જાણીતું છે. (૧૨)

जगती સૌથી દૂર ગયેલો છંદ. અથવા જલચરના જેવી ગતિવાળો. 'કંટાળેલા (બ્રહ્મા)એ સર્જ્યો' એમ બ્રાહ્મણ પણ છે. विराज्–વિરાજવાને કારણે (वि + √राज्). કે જુદી તરી આવવાને કારણે (वि + √ राध्). કે લંબાવાને કારણે (वि + प्र + आप्). વિરાજવાને કારણે (કેમકે) સંપૂર્ણ અક્ષરોવાળી છે. જુદી તરી આવવાને કારણે (કેમકે) ઓછા અક્ષરોવાળી છે. લંબાવાને કારણે (કેમકે) અધિક અક્ષરોવાળી છે. 'કીડી જેવી કેડવાળી' એ ઉપમાર્થક છે. पिपीलिका ગતિના અર્થવાળા √पेल् માંથી

આમ અનુક્રમે આ દેવતાઓ વર્ણવી. મોટા ભાગની (દેવતાઓ) સૂક્તની અધિકારિણી, હવિષ્‌ની અધિકારિણી અને ઋચાની અધિકારિણી હોય છે. કેટલીક નિપાત(=આકસ્મિક ઉલ્લેખ)ની અધિકારિણી હોય છે. હવે વિશેષણો સાથે સંયોજીને પણ હવિષ્ અર્પે છે. ઇન્દ્રને વૃત્રહન્તાને. ઇન્દ્રને વૃત્રના હણનારને. ઇન્દ્રને, 'દુઃખમોચકને' એમ. તેને પણ કેટલાક સંગ્રહે છે. પરંતુ સંગ્રહ (થઈ શકે

તેના ) કરતાં ઘણાં છે. પણ ( હું ) જે સારી રીતે જાણીતું (=રૂઢ) બનેલું અને પ્રધાનપણે સ્તુતિ પામેલું હોય તે જ સંગ્રહું છું. વળી કર્મો વડે પણ ઋષિ દેવતાઓને સ્તવે છે. 'વૃત્રહન્તા'. 'નગરનાશક' વગેરે. તેનો પણ કેટલાક સંગ્રહ કરે છે. પણ ગણી શકાય તે કરતાં ઘણાં છે. વળી તે (વિશેષણ તો) પેલા (મુખ્ય) નામનું સૂચક માત્ર હોય છે. જેમકે બ્રાહ્મણને ભૂખ્યાને ભાત આપો. નાહેલાને અનુલેપ. તરસ્યાને પાણી. વગેરે. ( ૧૩ )

હવે અહીંથી અનુક્રમે (દેવતાઓને) લઈશું. અગ્નિ પૃથ્વીના ક્ષેત્રવાળો. તેની પહેલી વ્યાખ્યા કરીશું. अग्नि: શાથી? અગ્રણી હોય છે. આગળ યજ્ઞોમાં લઈ જવાય છે. (કોઈ પણ પદાર્થ તરફ) નમતો (તેને) અંગ બનાવે છે. 'સૂકવનાર હોય છે' એમ (સમજાવે છે) સ્થૌલાષ્ઠીવિ, 'નથી ભીંજવતો, નથી સ્નિગ્ધ કરતો.' 'ત્રણ ધાતુઓમાંથી બને છે,' એમ (માને છે) શાકપૂણિ, '√इ માંથી; √अञ्ज्‌માંથી કે √दह्‌માંથી; √नी માંથી. તે ખરેખર √इમાંથી અકાર લે છે, √अञ्ज्‌ માંથી કે √दह् માંથી ગકાર, नी છેલ્લો. તેની આ (ઋચા) છે. ( ૧૪ )

**અગ્નિને, પુરોહિતને, યજ્ઞના દેવને, ઋત્વિજને, હોતાને, ધનના શ્રેષ્ઠ દાતાને ( હું ) પ્રશંસું છું.**

અગ્નિને પ્રશંસું છું, અગ્નિને યાચું છું. √ईळ् યાચનાના અર્થવાળો કે પૂજાના અર્થવાળો. પુરોહિતની વ્યાખ્યા થઈ ગઈ અને યજ્ઞની. દેવ: દાનને કારણે. કે દીપવાને કારણે. કે પ્રકાશવાને કારણે. કે સ્વર્ગના ક્ષેત્રવાળો હોય છે. જે દેવ તે (જ) દેવતા. હોતાને, આવાહન કરનારને. '√हु માંથી होता' એમ ઔર્ણવાભ (માને છે). रत्नधातमं રમણીય ધનોના શ્રેષ્ઠ દાતાને.

તેની આ બીજી (ઋચા) છે. (૧૫)

***અગ્નિ પૂર્વેના અને નૂતન ઋષિઓ વડે પ્રશંસનીય છે. તે દેવોને અહીં લાવશે.***

અગ્નિ જે પ્રાચીન ઋષિઓ વડે પ્રશંસાને યોગ્ય વંદનને યોગ્ય છે અને અમે નવતરો વડે. તે દેવોને અહીં આણો. તેણે (= વિદ્યાર્થીએ) એમ ન માનવું કે (માત્ર) આ જ અગ્નિ છે. આ બે ઉચ્ચતર જ્યોતિ પણ અગ્નિ કહેવાય છે.

તેથી જ મધ્યમ ( અગ્નિની આ ઋચા). (૧૬)

**સમાન ચિત્તવાળી, કલ્યાણી, સ્મિત કરતી યુવતીઓની જેમ (તેઓ) અગ્નિને પ્રગટાવે. ઘીની ધારાઓ સમિધોને પામો. તેમને માણતો જાતવેદસ્ સંતૃપ્ત થાય છે.**

પ્રગટાવો સમાન ચિત્તવાળી સ્ત્રીઓની જેમ. સમનં–સાથે શ્વસવાને કારણે કે સમાન વિચારવાને કારણે. કલ્યાણીઓ. સ્મિત કરતી. 'અગ્નિને' એ ઉપમાર્થક છે. ઘીની ધારાઓ, જળની ધારાઓ સમિધોને પામો. √नस् પ્રાપ્ત થવાના અર્થમાં કે નમવાના અર્થમાં. તેમને ભોગવતો તૃપ્ત બને છે જાતવેદસ્. √हर्य् મેળવવાની ઇચ્છાના અર્થવાળો. ફરી ફરીને કામના કરે છે.

**સમુદ્રમાંથી મધુમાન્ ઊર્મિ ઊઠી આવી.** એમ આદિત્યને ઉલ્લેખાયેલો માને છે.

'સમુદ્રમાંથી જળોમાંથી આ ઊગે છે.' એમ બ્રાહ્મણ પણ છે.

ઉપરાંત, (બીજું) બ્રાહ્મણ પણ છે.

'અગ્નિ (જ) બધી દેવતાઓ છે' એમ. હવે પછીની (ઋચા) તેની વધારે સ્પષ્ટતા માટે. ( ૧૭ )

**અગ્નિને જ ઈન્દ્ર, મિત્ર, વરુણ કહ્યો છે. અને તે દિવ્ય છે, સુંદર પાંખોવાળો ગરુત્માન છે. એક જ સતને વિપ્રો અનેક રીતે વદે છે (જેમકે) અગ્નિને (એમણે) યમ, માતરિશ્વન્ કહ્યો.**

આ જ અગ્નિને મહાન અને આત્માને અનેક પ્રકારે મેધાવીઓ વદે છે. ઈન્દ્ર, મિત્ર, વરુણ, અગ્નિ અને દિવ્ય ગરુત્માન્. દિવ્ય:–સ્વર્ગમાં જન્મેલ. ગરુત્માન્–પ્રશંસા પામેલો, શક્તિશાળી આત્માવાળો, કે મહાન આત્માવાળો.

પરંતુ જે સૂક્તનો અધિકારી છે, જેને માટે હવિષ્ નિરૂપાય છે તે તો આ જ અગ્નિ. પેલાં બે ઉચ્ચતર જ્યોતિ (તો) આ નામથી નિપાતના જ અધિકારી છે. ( ૧૮ )

જાતવેદા: શાથી ? જન્મેલાંને જાણે છે. કે જન્મેલાં એને જાણે છે. કે પ્રત્યેક જન્મેલામાં રહે છે. કે જન્મેલું(માત્ર) જેનું વિત્ત છે, જન્મેલું(માત્ર) જેનું ધન છે. કે જન્મેલું(માત્ર) જેની વિદ્યા છે, જન્મેલું(માત્ર) જેનું પ્રજ્ઞાન છે.

'જે તે જન્મેલાએ પશુઓને ખોળ્યાં એમ તે જાતવેદસ્નું જાતવેદસ્ત્વ.' એમ બ્રાહ્મણ છે.

'તેથી બધી ઋતુઓમાં પશુઓ અગ્નિની પાસે જાય છે' એમ પણ (બ્રાહ્મણ છે.)

તેની આ (ઋચા) છે. (૧૯)

**જાતવેદસ્‌ને, શક્તિશાળી અશ્વને આ આપણા ઘાસ પર બેસવા, સાથે જ, પ્રેરો.**

મોકલો જાતવેદસને કર્મો વડે સુવ્યાપકને. કે ઉપમાના અર્થમાં પણ હોય. અશ્વ જેવા જાતવેદસને એમ. આ આપણા ઘાસ પર બેસે તે માટે. તે આ એક જ જાતવેદસની ગાયત્રી છંદમાં તૃચા દશતયી(=ઋગ્વેદ)માં છે. પરંતુ જે કંઈ અગ્નિસબંધી છે તે જાતવેદસ્‌(ના મંત્રો)ના સ્થાને વિનિયોજાય છે. તેણે (=વિદ્યાર્થીએ) એમ ન માનવું કે આ જ અગ્નિ (જાતવેદસ્‌ કહેવાય) છે. પેલાં બે ઉચ્ચતર જ્યોતિ પણ જાતવેદસ્‌ કહેવાય છે. હવે પછી(ની ઋચામાં) મધ્યમનો જ (ઉલ્લેખ છે).

**સમાનચિત્તવાળી સ્ત્રીઓની જેમ પ્રગટાવે**....તેની આગળ વ્યાખ્યા થઈ ગઈ.

હવે પેલો આદિત્ય.

**તે જાતવેદસ્‌ને ઊંચે (આણે છે)**....તેની આગળ ઉપર વ્યાખ્યા કરીશું.

પરંતુ જે સૂક્તનો અધિકારી છે, જેને માટે હવિષ્‌ નિરૂપાય છે તે તો આ જ અગ્નિ જાતવેદસ્‌. પેલાં બે ઉચ્ચતર જ્યોતિ તો આ નામ વડે નિપાતનાં જ અધિકારી છે. (૨૦)

**વૈશ્વાનરઃ** શાથી? બધા નરોને લઈ જાય છે. કે બધા નરો એને લઈ જાય છે. કે વળી વિશ્વાન્‌-અરઃ (બધા તરફ જનાર) જ હોય. બધાં પ્રાણીઓ પ્રતિ ગયેલો હોય છે. તેનું વૈશ્વાનર.

તેની આ (ઋચા) છે. (૨૧)

**વૈશ્વાનરના સદ્‌ભાવમાં (અમે) રહીએ, કેમકે (તે) રાજા છે, 'ભુવનોને આશ્રય આપનાર છે. અહીંથી જન્મેલો આ બધું' (વિશ્વ) નિરખે છે. વૈશ્વાનર સૂર્ય સાથે સંયોજાય છે.**

અહીંથી જન્મેલો આ બધાં પ્રત્યે વિલોકે છે. વૈશ્વાનર સંયોજાય છે સૂર્ય સાથે. રાજા છે જે સર્વ ભૂતોનો આશ્રય પામવા યોગ્ય છે તેની અમે વૈશ્વાનરની કલ્યાણી ભાવનામાં રહીએ.

તો વૈશ્વાનર કોણ? 'મધ્યમ (=અંતરિક્ષનો અગ્નિ).' એમ આચાર્યો (માને છે), 'કેમકે વરસાદના કર્મ વડે એને સ્તવે છે.'

**ખરે (હું) વૃષભનો મહિમા ગાઉં છું, જે વૃત્રહન્તાને મનુષ્યો સેવે છે. વૈશ્વાનર અગ્નિએ, દસ્યુને હણનારે જળો ખંખેર્યાં, શમ્બરને ચીરી નાખ્યો.**

(હું) ગાઉં છું તે મહિમાને મહાભાગતાને. વૃષભનો જળોના વરસાવનારનો. જેને પૂરવ: પૂરવાયોગ્ય મનુષ્યો. વૃત્રહન્તાને મેઘના હણનારને. સચન્તે સેવે છે વરસાદની ઇચ્છાવાળા. દસ્યુ: ક્ષીણ થવાના અર્થવાળા √दस् માંથી. ક્ષીણ થાય છે એનામાં રસો. ક્ષીણ કરે છે કર્મોને. તેને અગ્નિ વૈશ્વાનરે હણનારે. ખંખેર્યાં. પાણી, જળો. ભેદ્યો શમ્બરને મેઘને.

'હવે પેલા આદિત્ય(નો આમાં ઉલ્લેખ છે).' એમ પૂર્વના યાજ્ઞિકો(નો મત છે). આ ભુવનોના આરોહ (= ચઢતો ક્રમ) પ્રમાણે સવનોનો આરોહ વેદવિહિત છે. આરોહ પછી અવરોહ (= ઊતરતો ક્રમ) યોજેલો છે. તે અનુકૃતિ-(= ઊતરતા ક્રમ)ને હોતા અગ્નિ-મરુતોના આવાહનમાં વૈશ્વાનરીય સૂક્ત વડે સિદ્ધ કરે છે. પણ તેણે સ્તોત્રસંબંધી (દેવતા) પ્રત્યે ધ્યાન ન આપવું, કારણકે (તે તો) અગ્નિનું જ હોય છે. ત્યાંથી (હોતા) મધ્યમ સ્થાનની દેવતાઓ-રુદ્ર અને મરુતો પ્રતિ આવે છે, ત્યાંથી આ સ્થાનના અગ્નિ પ્રતિ. અહીં જ (તે) સ્તોત્રિયને ઉચ્ચારે છે.

અને વૈશ્વાનરનો (પુરોડાશ) પણ બાર કપાલવાળો હોય છે, કેમકે એનું બાર પ્રકારનું કર્મ છે.

વળી બ્રાહ્મણ પણ છે—

'પેલો આદિત્ય જ, ખરે, અગ્નિ વૈશ્વાનર છે'. એમ.

અને નિવિદ્ પણ સૂર્ય વૈશ્વાનરની હોય છે—

'જે સ્વર્ગને, પૃથિવીને પ્રકાશિત કરે છે' એમ. પેલો (સૂર્ય) જ સ્વર્ગ-પૃથ્વીને પ્રકાશિત કરે છે.

વળી છાન્દોમિક સૂક્ત પણ સૂર્ય વૈશ્વાનરનું છે—

**'સ્વર્ગમાં રહેલો પ્રકાશયો'** એમ. પેલો (સૂર્ય) જ સ્વર્ગમાં રહેલો પ્રકાશયો.

વળી હવિષ્પાન્તીય સૂક્ત પણ સૂર્ય વૈશ્વાનરનું છે.

'આ જ (પાર્થિવ) અગ્નિ વૈશ્વાનર છે' એવો શાકપૂણિનો મત છે). આ બે ઉચ્ચતર જ્યોતિ પણ વૈશ્વાનર (કહેવાય) છે. આ વૈશ્વાનર છે કેમકે તો (બે)માંથી જન્મે છે. પરંતુ શી રીતે આ એ બેમાંથી જન્મે છે?

જ્યાં વિદ્યુત્-અગ્નિ શરણસ્થાન પર ત્રાટકે છે ( ત્યાં ) જ્યાં સુધી ઝલાયેલો નથી હોતો ત્યાં સુધી મધ્યમ(=અંતરિક્ષ સ્થાન)નાં લક્ષણોવાળો જ હોય છે– જળમાં પ્રકાશનારો અને શરીર(=ઘન પદાર્થ)માં શમી જનારો. ઝલાય ત્યારે જ જળમાં શમી જનાર, શરીરમાં પ્રકાશનાર આ ( અગ્નિ ) સંપન્ન (=પ્રાપ્ત ) થાય છે.

હવે આદિત્યમાંથી (આ અગ્નિ શી રીતે જન્મે છે તે). જ્યારે ઉત્તરમાં આદિત્ય પહેલી વાર વળે ત્યારે, કાંસાને કે મણિને બરાબર ઘસીને પ્રતિબિંબ–કેન્દ્રમાં જ્યાં સૂકું ગાયનું છાણ ( હોય તે તરફ છાણને ) સ્પર્શ્યા વિના ધરી રાખે તો તે સળગી ઊઠે છે. તે આ જ ( અગ્નિ ) સિદ્ધ થાય છે.

અને કહ્યું પણ છે–

**વૈશ્વાનર સૂર્ય સાથે સંયોજાય છે.** અને કંઈ પોતાની જાત સાથે પોતે ન સંયોજાય. અન્યની સાથે અન્ય સંયોજાય છે. અહીંથી આને ઉત્પન્ન કરે છે, ત્યાંથી તેનાં કિરણો પ્રગટ થાય છે અહીંથી આની જ્વાળાનો ( અને ) તે (બંને)નાં તેજનો સંગમ જોઈને ( ઋષિએ ) આ પ્રમાણે કહ્યું.

હવે ( જો વૈશ્વાનર સૂર્ય હોત તો ) જે આ ઉચ્ચતર ( જ્યોતિ) સંબંધી સૂક્તો કે ભાગો–શું સવિતાના કે શું સૂર્યના કે પૂષનના કે વિષ્ણુના કે વિશ્વેદેવોના–છે તેમાં વૈશ્વાનરસંબંધી ઉલ્લેખો હોત. અને આદિત્યનાં કર્મ વડે એની સ્તુતિ કરી હોત. '( તું ) ઊગે છે', 'આથમે છે', 'ફરે છે' એમ. પણ અગ્નિસંબંધી સૂક્તોમાં જ વૈશ્વાનરના ઉલ્લેખો હોય છે. અને અગ્નિના કર્મવડે એને સ્તવે છે. '( તું ) લઈ જાય છે', 'રાંધે છે', 'બાળે છે' વગેરે.

આ જે કહ્યું કે વરસાદના કર્મવડે એને સ્તવે છે ( પણ ) આ ( અગ્નિ )માં પણ એ તો બંધ બેસે છે.

**દિવસોના સમાન આ ઉદક ( પણ ) ઊંચે જાય છે અને નીચે. ભૂમિને પર્જન્યો જીવાડે છે, સ્વર્ગને જીવાડે છે અગ્નિઓ.**

એ ( ઋચા ) પઠન સાથે જ સ્પષ્ટ થઈ ગઈ. (૨૩)

**જળ ઓઢેલા સુંદર પાંખવાળા રાતા ( અશ્વો ) શ્યામ માર્ગે સ્વર્ગ તરફ ઊડે છે. તેઓ ઋતના સદનેથી પાછા ફર્યા. અને તરત જળથી પૃથ્વી ભીંજાય છે.**

શ્યામ માર્ગ, રાત્રિ. આદિત્યના રાતા ( અશ્વો ) સુંદર પાંખવાળા, ( રસ ) હરનાર સૂર્યકિરણો. તેઓ જ્યારે ત્યાંથી નીચાં પાછાં ફરે છે, સદસ્થાનમાંથી

ઉદકના, આદિત્યમાંથી. ત્યારે ઘૃતથી, જળથી પૃથ્વી ભીંજાય છે. ઘૃત એ જળનો પર્યાય. સીંચવાના અર્થવાળા √ઘૃ માંથી.

વળી બ્રાહ્મણ પણ છે—

'અગ્નિ, ખરે, અહીંથી વૃષ્ટિને મોકલે છે. આકાશને ઢાંકનાર (=વાદળ) સ્વર્ગમાં ખરે જ બનીને વરસે છે. મરુતો ઉત્પન્ન થયેલ વૃષ્ટિને લઈ જાય છે. જ્યારે ખરેખર તે આદિત્ય અગ્નિની કિરણો વડે ફરતે ફરે છે ત્યારે વર્ષા થાય છે' એમ.

આ જે કહ્યું કે આરોહ પછી અવરોહ યોજ્યો છે (પરંતુ) તે તો વેદવચનથી જ હોય છે.

આ જે કહ્યું કે વૈશ્વાનરનો (પુરોડાશ) બાર કપાલવાળો હોય છે (પરંતુ) કપાલો એ કંઈ (કર્મોની) સમજૂતી નથી. કેમકે સૂર્યનો (પુરોડાશ) એક કપાલવાળો અને પાંચ કપાલવાળો પણ હોય છે.

આ જે કહ્યું કે બ્રાહ્મણ હોય છે (પરંતુ) બ્રાહ્મણો તો અનેક ભાગોની વાત કરતાં હોય છે. 'પૃથ્વી વૈશ્વાનર છે. સંવત્સર વૈશ્વાનર છે. બ્રાહ્મણ વૈશ્વાનર છે.' વગેરે.

આ જે કહ્યું કે નિવિદ્ સૂર્ય વૈશ્વાનરની હોય છે (પરંતુ) તે તો આ (પાર્થિવ અગ્નિ)ની જ હોય છે

'જે માનુષી જાતિઓને માટે પ્રકાશ્યો.' વગેરે. આ જ માનુષી ટોળીઓ માટે પ્રકાશ્યો.

આ જે કહ્યું કે ઐન્દ્રાગ્નિક સૂક્ત સૂર્યવૈશ્વાનરનું હોય છે (પરંતુ) તે તો આનું જ હોય છે.

'જમદગ્નિઓ વડે આહુતિ અપાયેલો'. जमदग्नय:–અગ્નિને વશ કરનાર. અગ્નિને પ્રજ્વલિત કરનાર. તેમના વડે આહુતિ અપાયેલો હોય છે.

આ જે કહ્યું કે હવિષ્પાન્તીય સૂક્ત સૂર્યવૈશ્વાનરનું હોય છે (પરંતુ) તે તો આનું જ હોય છે. ( ૨૪ )

**પીવા યોગ્ય, અજર, આનંદદાયક હવિષ્ સૂર્યને જાણનાર સ્વર્ગને સ્પર્શનાર અગ્નિમાં હોમાયો છે. તેના પોષણ માટે, અસ્તિત્વને માટે, ધારણ માટે દેવોએ (તેને) અન્ન વડે પ્રસાર્યો છે.**

હવિષ્ જે પીવા યોગ્ય. જીર્ણું ન થનાર. સૂર્યને જાણનારમાં. સ્વર્ગને સ્પર્શનારમાં. હોમાયો છે આનંદદાયક અગ્નિમાં. તેના પોષણ માટે અને અસ્તિત્વ માટે અને ધારણ માટે. આ બધાં કર્મો માટે દેવોએ આ અગ્નિને અન્ન વડે ફેલાવ્યો. આગળ પણ કહે છે. ( ૨૫ )

**જળોના ખોળામાં મહાનોએ ઝાલ્યો. જાતિઓ માનનીય રાજાની (સેવામાં) ઉપસ્થિત થઇ. દૂતે અગ્નિને સૂર્ય પાસેથી, વૈશ્વાનરને માતરિશ્વાએ દૂરનાની પાસેથી આણ્યો.**

જળોના ખોળામાં, ઉપસ્થાનમાં, મહાન અન્તરિક્ષ લોકમાં બેઠેલાઓએ કે મહાનોએ ઝાલ્યો માધ્યમિક દેવગણોએ. (તેઓ) રોજીઓની જેમ રાજા પાસે ઊભા રહ્યા. ऋग्मियम्–ઋચાઓવાળો. કે અર્ચનીય કે પૂજનીય. આણ્યો જેને દેવોના દૂતે વિવસ્વાન્ પાસેથી, આદિત્ય પાસેથી. विवस्वान्–(અંધકારને) હડસેલનાર. પ્રેરનારની કે દૂર રહેલાની પાસેથી. અથવા તો આ અગ્નિનો વૈશ્વાનરનો માતરિશ્વાને લાવનાર કહ્યો માતરિશ્વા તે વાયુ. માતામાં અન્તરિક્ષમાં શ્વસે છે. કે માતામાં ઝડપથી ગતિ કરે છે.

હવે આ બે (ઋચાઓ) વડે એને બધાં સ્થાનોમાં વ્યાપેલાને સ્તવે છે. (૨૬)

**રાત્રે અગ્નિ પૃથ્વીનું મસ્તક બને છે. પછી પ્રાતઃકાળે ઊગતો સૂર્ય (બનીને) જન્મે છે. યજ્ઞકારોની આ માયા છે જેથી ત્વરાશીલ દઢ જાણતો કર્મ આચરે છે.**

મૂર્ધા–મૂર્ત (આકાર=દેહ) એના પર ટકે છે. મસ્તક જે બધાં પ્રાણીઓનું બને છે રાત્રે અગ્નિ. પછી સૂર્ય જન્મે છે પ્રાતઃકાળે ઊગતો તે જ. બુદ્ધિ ખરેખર આને માને છે યજ્ઞિયોની દેવોની યજ્ઞસંપાદકોની. अपः–જે કર્મ આચરે દઢ જાણતો, બધાં સ્થાનોમાં સંચરે છે ત્વરા કરતો.

પછીની (ઋચા) તેની વધારે સમજણ માટે. (૨૭)

**સ્તોમ વડે જ દેવોએ સ્વર્ગમાં સ્વર્ગ–પૃથ્વીને ભરી દેનાર અગ્નિને શક્તિઓ વડે જન્માવ્યો. તેને, ખરેખર, ત્રિવિધ અસ્તિત્વ માટે કર્યો. તે બધી જાતની ઓષધિઓને પકવે છે.**

સ્તોમ વડે જ જેને સ્વર્ગમાં દેવોએ અગ્નિને જન્મ આપ્યો શક્તિઓ વડે કર્મો વડે સ્વર્ગ અને પૃથ્વીને ભરી દેનારને, તેને કર્યો ત્રિવિધ અસ્તિત્વ માટે. "પૃથ્વી પરના, અન્તરિક્ષમાંના, સ્વર્ગમાંના (અસ્તિત્વ માટે)' એમ શાકપૂણિ (કહે છે).

'જે આનો સ્વર્ગમાં ત્રીજો (અંશ) તે પેલો આદિત્ય' એવું બ્રાહ્મણ છે. તેની અગ્નિ તરીકે સ્તુતિ કરે છે.

હવે એને આ (ઋચા) વડે આદિત્ય તરીકે સ્તવે છે. (૨૮)

**જ્યારે યજ્ઞકાર દેવોએ સ્વર્ગમાં અદિતિ–પુત્ર આ સૂર્યને મૂક્યો, જ્યારે (સતત) ચાલનાર મિથુન બન્યું ત્યારે (તે બંનેએ), ખરે, બધાં ભુવનોને નિહાળ્યાં.**

'જ્યારે આને મૂકયો યજ્ઞકાર બધાએ સ્વર્ગમાં દેવોએ સૂર્યને આદિતેયને અદિતિના પુત્રને. જ્યારે ફરંદા યુગલો પ્રગટ થયાં હંમેશા સાથે ફરનારાં. ઉષા અને આદિત્ય. મિથુનો શાથી? આશ્રયના અર્થવાળો √मि. નામકારક પ્રત્યય તે थु. કે થકાર. ઉમેરેલો √नी. અથવા √वन्. (પરસ્પરના) આશ્રિત બની અન્યોન્યને દોરે છે, અથવા ચાહે છે. માનવીય મિથુનો પણ આ(વ્યુત્પત્તિ)માંથી જ. અથવા જોડાતાં અન્યોન્યને ઝંખે છે.

હવે તેને આ (ઋચા) વડે અગ્નિ તરીકે સ્તવે છે. (૨૯)

**જ્યાં નીચલો અને ઉપલો વિવાદ કરે છે, 'આપણુ બે યજ્ઞનેતાઓમાં કોણ વિશેષ જાણે છે?' યજ્ઞને સિદ્ધ કરતા, સાથે માણતા મિત્રો, ખરે, શક્તિમાન હતા. કોણ આનો નિર્ણય કરશે?**

જ્યારે દેવોના હોતાઓ વિવાદ કરે છે. આ (પાર્થિવ) અગ્નિ અને પેલો મધ્યમ. 'કોણ આપણા બેમાંથી વધારે જાણે છે?' એમ. શક્તિમાન છે તે ભેગા આનંદ માણનાર સમાન (કથા) કહેનાર ઋત્વિજો. તે યજ્ઞને સિદ્ધ કરનારાઓમાંનો કોણ અમને આનો નિર્ણય કરી આપશે?

પછીની (ઋચા) તેની વધારે સમજણ માટે. (૩૦)

**હે માતરિશ્વન્, જ્યાં હજી ઉષાના પ્રકાશને સુંદરપાં ખવાળીઓ જાણે પહેરે છે, તેટલામાં તો આવતો બ્રાહ્મણ, હોતાથી નીચો બેસતો યજ્ઞને યોજે છે.**

જ્યાં માત્ર ઉષાનો ઝળહળાટ થાય છે કે પ્રતિદર્શનનો. ઉપમાનનો 'તરત'ના અર્થમાં પ્રયોગ છે. જેમ 'અહીં જ મૂક' એમાં. સુંદર પાંખોવાળીઓ, સુંદર ઊડનારીઓ. આ રાત્રિઓ પહેરે છે, હે માતરિશ્વન્, પ્રકાશ રંગોનો. તેટલામાં તો યોજી કાઢે છે યજ્ઞ તરફ આવતો બ્રાહ્મણ હોતા, આ અગ્નિરૂપી હોતાથી નીચો બેસતો.

પરંતુ હોતાનો જપ અગ્નિ નહીં એવા વૈશ્વાનરનો હોય છે. 'હે દેવ સવિતા, આ તમને અગ્નિને પસંદ કરે છે યજ્ઞ માટે પિતા વૈશ્વાનર સાથે.' આ જ (પાર્થિવ) અગ્નિને સવિતા કહ્યો છે. બધાને ઉત્પન્ન કરનાર. કે મધ્યમને. કે ઉચ્ચતમ પિતાને.

પરંતુ જે સૂકતનો અધિકારી છે, જેને માટે હવિષ્ નિરૂપાય છે તે તો આ જ (પાર્થિવ) અગ્નિ વૈશ્વાનર છે. પેલાં બે ઉચ્ચતર જ્યોતિ તો આ નામ વડે (કેવળ) નિપાતનાં જ અધિકારી છે, અધિકારી છે. (૩૧)

આ સાતમો અધ્યાય

# નિરુક્ત

## ટિપ્પણ

### અધ્યાય-૧

√ **समाम्नायः**-શબ્દસંગ્રહ. દુર્ગાચાર્ય આ શબ્દ સમજાવતાં કહે છે-समम्यस्यते मर्यादयाऽयम् । અહીં समाम्नाय શબ્દ નિઘંટુને માટે વપરાયો છે-गवादिर्देवपत्न्यन्तः शब्दसमुदायः समाम्नाय उच्यते । समाम्नाय શબ્દ सम् + आ + √म्ना ધાતુ પરથી આવેલો છે. √म्ना પરંપરાથી પ્રાપ્ત થવાના અર્થમાં છે. મૂર समाम्नाय નો અર્થ 'Sacred Record' કરે છે તે યોગ્ય નથી, પણ 'પરંપરાપ્રાપ્ત સંગ્રહ' અર્થ કરવો જોઈએ એમ સરૂપ માને છે. स व्याख्यातव्यः- स च योऽसमाम्नातः छन्दस्येवावस्थितो गवादिरन्यैर्वा निरुक्तियः समाम्नातः, अयं चैतस्मिन्निरुक्ते स एव उभयलक्षणोऽपि व्याख्यातव्यः । -દુર્ગ. નિરુક્તમાં નિઘંટુના શબ્દો ઉપરાંત બીજા પણ શબ્દોનું નિર્વચન છે એ જોતાં દુર્ગનો અર્થ સમજી શકાય એમ છે, પણ યાસ્ક અહીં 'બીજા શબ્દો પણ સમજાવવાના છે' એમ કહેવા માગતા હોય એ સાચું લાગતું નથી. સરળ રીતે જોતાં તો અહીં સમામ્નાયની વ્યાખ્યાની જ વાત છે. ते निगन्तव एव सन्तो...દુર્ગાચાર્ય જણાવે છે કે શબ્દવ્યવસ્થા ત્રણ પ્રકારની છે-પ્રત્યક્ષવૃત્તિ, પરોક્ષવૃત્તિ અને અતિપરોક્ષવૃત્તિ. અતિપરોક્ષવૃત્તિવાળા શબ્દોને પરોક્ષવૃત્તિવાળા બનાવીને પછી પ્રત્યક્ષવૃત્તિની મદદથી સમજાવી શકાય. निघण्टव. > निगन्तवः > निगमयितारः । સરૂપને મતે યાસ્ક આવી પ્રક્રિયાથી નિર્વચનો આપતા નથી. 'This fact alone is sufficient to indicate that Yāska does not subscribe to the view of the commentator.' ખરેખર તો યાસ્ક દુર્ગાચાર્યના મતને મળતા નથી આવતા એમ કહેવું બરાબર નથી. દુર્ગ औपमन्यव ના નિર્વચન પાછળ કયો સિદ્ધાંત કામ કરે છે તે જ બતાવે છે, એટલે યાસ્ક એના મતને મળતા આવે છે કે નહિ એવો પ્રશ્ન જ ઊભો નથી થતો. औपमन्यवः - उपरतमन्युः उपमन्युः । तस्यापत्यमौपमन्यवः ।

√ **पदजातानि**...પદસમૂહો. ચાર પ્રકારના પદસમૂહો યાસ્કે ગણાવેલા છે, નામ, આખ્યાત, ઉપસર્ગ, અને નિપાત. પશ્ચિમના પ્રાચીન વિચારકોએ પણ ચાર પદસમૂહો સ્વીકાર્યા હતા એમ સરૂપ નોંધે છે-Dionysius of

Halicarnassus : Literary Composition Ch. iii. Robert's Ed. p. 71–' *Composition is...a certain arrangement of the parts of* speech...These were reckoned as three only by Theodus and Aristotle and the philosopher of those times who regarded nouns, verbs and connectives as primary parts of speech. Their successors, particularly the leaders of the Stoic school, raised the number to four, separating the article from the connectives". અહીં नामाख्याते અને उपसर्गनिपाता:ને સાથે સાથે લીધાં છે. દુર્ગાચાર્ય એનું કારણ આપતાં જણાવે છે કે નામ અને આખ્યાત એકબીજાની આકાંક્ષા રાખતા હોવાથી એ બેનો સમાસ કરેલો છે. ઉપસર્ગો અને નિપાતો અર્થવિશેષના દ્યોતક હોવાથી એમનું કાર્ય સમાન છે એટલે એ બેનો સમાસ કરેલો છે.

भावप्रधानमाख्यातं...અહીં આખ્યાત અને નામનું લક્ષણ આપેલું છે. જેમાં 'ભાવ' પ્રધાન હોય તે આખ્યાત અથવા ક્રિયાપદ અને 'सत्त्व' મુખ્ય હોય તે નામ. અંગ્રેજીમાં भाव માટે becoming અને सत्त्व માટે being એવો અનુવાદ સરૂપે કરેલો છે. भाव શબ્દ √भू પરથી આવેલો છે. √भू–બનવું, થવું. અર્થાત્ જ્યાં કાંઈક બનતું કે થતું હોય તે ક્રિયાવાચક શબ્દથી કહેવાય છે. सत्त्व શબ્દ √अस् માંથી આવ્યો છે, અને અસ્તિત્વ, સત્તા બતાવે છે, અર્થાત્ નામવાચક શબ્દ અસ્તિત્વ ધરાવતા પદાર્થનો દ્યોતક છે. દુર્ગાચાર્ય भावप्रधानमाख्यातं ત્રણ રીતે સમજાવે છે—(૧) नामपदवाच्यार्थाश्रयः क्रियाव्यंग्यो भावः पाकरागत्यागाख्यः । स यत्र प्रधानं गुणभूता क्रिया तदिदं भावप्रधानम् । જેને સિદ્ધ કરવા માટે અનેક પૂર્વાપર ક્રિયાઓ કરવામાં આવતી હોય તે ભાવ. देवदत्तः ओदनं पचतिમાં દેવદત્ત ચોખા રાંધવાને માટે સગડી સળગાવવાથી આરંભીને અનેક ક્રિયાઓ કરે છે, અને એને પરિણામે पाक થાય છે. અહીં पाक પ્રધાન છે, તે માટેની ક્રિયા ગૌણ છે. (૨) भावः क्रिया कर्म धात्वर्थ इत्यर्थान्तरम् भावः क्रिया यत्र प्रधानं गुणभूतानि साधनानि तद् भावप्रधानम् । ભાવ એટલે કર્મ, અને તે જેમાં પ્રધાન છે તે આખ્યાત. એ કર્મ કરવાનાં સાધનો ગૌણ ગણેલાં છે. (૩) भावकालपुरुषसंख्या चत्वारोऽर्था आख्यातस्य । तेषु भावः प्रधानं गुणभूता इतरे इति भावप्रधानम् । વાક્યમાં વપરાતું ક્રિયાપદ ભાવ, કાલ, પુરુષ અને વચન એ ચાર અર્થો આપે છે. गच्छामिમાં ગમનક્રિયા, વર્તમાન કાળ, ઉત્તમ પુરુષ અને એકવચન એમ ચાર

અર્થો દ્યોતિત થાય છે. એ ચારમાં ક્રિયા મુખ્ય છે, બીજાં ત્રણ ગૌણ છે. सत्त्वप्रधानानि नामानि માટે પણ દુર્ગાચાર્ય બે સમજૂતી આપે છે—(१) लिंगसंख्यान्वितं द्रव्यं सत्त्वम् અથવા लिंगसंख्ययोरत्र सद्भाव इति सत्त्वम्। सत्त्वं येषु प्रधानं गुणभूता काचिद् बोध्यमाना क्रिया इति । સત્ત્વ ઉપરાંત કેટલાંક નામોમાં ભાવ પણ આવી શકે, જેમ કે पाचक, पाठक વગેરે. સત્ત્વ જ જેમાં મુખ્ય છે અને ક્રિયા ગૌણ છે તે સત્ત્વપ્રધાન. (२) सत्त्वं द्रव्यं येषु प्रधानं, गुणभूतानि सत्तासंख्यालिंगानि तानि सत्त्वप्रधानानि । સત્ત્વ એટલે દ્રવ્ય; તે જેમાં પ્રધાન છે અને સત્તા, સંખ્યા તથા લિંગ ગૌણ છે તે સત્ત્વપ્રધાન. ઉપરના અર્થોનો વિચાર કરતાં લાગે છે કે ભાવપ્રધાન માટે દુર્ગાચાર્યે આપેલો ત્રીજો અર્થ વધારે ઉચિત છે પ્રથમ અર્થની વાત તો પાછળથી આવે જ. છે. યાસ્કને મતે ભાવ શબ્દ ક્રિયા–actionના અર્થમાં જ અભિપ્રેત છે. સત્ત્વ શબ્દ દ્રવ્યના અર્થમાં હોય એ સંભવિત છે, પાછળથી પણ मूर्तं सत्त्वभूतं–એમાંનો मूर्तं શબ્દ આ અર્થ તરફ નિર્દેશ કરે છે. ખરેખર તો ભાવ અને સત્ત્વ બન્નેનું પ્રાધાન્ય બતાવીને યાસ્ક એમ તો કહેવા માગે જ છે કે આખ્યાત અને નામમાં બીજું પણ કાંઈક ગૌણ છે. એ ગૌણ શું છે તે વિચારણીય મુદ્દો છે. ભાવપ્રધાનઃ પણ મૂર્ત–સત્ત્વભૂત બનેલાને સત્ત્વ કહેવાય એમ પણ એ પછી કહે છે.

સરૂપ એરીસ્ટોટલનું કથન ટાંકે છે : "A noun or a name is a composite significant sound not involving the idea of time, with parts which have no significance by themselves in it... A verb is a composite significant sound involving the idea of time, with parts which have no significance by themselves in it." આમ એરીસ્ટોટલને મતે ક્રિયાપદમાં કાલનો અર્થ હોય છે તો નામમાં હોતો નથી. એ દૃષ્ટિએ જોતાં યાસ્કનું લક્ષણ વધારે શાસ્ત્રીય છે કારણ કે એ ક્રિયા અને દ્રવ્યનો ઉલ્લેખ કરે છે.

**तद्यत्रोभे...व्रज्या पक्तिरिति ।**—આ વાક્યખંડના અર્થઘટનમાં મતભેદ છે. દુર્ગાચાર્ય પ્રમાણે અહીં ત્રણ વાક્યો છે—(१) तद्यत्रोभे भावप्रधाने भवतः। (२) पूर्वापरीभूतं....पर्यन्तम् । (३) मूर्तं...पक्तिरिति । દુર્ગાચાર્યને મતે પ્રથમ વાક્યનો અર્થ આ પ્રમાણે થાય. तद् यत्र (=यस्मिन्वाक्ये) उभे (नामाख्याते भवतः तत्र) भावप्रधाने भवतः। અર્થાત્ જે વાક્યમાં નામ અને ક્રિયાપદ બન્ને હોય ત્યાં ભાવ પ્રધાન છે, એટલે કે ક્રિયાપદ મહત્ત્વનું છે અને નામ-

ગૌણ છે. ટીકાકાર કહે છે તેમ નામ એ ભાવનિષ્પત્તિમાં અંગભૂત હોવાથી વાક્યમાં ક્રિયાપદ મહત્ત્વનું છે. પછીનાં બે વાક્યો ભાવની બે જુદી અવસ્થાઓ દર્શાવે છે. જો ભાવને પૂર્વાપર એવી અનેક ક્રિયાઓમાં આશ્રિત અવસ્થાની દૃષ્ટિએ જોવામાં આવે તો આખ્યાતનો ઉપયોગ થાય છે. જેમકે જનાર વ્યક્તિ જોડા પહેરવાથી માંડીને પોતાને લક્ષ્યસ્થાને પહોંચવા સુધી અનેક ક્રિયાઓ એક પછી એક કરે છે અને છતાં એ બધી ક્રિયાઓ માટે 'व्रजति' શબ્દ વપરાય છે. પણ જો ભાવને સમગ્ર દૃષ્ટિએ મૂર્ત સ્વરૂપે જોવામાં આવે તો એ દ્રવ્ય સમાન ગણીને એને માટે સત્ત્વવાચક નામ વપરાય છે. દુર્ગાચાર્ય અહીં બે પદ્યો ટાંકે છે—क्रियासु बह्वीष्वभिसंश्रितो यः पूर्वापरीभूत इवैक एव । क्रियाभिनिर्वृत्तिवशेन सिद्ध आख्यातशब्देन तमर्थमाहुः ।। અને क्रियाभिनिर्वृत्तिवशोपजातः कृदन्तशब्दाभिहितो यदा स्यात् । संख्याविभक्तिव्ययलिंगयुक्तो भावस्तदा द्रव्यमिवोपलक्ष्यः ।। રોથ દુર્ગાચાર્યને અનુસરે છે. આ અર્થઘટનમાં પહેલા વાક્યમાં શબ્દો ઉમેરી દઈને વાક્યની યોજના કરવી પડે છે. બીજું શબ્દોને સમજાવતાં વચ્ચે એકદમ જ યાસ્ક વાક્યમાં નામ–આખ્યાતના પ્રાધાન્યની વાત કરે એ માનવા જોગ નથી. સરૂપને મતે અહીં બે જ વાક્યો છે– (૧) तद्यत्रोभे....पचतीति । (२) उपक्रम...पक्तिरिति । આમ જો નામ અને આખ્યાત બન્ને ભાવપ્રધાન હોય તો એ બે શબ્દોનો ભેદ સ્પષ્ટ કરેલો છે. સરૂપ આનો અનુવાદ અને સમજુતી આપતાં કહે છે: "'Where both are dominated by a becoming, a becoming arising from a former to a latter state is denoted by a verb, as he goes, he cooks &c, the embodiment (of the whole precess) from the beginning to the end, which has assumed the character of being, by a noun as going, cooking &c.' The difference is this: a becoming in the course of a process or state of flux is denoted by a verb, but the embodiment of the complete process is denoted by a noun."

अदः इति...तिष्ठतीति—યાસ્ક અહીં નામ–આખ્યાતનો નિર્દેશ કઈ રીતે થાય છે તે બતાવે છે. સામાન્ય રીતે નામ માટે દર્શક સર્વનામ વપરાય છે. ગાય, ઘોડો વગેરે એનાં વિશેષ દૃષ્ટાન્તો છે. તે જ રીતે 'થાય છે' એ ક્રિયાપદનો સામાન્ય નિર્દેશ છે તો બેસે છે, સુએ છે, વગેરે એનાં વિશેષ દૃષ્ટાન્તો છે. સરૂપ એમ માને છે કે અહીં યાસ્ક નામ–આખ્યાતના ભેદનો બીજો મુદ્દો બતાવે છે,

કારણ કે ક્રિયાપદ માટે દર્શક સર્વનામનો ઉપયોગ થઈ શકે નહિ. અહીં યાસ્કને આવો અર્થ ખરેખર અભિપ્રેત હોય એમ અમને લાગતું નથી.

इन्द्रियनित्यं...આ વાક્ય પ્રથમ ખંડમાં છેલ્લું છે, પણ એને પછીના ખંડ સાથે સંબંધ છે. આ પરથી નિરુક્તનાં પ્રકરણોમાં જે રીતે ખંડોનું વિભાજન થયું છે એનો મુદ્દો ઊભો થાય છે. ગુણે એમ માને છે કે જો ખંડોનું વિભાજન વિચારપૂર્વક થયેલું લાગતું ન હોય તો એની ફેર વ્યવસ્થા થવી જોઈએ. એઓ કહે છે—"Faithfulness is indeed a merit, but it should not be overdone, at least not where reason says otherwise." સરૂપ જણાવે છે કે બધું મળીને ૪૦૦ ખંડો (૧૨ પ્રકરણ)માંથી ૭૨ ને બાદ કરતાં બીજા બધામાં વૈદિક ઋચાઓથી આરંભ થાય છે. આ ૭૨ માં પણ માત્ર ૮ ખંડો માટે જ આવો પ્રશ્ન રહે છે. વૈદિક ઋચાઓમાં પણ આગલા ખંડને અંતે તે તે ઋચાનો પ્રવેશ કરાવતાં વાક્યો છે તે અનુસાર અહીં પણ આગલા ખંડના વાક્યને સંગતિદર્શક ગણવાં જોઈએ. ગમે તે હોય, પણ આપણે સમજવા માટે આ વાક્યને પછીના ખંડ સાથે જોડીશું.

(૧-૨) इन्द्रियनित्यं....व्यवहारार्थं लोके....આ વાક્યસમૂહને સમજવામાં ઘણો મતભેદ છે. દુર્ગાચાર્ય એને બે રીતે સમજાવે છે. (૧) इन्द्रियनित्यं.... शास्त्रकृतो योगश्च । એ પૂર્વપક્ષ છે, અને व्याप्तिमत्त्वात्तु शब्दस्य । સિદ્ધાન્ત છે. अणीयस्त्वाच्च...लोके । એ વાક્ય આગલાની સાથે કાંઈક જોડાયેલો પણ જુદો મુદ્દો છે. (૨) इन्द्रियनित्य....नोपपद्यते । પૂર્વપક્ષ છે. युगपदुत्पन्नानां... शब्दस्य । સિદ્ધાન્ત છે. अणीयस्त्वाच्च...लोके ઉપર મુજબ જ સમજવાનું છે. દુર્ગાચાર્યે આપેલો પહેલો અર્થ આ પ્રમાણે છે. ઔદુમ્બરાયણ એમ માને છે કે વચનવાણી ઇન્દ્રિયનિત્ય છે એટલે કે અનિત્ય છે. શબ્દો જ્યારે બોલાય ત્યારે તરત જ નાશ પામે છે. જ્યાં સુધી વક્તાની વાગિન્દ્રિયમાં કે શ્રોતાની શ્રોત્રેન્દ્રિયમાં વચન હોય ત્યાં સુધી જ એનું અસ્તિત્વ છે, ત્યાંથી દૂર થતાં એનું અસ્તિત્વ રહેતું નથી. આને શબ્દાનિત્યત્વવાદ કહેવાય છે. શબ્દો અનિત્ય છે એવી માન્યતા તે શબ્દાનિત્યત્વવાદ. આપણા પ્રાચીન વિદ્વાનોએ શબ્દાર્થસંબંધની દૃષ્ટિએ શબ્દની નિત્યતા—અનિત્યતાનો વિચાર કર્યો છે અને શ્રુતિપ્રામાણ્યને માનવામાં આવતું હોવાથી આ પ્રશ્ન મહત્ત્વનો પણ બની જાય છે. આને લીધે પાછળથી શબ્દની આકૃતિ કે સ્ફોટ જેવી માન્યતાઓ પ્રવર્તી છે. પૂર્વપક્ષી જણાવે છે કે જો શબ્દને અનિત્ય માનવામાં આવે તો શબ્દોના જે ચાર પ્રકાર—નામ, આખ્યાત, ઉપસર્ગ અને નિપાત—જણાવ્યા છે તે બરાબર નથી. વાક્ય આખું જ જ્યારે

એક સાથે ઉત્પન્ન થતું હોય ત્યારે જ એના અવયવભૂત શબ્દોના નામાખ્યાત વગેરે પ્રકારો પાડી શકાય. ઉપરાંત (वा = સમુચ્ચય) વારાફરતી ઉત્પન્ન થયેલા (अयुगपदुत्पन्न) શબ્દોનો ગુણપ્રધાન ભાવ પણ કહી શકાય નહિ. ક્રિયાપદ મુખ્ય છે અને નામ ગૌણ છે એમ આપણે ત્યારે જ કહી શકીએ કે જો એ બન્ને શબ્દો એક સાથે અસ્તિત્વમાં હોય. વળી શાસ્ત્રમાં એક શબ્દનો બીજા શબ્દ સાથેનો સંબન્ધ બતાવેલો છે, જેમકે ઉપસર્ગ અને ધાતુ, પ્રકૃતિ અને પ્રત્યય વગેરે. હવે જો શબ્દો વારાફરતી ઉત્પન્ન થતા હોય અને અનિત્ય હોય તો એમનો શાસ્ત્રાનુસારી સંયોગ ઘટાવી શકાય નહિ. આમ પૂર્વપક્ષીને મતે ત્રણ દોષ દર્શાવેલા છે-(૧) પદચતુષ્ટ્વ-અનુપપત્તિ (૨) ઈતરેતરોપદેશ-અનુપપત્તિ અને (૩) શાસ્ત્રકૃતયોગ-અનુપપત્તિ.

तत्र चतुष्ट्वं नोपपद्यते युगपदुत्पन्नानां...। ગ્રંથના આ પાઠને બે રીતે સમજી શકાય. પ્રાચીન ગ્રન્થોની હસ્તલિખિત પ્રતોમાં અવગ્રહ મૂકવા અંગે કોઈ ચોક્કસ નિયમ ન હોવાથી કેટલીક વખત લહિયાઓ અવગ્રહ મૂકે છે તો ઘણી વખત નથી મૂકતા—અર્થાત્ અવગ્રહને અભાવે સંધિ સમજી પણ શકાય અને ન પણ સમજી શકાય. ઉપર જે અર્થ આપ્યો છે તેમાં સંધિ છે એમ માનીને અયુગપદુત્પન્નાનાં શબ્દાનુસારી અર્થ આપેલો છે. એને બદલે સંધિ નથી એમ ગણીને દુર્ગ વૈકલ્પિક અર્થ આપે છે. પ્રલયકાળ પછી સૃષ્ટિની ઉત્પત્તિ થઈ ત્યારે શબ્દો પણ બધા એક સાથે જ (युगपद्) ઉત્પન્ન થયા. આથી સાથે ઉત્પન્ન થયેલા શબ્દોનું ચતુષ્ટ્વ સંભવી શકે છે, પણ એમનો ગુણપ્રધાન ભાવ સંભવી શકે નહિ. દુર્ગાચાર્ય કહે છે તેમ—न हि युगपदुत्पन्नयोर्गोविवपाणयोरितरेतरगुणप्रधानभावोऽस्ति । ઉપરાંત એક સાથે ઉત્પન્ન થયેલા શબ્દો વ્યાકરણની દૃષ્ટિએ જોડાએલા જ હોય, અને જે યુક્ત હોય તેનો ફરીથી યોગ કેવી રીતે થાય? દુર્ગાચાર્ય કહે છે તેમ—अयुक्तो हि युज्यते । અર્થાત્ શબ્દોને એક સાથે ઉત્પન્ન થયેલા માનીએ તો પદચતુષ્ટ્વ ભલે થાય પણ ઇતરેતરોપદેશ અને શાસ્ત્રકૃત યોગ બની શકે નહિ. આમ પૂર્વપક્ષીને મતે દોષ આ પ્રમાણે છે: (૧) જો શબ્દોને અનિત્ય માનવામાં આવે તો પદચતુષ્ટ્વ ન સંભવે. (૨) જો શબ્દોને નિત્ય ગણવામાં આવે તો ઇતરેતરોપદેશ અને (૩) શાસ્ત્રકૃત યોગ ન સંભવે.

આ બધા દોષોદ્ભાવનનો સિદ્ધાન્તી એક જ જવાબ આપે છે—व्याप्तिमत्त्वात्तु शब्दस्य । શબ્દો વ્યાપ્તિમાન છે, અર્થાત્ પુરુષની બુદ્ધિને વ્યાપી રહે છે, અને તેથી પદચતુષ્ટ્વ, ઇતરેતરોપદેશ અને શાસ્ત્રકૃત યોગ ત્રણે સંભવે છે. દુર્ગાચાર્ય શબ્દની વ્યાપ્તિમત્તા વિસ્તારથી સમજાવતાં કહે છે—शरीरे

ह्यभिधानाभिध्येयरूपा बुद्धिर्हृदयान्तर्गताकाशप्रतिष्ठिता तयोरभिधानरूपाभिधेयरूपयोर्बुद्ध्योर्मध्येऽभिधानरूपया शास्त्राभिमतप्रयोजनविजिज्ञापयिषया बुद्ध्या पुरुषेण तदभिव्यक्तिसमर्थेन स्वगुणभूतेन प्रयत्नेनोदीर्यमाणः शब्दः उरःकण्ठादिवर्णस्थानेषु निष्पद्यमानस्तया पुरुषार्थाभिधानसमर्थवर्णादिभावमापद्यमानः पुरुषप्रयत्नेन बहिर्विनिक्षिप्तोऽविनाशिनि व्यक्तिभावमापन्नः श्रोत्रद्वारेणानुप्रविश्य प्रत्याय्यस्य बुद्धिं सर्वार्थरूपां सर्वाभिधानरूपां व्याप्नोतीत्येवं व्याप्तिमान् शब्दः । ઉપર આપેલા વૈકલ્પિક અર્થમાં ગોવિષાણવત્ એવું જે દૃષ્ટાન્ત આપ્યું છે તેના જવાબમાં દુર્ગાચાર્ય જણાવે છે—दृष्टो हि युगपदुत्पन्नयोः एककाले राजपुत्रामात्यपुत्रयोर्गुणप્રधानभावः ।

દુર્ગાચાર્યે કરેલા બીજા અર્થ પ્રમાણે પૂર્વપક્ષી વચનના ઇન્દ્રિયનિત્યત્વને આધારે પદચતુષ્ટયની અનુપપત્તિનો દોષ બતાવે છે. એના જવાબમાં સિદ્ધાન્તી કહે છે કે યુગપદ્ ઉત્પન્ન થયા હોય કે અયુગપદ્ ઉત્પન્ન થયા હોય, અર્થાત્ નિત્ય હોય કે અનિત્ય હોય પણ એમનો પરસ્પરનો ગુણપ્રધાનભાવ તથા શાસ્ત્રાનુસારી યોગ ઉપદેશવામાં આવે છે કારણ કે શબ્દ વ્યાપ્તિમાન્ છે. આ પ્રમાણેના અર્થમાં युगपदुत्पन्नानां શબ્દ આગળની સંધિનો કોઈ પ્રશ્ન નથી. तथा वा શબ્દ સાર્થક બને છે. અહીં વાક્ય આમ સમજવાનું છે—युगपदुत्पन्नानां वा अयुगपदुत्पन्नानां वा... ।

પછીનુ વાક્ય આની સાથે જ કાંઈક અંશે જોડાએલું છે. પૂર્વપક્ષી એવી શંકા વ્યક્ત કરી શકે કે શબ્દોના વ્યાપ્તિમત્ત્વ પર જો તમે ભાર મૂકતા હો તો ચેષ્ટા, અભિનય વગેરે પણ વ્યાપ્તિમાન છે જ; અને એ જોતાં શબ્દોને બદલે ચેષ્ટાનો ઉપયોગ વધારે સરળ થાય. એનો જવાબ આપતાં સિદ્ધાન્ત કહે છે કે શબ્દો વ્યાપ્તિમાન હોવા ઉપરાંત ચોક્કસ અર્થો આપે છે—સૂક્ષ્મ છે. ચેષ્ટાદિ વ્યાપ્તિમાન હોઈ શકે પણ નિઃસન્દિગ્ધ અર્થ આપી શકતા નથી એટલે વ્યવહારમાં શબ્દોનો ઉપયોગ થાય છે.

શ્રી સરૂપ માને છે કે દુર્ગાચાર્યની વ્યાખ્યા બરાબર નથી. એમને મતે इन्द्रियनित्यं...औदुम्बरायणः । એ વાક્ય પૂર્વપક્ષનું છે. तत्र चतुष्ट्वं...योगश्च । સિદ્ધાન્તપક્ષ છે અને व्याप्तिमत्त्वात्तु...लोके । એ આખું વાક્ય નવો જ મુદ્દો આપે છે. એમનો અનુવાદ આ પ્રમાણે છે—"According to Audumbarayaṇa speech is permanent in the organs only. In that case the fourfold division (of words) will not hold good nor the grammatical connexion, nor the mutual reference

of sounds which are not produced simultaneously. Words are used to designate objects with regard to everyday affairs in the world on account of their comprehensiveness and minuteness." શ્રી સરૂપ માને છે કે अयुगपदुत्पन्न એ જ સાચો પાઠ છે કારણ કે શબ્દો એક સાથે ઉત્પન્ન થઈ શકતા નથી. સંદર્ભ અનુસાર પણ अयुगपत् જ સાચું છે કારણ કે સરૂપને મતે-એ વાક્ય - ઔદુમ્બરાયણના મતની અયોગ્યતા દર્શાવે છે. દુર્ગાચાર્ય પણ યુગપદ્‌ને માત્ર પાઠાન્તર તરીકે જ આપે છે. ઉપરાંત શબ્દોને જો યુગપદ્ ઉત્પન્ન ગણવામાં આવે તો વ્યાકરણ નિરર્થક થઈ જાય. આ ઉપરાંત સરૂપ જણાવે છે કે દુર્ગાચાર્ય અહીં ત્રણ પક્ષકારોનો મત આપે છે-According to Durga's interpretation, the controversy would be divided into three parts as follows : (1) Audumbarāyaṇa–Words are permanent in the organs only. (2) Pūrogapakṣa–In that case, the fourfold classification &c. of words cannot be maintained. (3) Yāska's Rejoinder–On account of the pervasiveness and minuteness of words, the fourfold classification can be maintained. Durga thus introduces a third party into the discussion and tends to make out Yāska as supporting the view of Audumbarāyaṇa by refuting his critic. I think there are only two parties i. e. Audumbarāyaṇa and Yāska; No. 1 gives the view of the former, no. 2 the rejoinder of the latter; while no. 3 does not relate to this controversy at all but deals with an altogether new topic, i. e. the superiority of speech over gestures &c."

ઉપર સરૂપનો મત એના જ શબ્દોમાં ઉતાર્યો છે. એની સાથે સર્વાંશે સંમત થવું મુશ્કેલ છે. દુર્ગાચાર્યે જે અર્થો આપ્યા છે તેની યોગ્યાયોગ્યતાનો વિચાર બાજુએ મૂકતાં પણ સરૂપ એને જે રીતે સમજ્યા છે તેને સાચું કહી શકાય એમ નથી. અહીં ત્રણ પક્ષકારો છે અને યાસ્ક ઔદુમ્બરાયણના મતનું સમર્થન કરે છે એમ કહેવું એ દુર્ગાચાર્યનો અર્થ તો નથી જ. ઉપર દુર્ગાચાર્યના અમે જે અર્થો આપ્યા છે તેમાંથી આવું કોઈ સૂચન નીકળતું નથી. આમ સરૂપની કોઈ ગેરસમજ થઈ છે. બીજું સરૂપે જે રીતે અર્થઘટન કર્યું છે તે

પણ બરાબર નથી. तत्र चतुष्ट्वं....એ ખરેખર તો ઇન્દ્રિયનિત્યત્વવાદનું ખંડન નથી પણ મંડન છે. જો શબ્દ અનિત્ય હોય તો ચતુષ્ટ્વ સ્વીકારી ન શકાય એમ કહેવું એ ઔદુમ્બરાયણને માટે અનિષ્ટાપત્તિ નથી પણ ઇષ્ટાપત્તિ છે; કારણ કે એને મતે તો અનિત્ય શબ્દોને માટે કાંઈ જ કહી ન શકાય. વળી આ રીતે જો યાસ્કનો અભિપ્રાય હોય તો उपपद्यते ને બદલે उपपद्येत એવો વધારે ઉચિત પ્રયોગ વપરાયો હોત. ત્રીજું એમ પણ કહી શકાય કે व्याप्तिमत्त्वात्तु શબ્દસ્યમાંનો तु શબ્દ પક્ષવ્યાવૃત્તિ બતાવે છે તેનો સરૂપે ખ્યાલ રાખ્યો નથી.

સમગ્ર રીતે જોતાં દુર્ગાચાર્યે આપેલો પ્રથમ અર્થ વધારે સરળ છે. અહીં કેટલાક શબ્દોનો વિચાર કરવાની જરૂર છે—वचन, शब्द, वा, तु અને च। ઔદુમ્બરાયણના મતમાં वचन શબ્દ વાપરેલો છે અને એ 'ઉચ્ચારણ'ના અર્થમાં છે. वा શબ્દ સાધારણ રીતે विभाषा—વિકલ્પના અર્થમાં વપરાય છે. तु પક્ષવ્યાવૃત્તિના અને च સમુચ્ચયના અર્થમા છે. ઔદુમ્બરાયણનો મત આપ્યા પછી वचन શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો નથી પણ 'शब्द' નો પ્રયોગ થયો છે. કદાચ એમ કહી શકાય કે वचन શબ્દ ઉચ્ચારાતા શબ્દ માટે હોય તો 'शब्द' એ વેદ સાથે સંબન્ધ ધરાવતો હોવાથી નિત્ય એવી શબ્દાકૃતિનો દ્યોતક હોય. આમ ઔદુમ્બરાયણ શબ્દની અનિત્યતા સ્વીકારીને કહે છે કે વચન માત્ર ઇન્દ્રિયનિત્ય છે, અને તેથી પદનું ચતુષ્ટ્વ સ્વીકાર્ય નથી. અથવા શબ્દોને યુગપદ્ ઉત્પન્ન ગણો તો પણ ઇતરેતરોપદેશ અને યોગ ઉત્પન્ન ન થાય. આ બધાનો જવાબ એક જ છે કે શબ્દો વ્યાપ્તિમત્ હોવાથી બધું જ ઉત્પન્ન છે. અર્થાત્ પૂર્વપક્ષી અહીં બે દલીલો કરે છે—(૧) જો શબ્દો અનિત્ય ગણો તો પદ ચતુષ્ટ્વનો સિદ્ધાંત ખોટો પડે અને (૨) નિત્ય માનો તો પરસ્પર સંબંધ ન થાય. આ બન્ને વિકલ્પોની સામે યાસ્કનો જવાબ એ જ છે કે શબ્દ વક્તાની તથા શ્રોતાની બુદ્ધિને વ્યાપે છે એટલે તમે જણાવેલી અનુપપત્તિઓ ઉદ્ભવતી નથી. च સમુચ્ચયના અર્થમાં છે તે એમ બતાવે છે કે શબ્દોના વ્યાપ્તિમત્ત્વને લીધે તમે કરેલું ખંડન ખોટું છે. એટલું જ નહિ પણ અણીયસ્ત્વને લીધે શબ્દોથી જ વ્યવહારમાં સંજ્ઞા અપાય છે. અહીં व्यवहारार्थं માં પણ वचन પ્રત્યે ઈશારો છે એમ કહી શકાય. ભર્તૃહરિરચિત વાક્યપદીયમાં ઔદુમ્બરાયણનો ઉલ્લેખ નીચે મુજબ છે:

> वाक्यस्य बुद्धौ नित्यत्वमर्थयोगं च लौकिकम् ।
> दृष्ट्वा चतुष्ट्वं नास्तीति वार्ताक्षौदुम्बरायणौ ॥

વાર્તાક્ષ અને ઔદુમ્બરાયણ વાક્યનું બુદ્ધિમાં નિત્યત્વ અને લૌકિક અર્થયોગને જોઈને એમ માને છે કે ચતુષ્ટ્વ નથી. આમ વાક્ય બુદ્ધિસ્થ રૂપમાં નિત્ય છે. ઔદુમ્બરાયણને વાક્યનિત્યત્વવાદી કહી શકાય. ઉપર વચનને ઇન્દ્રિયનિત્ય કહ્યું છે. તો એનો અર્થ એ થાય કે વચન ઇન્દ્રિયનિત્ય છે. પણ વાક્ય બુદ્ધિનિત્ય છે? અહીં આપણે સ્પષ્ટ રીતે સમજી શકતા નથી. અહીં બીજો વિચારવા યોગ્ય પ્રશ્ન 'नित्य' અંગેનો છે. બીજા અધ્યાયમાં अर्थनित्यः શબ્દ આવે છે, અને ત્યાં नित्य શબ્દનો અર્થ 'eternal' નહિ પણ 'with regard to' કે 'depending upon' કરવામાં આવ્યો છે. તે પ્રમાણે અહીં પણ 'વચન ઇન્દ્રિય પર આધાર રાખે છે' એવો અર્થ કરી શકાય. શ્રી રાજવાડે આ જ અર્થ આપે છે. આ અર્થ કરવા છતાં મૂળ મુદ્દો તો નિત્યતાનો જ રહે છે.

तेवां मनुष्यवद्देवताभिधानम्....અહીં યાસ્ક જણાવે છે તે શબ્દો માત્ર મનુષ્યને માટે નથી દેવો માટે પણ છે, અર્થાત્ મનુષ્યો જેમ ભાષા દ્વારા વ્યવહાર કરે છે તેવી જ રીતે દેવો પણ ભાષાનો ઉપયોગ કરે છે. અહીં वत् પ્રત્યય तुल्य ના અર્થમાં છે અને સપ્તમીનિર્દિષ્ટ અર્થમાં તથા ષષ્ઠીનિર્દિષ્ટ અર્થમાં સમજી શકાય. મનુષ્યોમાં જેમ ચતુર્વિધપદો દ્વારા અવબોધ થાય છે તેમ જ દેવોમાં પણ થાય છે આથી જ સંસ્કૃતને દેવભાષા પણ કહેવાય છે. અથવા એમ પણ કહી શકાય કે જેમ મનુષ્યોનું અભિધાન શબ્દો દ્વારા થાય છે તેમ દેવોનું પણ થાય છે. अयं देवदत्तः એમ કહેતાં દેવદત્તનું જ્ઞાન થાય છે તેમ अग्निमीडे કહેતાં અગ્નિદેવતાનો અવબોધ થાય છે.

✓ पुरुषविद्यानित्यत्वात्...જો દેવોને માટે પણ ભાષાનો જ ઉપયોગ થતો હોય તો પછી વેદમન્ત્રોનો આગ્રહ રાખવાની શી જરૂર છે? આ શંકાના સમાધાનમાં યાસ્ક આ વાક્ય જણાવે છે. વેદમંત્રો કર્મફળના પ્રદાયક છે કારણ કે પુરુષોની વિદ્યા અનિત્ય છે. પુરુષો અશિક્ષિત હોય, અલ્પશિક્ષિત હોય કે વિસ્મરણશીલ હોય; એટલે શબ્દોનો યથોચિત ઉપયોગ ન કરી શકે અને તેથી દેવોનો અપરાધ કરે. આથી એમનું કર્મ ફળ ન આપી શકે એટલું જ નહિ પણ કર્મ દોષયુક્ત પણ બને. આથી કર્મસંપત્તિને માટે વેદમંત્રો છે.

✓ षड्भावविकाराः...આચાર્ય વાર્ષ્યાયણિ માને છે કે ભાવના ૭ વિકારો છે. દુર્ગાચાર્ય માને છે કે ભાવ બે પ્રકારનો છે–કારણરૂપ અને કાર્યરૂપ. કારણરૂપ ભાવ અવિકૃત અને અભિન્ન છે, તો કાર્યરૂપ ભાવના ૭ વિકારો છે. વાર્ષ્યાયણિને આ રીતે કાર્યકારણવિભાગ અભિપ્રેત હોય એમ લાગતું નથી. એ તો એટલું જ

કહેવા માગે છે કે ભાવ (જે આખ્યાતમાં પ્રધાન છે) વ્યાપક દષ્ટિએ ૭ પ્રકારનો ગણી શકાય. **पूर्वभावस्य**–જન્મ એ અસ્તિત્વનો પૂર્વભાવ છે. **अप्रच्यवमानस्य** –સરૂપ કહે છે—"The word...is used by Yāska in order to show that alteration–which may be for better or for worse is to be interpreted as denoting the former only and not the latter." અમને લાગે છે કે આ મત બરાબર નથી. विपरिणमते, वर्धते અને अपक्षीयते એ અસ્તિત્વ દરમ્યાનના વિકારો છે. એમાં वर्धते અને अपक्षीयतेમાં તે તે સત્ત્વમાં વધારો કે ઘટાડો થાય છે, જ્યારે विपरिणमतेમાં ઉપચય કે અપચય વગર જ વિકાર સમજવનો છે. **अपरभावस्य** – વિનાશ એ અસ્તિત્વનો અપરભાવ છે.

(3) न निर्बद्धा उपसर्गा...શાકટાયન અને ગાર્ગ્ય વચ્ચેનો ઉપસર્ગના અર્થો વિશેનો મતભેદ અહીં દર્શાવ્યો છે. શાકટાયન માને છે કે ઉપસર્ગો છૂટા હોય તો અર્થના વાચક થતા નથી પણ નામ અને ક્રિયાપદની સાથે જોડાઈને એના અર્થવિશેષના માત્ર દ્યોતક બને છે. ગાર્ગ્ય એથી વિરુદ્ધ મત દર્શાવે છે કે ઉપસર્ગોના વિવિધ અર્થો છે અને તે અર્થો જ નામ અને આખ્યાતના અર્થોમાં વિકાર લાવે છે અહીં પ્રશ્ન માત્ર એ જ છે કે ઉપસર્ગો ખરેખર અર્થના માત્ર દ્યોતક એટલે કે સૂચક (suggestive) છે કે પછી વાચક (expressive) છે? શાકટાયનને મતે એ માત્ર દ્યોતક છે, એટલે કે નામ કે ધાતુના જ અર્થ-વિશેષને વ્યક્ત કરે છે. દુર્ગાચાર્ય કહે છે તેમ—यथा प्रदीपसंयोगे द्रव्यस्य गुणविशेषोऽभिव्यज्यमानो द्रव्याश्रय एव भवति न प्रदीपाश्रयः । ગાર્ગ્યને મતે ઉપસર્ગો અર્થવાચક જ છે. ખરેખર તો આખ્યાત એ માત્ર ક્રિયા સામાન્ય છે તો ઉપસર્ગ એ ક્રિયાવિશેષના વાચક છે. આ મતભેદ પાછળના લેખકોમાં પણ ઊતરી આવેલો છે. પતંજલિ સ્પષ્ટ રીતે જણાવે છે કે ઉપસર્ગો ક્રિયાને વિશિષ્ટ કરે છે—क्रियाविशेषक उपसर्गः । ભર્તૃહરિના વાક્યપદીયમાં ત્રણ મતોની ચર્ચા કરેલી છે—स वाचको विशेषाणां संभवाद् द्योतकोऽपि वा । शक्तयाधानाय धातोर्वा सहकारी प्रयुज्यते ।। આમ ઉપસર્ગો વાચક, કે દ્યોતક કે સહકારી ગણી શકાય. પણ ભર્તૃહરિ સંપૂર્ણ ચર્ચા કરીને કહે છે—स्थादिभिः केवलैर्यच्च गमनादि तु गम्यते । तत्रानुमानात् द्विविधात्तद्धर्मा प्रादिरुच्यते ।। અન્વય અને વ્યતિરેકથી એ નિશ્ચિત થાય છે કે ઉપસર્ગો માત્ર દ્યોતક છે. પુણ્યરાજ કહે છે તેમ—धातुरनेकार्थ उपसर्गश्च द्योतक इत्यनुमानेन व्यवस्थाप्यते ।। अतो धातुश्च सामान्यतो दृष्टेनानुमानेनानेकार्थः ।

શ્રી સરૂપે શાકટાયનનો મત દર્શાવતા વાક્યનો અનુવાદ આમ કર્યો છે—'Unconnected prepositions', says Sākaṭāyana, 'have no meaning, but only express a subordinate sense of nouns and verbs.' અહીં 'express' શબ્દ ઉચિત લાગતો નથી. શાકટાયનને મતે ઉપસર્ગો માત્ર દ્યોતક છે, વાચક નથી.

આ સંદર્ભમાં એક બીજો પણ મુદ્દો વિચારવાયોગ્ય છે. શાકટાયનનો તથા ગાર્ગ્યનો મત આપતાં અનુક્રમે આ મુજબ કહ્યું છે—नामाख्यातयोस्तु कर्मोपसंयोगद्योतका भवन्ति । અને तद्य एषु पदार्थः प्राहुरिमे तं नामाख्यातयोरर्थविकरणम् । અહીં ઉપસર્ગ દ્યોતક છે કે વાચક એ વાત બાજુએ મૂકીએ તો બન્નેને મતે ઉપસર્ગોને લીધે નામ-આખ્યાતના અર્થો બદલાય છે. ઉપસર્ગો સામાન્ય રીતે ક્રિયાપદોને લાગે છે એ વાત વ્યાકરણમાં પ્રસિદ્ધ છે. પતંજલિનું કથન—क्रियाविशेषक उपसर्गः। આપણે ઉપર નોંધ્યું જ છે. પાણિનિના સૂત્ર—उपसर्गाः क्रियायोगे । १ । ४ । ५८ માં સ્પષ્ટ જણાવ્યું છે કે प्रादि નિપાતો ક્રિયાના યોગમાં ઉપસર્ગો કહેવાય છે. શૌનકના ઋક્પ્રાતિશાખ્યમાં જણાવ્યું છે—उपसर्गा विंशतिरर्थवाचका: सहेतराभ्याम् । १२ । २० ॥ અહીં इतराभ्याम् = नामाख्याताभ्याम् એવો અર્થ ઉવ્વટ આપે છે. આમ શૌનકને મતે ઉપસર્ગો નામ અને ક્રિયાપદની સાથે અર્થના વાચક બને છે. આ પરથી એક મહત્ત્વનો મુદ્દો ફલિત થાય છે. પાણિનિની પહેલાંના સમયમાં ઉપસર્ગો માત્ર ક્રિયાપદોને જ નહિ પણ નામોને પણ લાગે છે એમ માનવામાં આવતું. દુર્ગાચાર્ય ઉપસર્ગોનાં જે દૃષ્ટાન્તો આપે છે તેમાં आ पर्वतात्, अतिधनः, सुब्राह्मणः, निर्धनः, दुर्ब्राह्मणः, सर्पिषोऽपि स्यात् અને अधियतिः એટલાં નોંધવા જેવાં છે. ઋક્પ્રાતિશાખ્ય પરની ટીકામાં ઉવ્વટે આપેલા દૃષ્ટાન્તોમાં પણ सुपाणिः જેવા દાખલા મળે છે. આ દૃષ્ટાન્તોમાં आ पर्वतात् અને सर्पिषोऽपि स्यात् જેવામાં आ અને अपिને પાણિનિ કર્મપ્રવચનીય ગણે છે. आङ् मर्यादावचने । १ । ४ । ८९ ॥ તથા अपिः पदार्थसम्भावनान्ववसर्गगर्हासमुच्चयेषु । १ । ४ । ९६ ॥ મુજબ आ અને अपि અનુક્રમે મર્યાદા તથા પદાર્થાદિ અર્થોમાં કર્મપ્રવચનીયો છે. आ पर्वतात् અને सर्पिषोऽपि स्यात्માં એ જ અર્થો છે; એટલું જ નહિ પણ अपिનું દૃષ્ટાન્ત આપતાં પાણિનિના ટીકાકારો તો सर्पिषोऽपि स्यात्નો જ ઉલ્લેખ કરે છે. अतिधनः, निर्धनः, આદિમાં પાણિનીય વ્યાકરણના અનુસારકે એને સમાસ ગણે છે; અને એનો વિગ્રહ પણ આપે છે. कुगतिप्रादयः ॥

૨ । ૨ । ૧૪ ॥ જેવાં સૂત્રો એ સંદર્ભમાં જોવાં જોઈએ. જો પ્રાદિ તે શબ્દથી જુદો લખવામાં આવે તો કર્મપ્રવચનીય ગણાય પણ સાથે લખવામાં આવે તો સમાસ બને એ પણ આપણે જોઈ શકીએ છીએ. ઉપર आङ्ने કર્મપ્રવચનીય ગણતું સૂત્ર આપણે જોયું. આ જ અર્થમાં आङ्નો સમાસ પણ બને છે. સૂત્ર आङ् मर्यादाभिविध्योः ॥ ૨ । ૧ । ૧૩ ॥ મુજબ आपाटलिपुत्रात् કે आपाटलिपुत्रं वृष्टो देवः એમ સમાસ થઈ શકે છે. આ બધી ચર્ચા એટલું સ્પષ્ટ કરે છે કે પાણિનીય વ્યાકરણમાં ઉપસર્ગોને માત્ર ક્રિયા સાથે સંબંધ છે તો પૂર્વપાણિનીય શાસ્ત્રકારો ઉપસર્ગોને નામ સાથે પણ જોડતા. ખરેખર તો પાણિનિ મુજબ પ્રાદિ પણ નિપાતો જ છે—જુઓ સૂત્ર प्रादयः ॥ ૧ । ૪ । ૫ ॥ આ સૂત્ર પ્રમાણે અદ્રવ્યવાચક પ્રાદિ પણ આદિની માફક નિપાતો ગણાય, અને જો ક્રિયા સાથે સંબદ્ધ હોય તો જ ઉપસર્ગ કહેવાય.

વિદ્વાનોની સાધારણ માન્યતા અનુસાર શાકટાયન નૈરુક્ત હતા, તો ગાર્ગ્ય વૈયાકરણ હતા. અહીં ઉપસર્ગના દ્યોતકત્વ અંગે શાકટાયનનો અભિપ્રાય પાછળના વૈયાકરણોએ સ્વીકાર્યો છે તે આપણે ઉપર જોયું. કેટલાક વિદ્વાનો માને છે કે યાસ્ક પણ શાકટાયનનો અભિપ્રાય સાચો માને છે શ્રી ચક્રવર્તી એમના Philosophy of Sanskrit Grammar નામક પુસ્તકમાં જણાવે છે—"The indicativeness ... of Upasargas as opposed to their direct expressiveness ... is clearly pointed out by Yāska, when he lays down in agreement with the grammarians that Upasargas are far from being expressive of sense, but serve only to qualify or specialise the meaning of Dhātus." (p. 150). અમને આ અભિપ્રાય સાચો લાગતો નથી. યાસ્ક શાકટાયન પછી ગાર્ગ્યનો મત આપે છે એટલું જ નહિ, પણ વિવિધ ઉપસર્ગોના જુદા જુદા છૂટા અર્થો પણ આપે છે. જો યાસ્ક શાકટાયનની માફક ઉપસર્ગોના દ્યોતકત્વમાં જ માનતા હોત તો એણે ઉપસર્ગોના વિવિધ અર્થો આપ્યા હોત નહિ. આમ અમને તો એમ લાગે છે કે શાકટાયન ભલે નૈરુક્ત હોય, પણ અહીં યાસ્ક ગાર્ગ્યનો મત સ્વીકારે છે આગળ ભૂમિકામાં જણાવ્યું છે તેમ યાસ્ક નૈરુક્તપરંપરાનો ગ્રન્થ લખે એ ખરું, પણ એ જાતે નૈરુક્ત છે એમ માનવાની આવશ્યકતા નથી.

યાસ્કે બધું મળીને आ, प्र, परा, अभि, प्रति, अति, सु, निर्, दुर्, नि, अव, उत्, सम्, वि, अप, अनु, अपि, उप, परि, અને अधि એમ ૨૦

ઉપસર્ગોના અર્થો આપ્યા છે. ઋક્પ્રાતિશાખ્ય(૧૨.૨૦)માં શૌનકે પણ આટલા જ ઉપસર્ગો જુદા ક્રમમાં ગણાવ્યા છે. પાણિનીય વ્યાકરણમાં આવતા प्रादि ૨૨ છે. એમાં ઉપની જ, યાદીમાં निस् અને दुस् ઉમેરેલાં છે. ખરેખર તો એ બે અનુક્રમે निर् અને दुर्નાં જ જુદાં રૂપો છે.

✓ ( ૪ ) निपाताः। उच्चावचेष्वर्थेषु निपतन्ति—યાસ્ક અહીં નિપાત સમજાવે છે. નિપાત શબ્દ नि + पत् માંથી આવેલો છે. નિપાતો વિવિધ અર્થોમાં પડે છે, વપરાય છે. ઋક્પ્રાતિશાખ્યમાં નામ, આખ્યાત અને ઉપસર્ગો સમજાવ્યા પછી કહ્યું છે કે इतरे निपाताः। ૧૨.૨૧. એ પછી શૌનક કહે છે—निपातानामर्थवशान्निपातनात्। ૧૨.૨૪. આમ નામ, આખ્યાત અને ઉપસર્ગ સિવાયના જે શબ્દો વ્યવહારમાં અર્થવશાત્ પ્રયોજાય તે નિપાત. પાણિનિ प्राग्रीश्वरान्निपाताः॥ चादयोऽसत्त्वे॥ અને प्रादयः॥ ૧, ૪, ૫૬–૫૮॥ વગેરે સૂત્રો દ્વારા નિપાતનો ઉલ્લેખ કરે છે. चादि અને प्रादि જો દ્રવ્યવાચક ન હોય તો નિપાત કહેવાય છે. આમ પાણિનિ તથા યાસ્કની વ્યવસ્થામાં એક મહત્ત્વનો ભેદ આપણે જોઈ શકીએ છીએ. યાસ્ક તથા શૌનક અનુસાર ઉપસર્ગ અને નિપાત એકબીજાથી ભિન્ન છે, તો પાણિનિ પ્રમાણે ઉપસર્ગો એ નિપાતોનો જ પેટાવિભાગ છે. નિપાતો જ્યારે ક્રિયાના યોગમાં હોય ત્યારે ઉપસર્ગો કહેવાય છે.

✓ अप्युपमार्थे...યાસ્ક અનુસાર નિપાતના ત્રણ પ્રકારો છે–ઉપમાર્થ, કર્મોપસંગ્રહાર્થ અને પદપૂરણ. જો આ વર્ગીકરણને વધારે વ્યવસ્થિત રીતે સમજવું હોય તો આ પ્રમાણે સમજી શકાય :




યાસ્ક જણાવે છે કે इव, न, चिद् અને नु ઉપમાર્થ છે. અહીં યાસ્ક ઉપમા વિશે કોઈ કહેતા નથી પણ ૩.૧૩ માં ઉપમા સમજાવતાં જણાવે છે—अथात उपमाः। यदतत्तत्सदृशमिति गार्ग्यः। तदासां कर्म ज्यायसा वा

गुणेन प्रख्याततमेन वा कनीयांसं वाप्रख्यातं वोपमिमीते । अथापि कनीयसा ज्यायांसम् ॥

नेति प्रतिषेधार्थीयो....न પ્રશિષ્ટ સંસ્કૃતમાં પ્રતિષેધના અર્થમાં છે તો વેદમાં ઉપમા અને પ્રતિષેધ બન્ને અર્થમાં. અહીં યાસ્ક નના ઉપયોગ અંગે એક મહત્ત્વની વાત કહે છે કે પ્રતિષેધના અર્થમાં न જેનો નિષેધ કરવાનો હોય તેની પહેલાં વપરાય છે તો ઉપમાના અર્થમાં જેની સાથે સરખામણી થઈ હોય તેની પછી વપરાય છે. नेन्द्रं देवममंसत । અને दुर्मदास्ते न सुरायाम् । એનાં ઉદાહરણો છે.

*अथ यस्यागमादर्थपृथक्त्वमह*...કર્મોપસંગ્રહ નિપાતની વ્યાખ્યા આપતું આ વાક્ય સમજાવવામાં વિદ્વાનોમાં મતભેદ છે. દુર્ગાચાર્યને મતે આ વાક્ય નીચે મુજબ સમજાવી શકાય : यस्य आगमात् ( = अध्याहारात् ) अर्थपृथक्त्वम् ( पृथग्भावः ) अह विज्ञायते । न तु ( तयोः ) औद्देशिकम् इव ( प्रत्येकमुद्दिश्यमानानाम् पृथग्भावः । ) ( इह तु ) विग्रहेण पृथक्त्वात् ( शब्दागमात् पृथग्भावः गृह्यते । ) દુર્ગાચાર્યનાં વ્યાખ્યાનનો અર્થ આમ થાય—देवदत्तयज्ञदत्तौ એવો સમાસ વાપરવામાં આવે તો દેવદત્ત અને યજ્ઞદત્ત જુદા છે એવું ગ્રહણ તો થાય જ છે. પણ देवदत्तश्च यज्ञदत्तश्च એમ च નો પ્રયોગ કરીએ ત્યારે અર્થનું પાર્થક્ય જેટલું સ્પષ્ટ બને છે તેટલું સમાસમાં નથી થતું. અહીં आगम શબ્દનો અર્થ अध्याहार એવો લેવાય છે. એટલે કે નિપાતનો અધ્યાહાર હોય ત્યારે અને નિપાતનો ઉપયોગ થાય ત્યારે એ બે પ્રસંગોમાં નિપાતનો ઉપયોગ અર્થનું પાર્થક્ય વધારે સ્પષ્ટ રીતે દર્શાવે છે. દુર્ગાચાર્યનું આ વ્યાખ્યાન ક્લિષ્ટ છે એ તો જોઈ શકાય એવું છે. ઉપરાંત आगम = अध्याहार એ યોગ્ય નથી. વળી આ વ્યાખ્યાન પ્રમાણે તો માત્ર સમુચ્ચયબોધક નિપાતોને જ કર્મોપસંગ્રહ કહેવાય; જ્યારે યાસ્કે કર્મોપસંગ્રહ નિપાતોની જે યાદી આપી છે તેમાં સમુચ્ચય ઉપરાંત બીજા પણ અર્થો છે.

શ્રી ગુણે આ વાક્યનું ભાષાન્તર આમ કરે છે: "Owing to whose advent (i. e. use) seperateness of the अर्थ (senses or ideas) is indeed known, but not as in simple enumeration *owing to separate position or independent* mention, that is कर्मोपसंग्रह, i. e adding or putting together of the senses or ideas." શ્રી સરૂપ કહે છે—One must admit that the meaning of the terms is not quite clear. One does not know what

is the precise difference between 'simple enumeration' and 'putting together.' શ્રી સરૂપનો અનુવાદ આ પ્રમાણે છે : "That by whose addition separateness of notion is indeed recognized but not as an enumerative one, i. e. an account of a separateness by isolation is a conjunction." સરૂપ એનો અર્થ દૃષ્ટાન્તથી સમજાવે છે—हन्ताहं पृथिवीमिमां निदधानीह वेह वा । માં એ સ્થાને માટી મૂકવાનો વિકલ્પ દર્શાવ્યો છે. અહીં એ બે સ્થાનોનું જુદાપણું वा થી સમન્વય છે, પણ આ પાર્થક્ય ગાય, ઘોડો, હાથી–આમ જુદા શબ્દોના જેવું નથી. સરૂપનો આ અર્થ પણ સરળ નથી. અમને લાગે છે કે આ વાક્યમાં कर्मोपसंग्रह औद्देशिकम् અને विग्रहेण पृथक्त्वात् એ શબ્દો બરાબર સમજવા જોઈએ. कर्मोपसंग्रह શબ્દ कर्मणाम् (=अर्थानाम्) कर्मणोः (अर्थयोः) वा उपसंग्रहः (=संयोगः) એમ સમજી શકાય. અર્થાત્ અહીં અર્થોનો સંયોગ થાય છે. હવે એ સંયોગ સમુચ્ચયના અર્થમાં હોઈ શકે, વિકલ્પના અર્થમાં કે પછી બીજા કોઈ અર્થમાં પણ હોઈ શકે. औद्देशिकम् = उद्देशो नाम्ना एव वस्तुसंकीर्तनम् । અને विग्रहेण पृथक्त्वात् = विशेषेण ग्रहः विग्रहः तेन उपलक्षितात् पृथक्त्वात् । આ ઉપરાંત અહીં અર્થપૃથક્ત્વ એટલે દેવદત્ત, યજ્ઞદત્ત વગેરેનું જુદાપણું સમજવાને બદલે च, वा આદિ નિપાતોનો સ્વતંત્ર અર્થ સમજવો જોઈએ. આમ આખું જ વાક્ય સરળતાથી સમજી શકાય–"જેના ઉપયોગથી અર્થનું પાર્થક્ય જરૂર સમજાય છે, પણ એવી રીતે નહિ કે જેવું સ્પષ્ટ શબ્દોમાં કે વિશેષ (અર્થના) ગ્રહણ દ્વારા જુદું સમજાય, તે કર્મોપસંગ્રહ." દૃષ્ટાન્તથી આ મુદ્દો વધારે સ્પષ્ટ થશે. रामश्च कृष्णश्च गच्छतः । એ વાક્યમાં च સમુચ્ચયબોધક છે પણ અહીં च દ્વારા પ્રાપ્ત અર્થ અને रामकृष्णौ समुच्चितौ એમાં સ્પષ્ટ રીતે પ્રાપ્ત સમુચ્ચયનો અર્થ એ બેમાં પાછલો વધારે સ્પષ્ટ છે, અભિહિત છે. તે જ રીતે रामो वा कृष्णो वा ને બદલે 'रामकृष्णयोर्विकल्पः' એમ બોલીએ તો વિકલ્પનો અર્થ શબ્દોમાં વધારે સ્પષ્ટ રીતે કહેવાયો છે.

યાસ્કે આપેલા કર્મોપસંગ્રહ નિપાતોની યાદી: च, आ, वा, अह, ह, उ, हि, किल, (न અને ननु સાથે किल) मा, खलु, शश्वत्, नूनम्, सीम् અને त्वत्.

(૫) विनिग्रहार्थीयः– विनिग्रहो नाम विभागेनावस्थितयोर्यज्ञदत्त-देवदत्तयोरकस्मिन्यज्ञदत्तेऽभिमतगोपायनस्य नियमेन ग्रहणं, तदर्थो विनिग्रहार्थः, विनिग्रहार्थ एव विनिग्रहार्थीयः ।—દુર્ગાચાર્ય.

(૬) न नूनमस्त्यद्यतनम्—રોથ એમ માને છે કે અહીં नूनम् = अद्यतनम् એવો યાસ્કનો અર્થ છે. સરૂપ જણાવે છે કે આ મત યોગ્ય નથી—
" According to Yāska, the particle nūnam is used (1) to signify 'uncertainty' and (2) as an expletive...The word adyatanam is not intended to paraphrase nūnam, but is added for the sake of amplifying Indra's brief statement." દુર્ગાચાર્ય સ્પષ્ટ જણાવે છે કે—नकारं दृष्ट्वाद्यतनशब्दोऽध्याहृत आचार्येण। प्रतिषेधे हि सति प्रतिषेध्येनाप्यवश्यं भवितव्यमिति। एते च मन्त्रैकदेशा एव सन्तोध्याहाराः पदातिरेकादध्ययनकाले नाधीयन्ते। ते त्वर्थनिर्वचनकाले प्रकाशयितव्याः ॥

(૭-૮) त्व इति विनिग्रहार्थीयं...—અહીં યાસ્ક त्वની ચર્ચા કરે છે. એને કેટલાક નિપાત તરીકે ગણે છે તેથી એ સંદેહ દૂર કરવા માટે યાસ્ક અહીં જુદા જુદા મતો આપે છે. त्व એ વિનિગ્રહના અર્થમાં સર્વનામ છે અને અનુદાત્ત છે. કેટલાક એને અર્ધનામ તરીકે (त्व = अर्ध; अर्धस्यैतन्नाम।—દુર્ગ) ગણે છે. ऋचां त्वः पोषमास्ते....એ મંત્રમાં त्वः શબ્દ સર્વનામના અર્થમાં વાપર્યો છે. કેટલાક વિદ્વાનો એને નિપાત માને છે, કારણ કે એ અનુદાત્ત છે, પણ યાસ્ક જણાવે છે કે અનુદાત્ત હોવા છતાં એ નામ છે કારણ કે એ અવ્યય નથી, અર્થાત્ એને વિભક્તિપ્રત્યયો લગાડવામાં આવે છે. उत त्वं सख्ये..., તથા उतो त्वस्मै....વગેરે એનાં ઉદાહરણો છે. આમ છતાં अथापि समुच्चयार्थे भवति અને એના ઉદાહરણ—पर्याया इव त्वदाश्विनम् તથા તેના પરની દુર્ગાચાર્યની વૃત્તિ પરથી લાગે છે કે त्वत् સમુચ્ચયના અર્થમાં નિપાત છે.

(૯) अथ ये प्रवृत्तेऽर्थे....અહીં યાસ્કે પદપૂરણ નિપાતની વ્યાખ્યા આપી છે. આ વ્યાખ્યા સ્વયંસ્પષ્ટ છે. <u>પદપૂરણ નિપાતો ચાર છે—कम्, ईम्, इत् અને उ</u>

(૧૧) अथापि न चेत्येष इदित्येतेन....—न અને चनी સાથે इत् પ્રશ્નના જવાબમાં વપરાય છે. એનું ઉદાહરણ—न चेत् सुरां पिबन्ति। છે. દુર્ગાચાર્ય અહીં સરસ સંવાદ રજૂ કરે છે; તે આપણે આમ બતાવી શકીએ. अ—तिष्ठन्ति वृषलाः? ब—तिष्ठन्ति। अ—यदि तिष्ठन्ति किमर्थं नागच्छन्ति? ब—न चेत् सुरां पिबन्ति। અહીં ब એમ કહેવા માગે છે કે જો શૂદ્રો સુરા પીતા નહિ હોય તો આવશે.

(૧૨) तद्यत्र स्वरसंस्कारौ....આ વાક્ય સમજવાની ઘણી મુશ્કેલી છે અને વિદ્વાનો એના જુદા જુદા અર્થો આપે છે. શાકટાયન તથા નૈરુક્તો માને છે કે બધાં જ નામો આખ્યાતોમાંથી વ્યુત્પન્ન થયાં છે તો ગાર્ગ્ય અને વૈયાકરણોને મતે બધાં નામો માટે આવો નિયમ યોગ્ય નથી. આ વાક્યમાં પૂર્વપક્ષ એટલે કે ગાર્ગ્યના મતની પહેલી દલીલ આપેલી છે.

દુર્ગાચાર્યને મતે આ વાક્ય બે રીતે સમજાવી શકાય : (૧) तद् यत्र (येषु नामसु) स्वरसंस्कारौ (स्वर = उदात्तादि, संस्कार = प्रकृति-प्रत्ययादि) समर्थौ (= उपपन्नो; लक्षणशास्त्रविहितया उपपत्त्या युक्तौ), (यत्र च) प्रादेशिकेन गुणेन (प्रदेशः = क्रिया, तदभिधायको धातुः प्रादेशिको गुणः) अन्वितौ (=अनुगतौ) स्याताम्, संविज्ञातानि (सम् = ऐकमत्येन, विज्ञातानि = मतानि) तानि (नामानि आख्यातजानि)। (न पुनः) गौः अश्वः पुरुषो हस्तीति (एते रूढिशब्दाः) અર્થાત્ જે નામોમાં ઉદાત્તાદિ સ્વર તથા પ્રકૃતિ પ્રત્યાદિ વ્યાકરણ સંસ્કારો ઉત્પન્ન હોય તથા જેમાં ધાતુ અનુગત હોય તે નામો સર્વસંમતિએ આખ્યાતમાંથી વ્યુત્પન્ન ગણાયાં છે, પણ गौः, अश्वः જેવાં રૂઢ શબ્દો આખ્યાતજ નથી. કેટલાક प्रादेशिक गुणनो અર્થ જુદો કરે છે. प्रदेशः = व्याकरणम्, तत्कृतः कश्चित्लानुग्रहः लक्षणावयवो गुणः એમ સમજાવે છે. (૨) तद्यत्र (येषु नामसु) स्वरसंस्कारौ समर्थौ प्रादेशिकेन गुणेन अन्वितौ स्याताम् (तानि आख्यातजानि)। संविज्ञातानि (=रूढानि) तानि यथा गौरश्वः पुरुषो हस्तीति। અર્થાત્ જે નામોમાં સ્વરસંસ્કારો સમર્થ હોય અને પ્રાદેશિક ગુણથી અન્વિત હોય તે આખ્યાતજ છે, પણ ગાય, ઘોડો વગેરે નામો રૂઢ છે. અહીં संविज्ञातानिनो અર્થ 'રૂઢ' એવો લીધો છે અને દુર્ગાચાર્ય આધુનિક વિદ્વાનની માફક નિરુક્તમાં જ અન્યત્ર (तान्यप्येके समामनन्ति....संविज्ञानभूतं स्यात्। ૭-૧૩) આ શબ્દ આ અર્થમાં વપરાયો છે તે બતાવે છે.

મેક્સમૂલર આ વાક્યનો અનુવાદ નીચે મુજબ કરે છે : For first, if the accent and formation were regular in all nouns and agreed entirely with the appellative power (of the root), nouns such as go (cow), aśva (horse), puruṣa (man) would be in themselves intelligible. અહીં यत्र = if અને संविज्ञातानि = intelligible એવો અર્થ કરવામાં આવ્યો છે તથા तानिनो અર્થ કર્યો જ નથી.

ડૉ. ગુણે એમ માને છે કે અહીં પાઠ ત્રુટિત છે. યાસ્કે જ્યારે જ્યારે આવી રીતે વાદ કર્યો છે ત્યારે પૂર્વપક્ષનાં વાક્યો સિદ્ધાન્તપક્ષમાં પાછાં ટાંક્યાં છે અને અવતરણ ચિહ્નો જેવાં यथो हि नु वा एतद् કે यथो एतद् અને इति આપેલાં છે. આ દલીલના જવાબમાં યાસ્ક ટાંકે છે—यथो हि नु वा एतत्तद्यत्र स्वरसंस्कारौ समर्थौ प्रादेशिकेन गुणेनान्वितौ स्यातां सर्वं प्रादेशिकमिति । અહીં सर्वं प्रादेशिकम् એટલા શબ્દો વધારાના છે જે પૂર્વપક્ષની દલીલમાં નથી. આ બે શબ્દો જો અહીં ઉમેરવામાં આવે તો આ વાક્ય નીચે મુજબ બને—यत्र (नाम्नि) स्वरसंस्कारौ समर्थौ प्रादेशिकेन गुणेन अन्वितौ स्याताम् सर्वं प्रादेशिकम् (सर्वं = नाम, प्रादेशिकम् = आख्यातजम्)। .

શ્રી સરૂપ એમ માને છે કે પાઠને ત્રુટિત માનવાની કે सर्वं प्रादेशिकम् શબ્દો ઉમેરવાની કોઈ જરૂર નથી. આ પ્રકારના વાદની સરખામણી કરીને સરૂપ માને છે કે યાસ્ક પૂર્વપક્ષની દલીલનાં વાક્યો આખાં જ પાછાં ઉતારતા નથી—
"A closer examination however does not support this theory, for a comparison of the statements of the critic with those assigned to him by Yāska, in his rejoineder shows that Yāska repeats and puts between yatho etad and iti, only so many words of his opponents as are necessary for the controversy. He does not repeat them in toto...Gune's assertion is therefore unfounded; hence his suggestion as regards the adoption of a supplimentary clause cannot be accepted."

સરૂપ એમ માને છે કે स्याताम् આગળ પૂર્ણવિરામ મૂકીને न सर्वाणि... स्याताम् । એક વાક્ય ગણવું. એનું ભાષાન્તર આ પ્રમાણે છે : 'Not all the words' say Gārgya and some other grammarians, 'but only those, the accent and grammatical form of which are regular and which are accompanied by an explanatory redical element. These such as "cow", "horse", "man", "elephant" &c. are conventional terms.

બધાં જ અર્થઘટનોનો વિચાર કરતાં એક વાત સ્પષ્ટ થાય છે, કે અહીં પૂર્વપક્ષી એમ કહેવા માગે છે કે જે નામોના સ્વરસંસ્કારાદિ સમર્થ હોય તેને આખ્યાતજ માનવામાં કોઈ વાંધો નથી, પણ તેમ ન હોય અને માત્ર રૂઢ હોય

એવા શબ્દોને આખ્યાતજ માનવા યોગ્ય નથી. गौः अश्वः વગેરે બીજા પ્રકારનાં ઉદાહરણો છે. આમ આ બે પ્રકારો વચ્ચે જે સ્પષ્ટ ભેદ છે તે દર્શાવતો કોઈ શબ્દ આ વાક્યમાં નથી; અને તેને અભાવે આ મુશ્કેલી ઊભી થઈ છે. મેક્સમૂલર અને દુર્ગાચાર્યનાં વ્યાખ્યાનો સ્પષ્ટ રીતે જ સ્વીકાર્ય નથી, કારણ કે મેક્સમૂલરના અનુવાદમાં यत्र = if કરીને तानि છોડી દીધું છે તો દુર્ગાચાર્યનાં બન્ને અર્થઘટનોમાં પણ ભેદવાચક શબ્દ ઉમેરવો પડે છે. એ જ સ્થિતિ સરૂપના અનુવાદમાં પણ છે. એમણે 'but only' ક્યા શબ્દોનું અંગ્રેજી કર્યું છે તે કહેવું આપણે માટે મુશ્કેલ છે. બધી રીતે વિચારતાં પ્રો. ગુણેનું સૂચન વધારે યોગ્ય લાગે છે. સરૂપ એનો વિરોધ કરતાં કહે છે કે યાસ્ક આખી જ દલીલ ઉતારતા નથી એ વાત સાચી છે પણ એ તો એક રીતે ઇષ્ટાપત્તિ છે. યાસ્ક પૂર્વપક્ષીના વાક્યમાંથી આવશ્યક હોય એટલું જ ઉતારે છે, પણ એમાં ઉમેરો તો નથી જ કરતા. અહીં सर्वं प्रादेशिकम् શબ્દો વધારેના છે અને સરૂપને જ મતે આવશ્યક પણ બને છે; એટલે મૂળ પાઠમાં આ શબ્દો હોવા જોઈએ એમ માનવાને કારણ મળે છે. ઉપરાંત આ શબ્દો ઉમેરવાથી વાક્યનું અર્થઘટન સરળતાથી થઈ શકે છે તે આપણે ઉપર જોયું છે.

દુર્ગાચાર્ય આ મુદ્દા પર ચર્ચા કરતાં કહે છે કે નામની વ્યવસ્થા ત્રણ પ્રકારની છે-પ્રત્યક્ષક્રિયાવાળાં જેમ કે कारक, हारक વગેરે, પ્રકલ્પ્યક્રિયાવાળાં જેમ કે गौः, अश्वः વગેરે તથા અવિદ્યમાનક્રિયાવાળાં જેમ કે डित्थ, डवित्थ, अरविन्द વગેરે. સરૂપ કહે છે—"If is quite evident that Yāska, a follower of the school of etymologists–whose fundamental doctrine is that all nouns are derived from roots–could not have recognized the third category of his commentator, who thus appears to be a follower of the school of Gārgya." આગળ ઉપોદ્ઘાતમાં અમે જણાવ્યું છે કે યાસ્કે નિરુક્ત પર ગ્રન્થ લખ્યો છે એ ખરું પણ એ જાતે નૈરુક્તમતના અનુસારક છે એમ માનવું સંદેહયુક્ત છે. ખરેખર તો સરૂપે કરેલી દુર્ગની ટીકામાં સરૂપનો પોતાનો પૂર્વગ્રહ જ કારણભૂત છે એમ કહી શકાય.

दरशया—दरे शेते इति । सज्ञनी—सज्यते अस्यां वंश इति ।

(१३) न्यायवान्—लक्षणन्यायेन युक्तः । कार्मनामिकः संस्कारः—कर्मकृतं नाम कर्मनाम, तत्पुनः पाचकलावकादि, तस्मिन् भवः कार्मनामिकः संस्कारः ।

**एतैः कारितश्च...**—અહીં પૂર્વપક્ષી એમ જણાવે છે કે જો શબ્દને ધાતુમાંથી વ્યુત્પન્ન ન જ કરી શકાતો હોય તો જરૂર પંડચે શાકટાયને એના અવયવો જુદા કરીને પણ ધાતુ સાથે સાંકળેલા છે. સત્ય શબ્દના सत् અને य એમ બે અવયવો પાડ્યા છે. सत् એ अस् ધાતુનું વર્તમાનકૃદન્ત છે અને य એ इ ધાતુના પ્રેરક રૂપમાંથી લીધેલો છે. દુર્ગાચાર્ય એનો અર્થ સમજાવતાં કહે છે—सन्तमर्थमाययति प्रत्याययति गमयतीति सत्यम् ।

(૧૪) **जीवनः**—इक्षुरसः शाकजातिर्वा । **भूमिज्ञः**—अङ्गारकः वृक्षो वा । **व्रततिः**—વલ્લી, √ वृ માંથી । **दमूनाः**—दममनाः । **जाट्यः**—जटावान् । **आट्णारः**—अटनशीलः । **जागरूकः**—जागरणशीलः । **बिल्वादः लम्बचूडकः**—પછીથી આવતા ભાવને આધારે પણ નામ અપાય છે એનાં આ દષ્ટાન્તો છે. बिल्वाद એટલે બીલું ખાનાર અને लम्बचूडक એટલે લાંબા વાળવાળો. આ બન્ને વિશેષણો તરતના જન્મેલા બાળકને લાગુ પાડી શકાતા નથી, છતાં નામો રાખવામાં આવે છે.

√(૧૫) **अथापीदमन्तरेण...**—આ ખંડથી નિરુક્તનાં પ્રયોજનોની ચર્ચા શરૂ થાય છે. અહીં યાસ્ક પ્રસંગ આવ્યે વ્યાકરણ અને નિરુક્તનો સંબંધ પણ દર્શાવે છે. નિરુક્તના જ્ઞાન વિના મંત્રોમાં અર્થની પ્રતીતિ ન થાય અને તે વિના સ્વરસંસ્કારની સ્પષ્ટ સમજ ન પડે એથી આ શાસ્ત્ર વ્યાકરણનું પૂરક છે. અહીં યાસ્ક વ્યાકરણ માટે એક મહત્ત્વની વાત કહે છે. આપણે સાધારણ રીતે એમ માનીએ છીએ કે વ્યાકરણને શબ્દના સ્વરૂપ સાથે જ સંબન્ધ છે, અર્થ સાથે નહિ. પણ ખરેખર એવું નથી. જે તે સંદર્ભમાં શબ્દનો જે ચોક્કસ અર્થ થાય તે મુજબ જ એના સ્વર તથા પ્રકૃતિપ્રત્યયાદિ સંસ્કાર સમજવાના છે. આમ વ્યાકરણ શબ્દના બાહ્ય રૂપને જ નહિ પણ અર્થને પણ અનુસરે છે.

√ **अनर्थका हि मन्त्राः**—સાયણાચાર્યના ઋગ્વેદભાષ્યની ભૂમિકામાં આને મળતી ચર્ચા આવે છે, તે જિજ્ઞાસુએ જોવી.

√ **नियतवाचोयुक्तयो नियतानुपूर्व्या**—વૈદિક મન્ત્રોમાં કોઈ પણ પ્રકારનો ફેરફાર થઈ શકે નહિ, કારણ કે એ અપૌરુષેય છે. એમાં પર્યાય શબ્દો મૂકી શકાય નહિ તેમ શબ્દોનો ક્રમ પણ બદલી શકાય નહિ. अग्न आ याहि वीतये । ને બદલે विभावसो आगच्छ पानाय । કે आयाहि अग्ने वीतये । એવાં વાક્યો વાપરી ન શકાય. કૌત્સનો મુદ્દો એ છે કે ભાષામાં પર્યાયો વાપરી શકાય છે તથા ક્રમ પણ બદલી શકાય છે, કારણ કે શબ્દો અર્થવાળા છે. મંત્રોમાં

શબ્દો અર્થવાળા હોય તો એમાં ફેરફાર સંભવિત થવો જોઈએ, પણ એ નથી થતું એ જ દર્શાવે છે કે મન્ત્રો અનર્થક છે.

अथापि ब्राह्मणेन रूपसंपन्ना....—रूपं नाम लिंग, तेन संपन्ना लिंगसंयुक्ता इत्यर्थः । प्रकटलिंगा अपि सन्तस्तदविवक्षितं कृत्वा कर्मसु विधीयन्त एव । –दुर्गाचार्य.

ओषधे त्रायस्वैनम्—न चौषधिरात्मानमपि त्रातुं समर्था, किं पुनर्वृक्षम् । –दुर्गाचार्य.

अग्नये समिध्यमानायानुब्रूहि—होता हि विद्विज्ञ एव भवति । न ह्यविद्वान् विहितोऽस्तीति स विजानात्येवामुष्मिन्नवधाविदं मयानुष्ठातव्यमिति । तदेतद्विज्ञातार्थस्य सतः सम्प्रैषणमनर्थकमेव भवति । यथैतदनर्थकमेवमन्येऽपि मन्त्राः । –दुर्गाचार्य.

( १६ ) अर्थवन्तः शब्दसामान्यात्—शरभादेः अविशिष्टस्तु वाक्यार्थः । (पू. मी. सूत्र १. २. ३१.)

उदितानुवादः—न समर्था आत्मानमेव स्वेन रूपेण विधातुमित्यतो ब्राह्मणेन विधीयन्ते । किं तर्हि ? आत्मनियोगाश्रयमुक्तमेव सन्तं मन्त्रेणार्थं ब्राह्मणमनुवक्ति विस्तरेण प्रकृतार्थसन्तुष्ट्या । न ह्यनुक्तं स्तोतुं शक्यते, सोऽयमुदितानुवाद एव भवति, उक्तानुवाद इत्यर्थः । –दुर्गाचार्य.

✓ (१७) पदविभागो न विद्यते....નિરુક્તના જ્ઞાન વિના પદપાઠ કરવો મુશ્કેલ છે. अवसाय पद्वतेમાં अवसाय એ अवस નું સંપ્રદાન એકવચન હોવાથી પદપાઠમાં અવગ્રહ આવતો નથી. अवसायाश्वान् માં अव ઉપસર્ગ હોવાથી अवऽसाय એવો પદપાઠ થાય. તે જ રીતે दूतो निर्ऋत्या इदमाजगाममां निर्ऋत्याः એ પાંચમી અથવા છઠ્ઠી એકવચન છે તો परो निर्ऋत्या आ चक्ष्व માં निर्ऋत्यै એ ચતુર્થી એકવચન છે. આ રીતે સમજવા માટે મન્ત્રનો ચોક્કસ અર્થ જાણવો આવશ્યક છે અને અર્થજ્ઞાન એ જ નિરુક્તનો મુખ્ય ઉદ્દેશ છે

✓ परः संनिकर्षः संहिता—સરૂપ માને છે કે સંહિતાની આ વ્યાખ્યા યાસ્કે પોતે આપેલી છે, અને પાણિનિ એનું અવતરણ આપે છે.

✓ पदप्रकृतिः संहिता—ઋક્પ્રાતિશાખ્ય ૨-૧માં ‘संहिता पदप्रकृतिः । એમ આવે છે. સરૂપ માને છે કે શૌનકે નિરુક્તમાંથી આ વાક્ય લીધું હશે. આ વાક્યના બે અર્થો થઈ શકે એમ ટીકાકાર કહે છે—( १ ). पदानां प्रकृतिः–

पदप्रकृतिः संहिता । અર્થાત્ સંહિતા એ પદોનું મૂળ છે. (૨) पदानि प्रकृतिर्यस्याः पदप्रकृतिः संहिता । અર્થાત્ પદો એ સંહિતાનું મૂળ છે. દુર્ગાચાર્ય કહે છે કે મંત્રોનું દર્શન ઋષિઓને સંહિતાના રૂપમાં જ થયેલું. ઉપરાંત અધ્યાપન–અધ્યયન પણ સંહિતાનું જ પ્રથમ થાય છે. વળી યજ્ઞમાં વિનિયોગ પણ સંહિતામંત્રોનો જ થાય છે, પદોનો નહિ; એટલે પ્રથમ અર્થ વધારે ઉચિત છે. પછીના વાક્યમાં પણ ટીકાકાર पदप्रकृतीनि નો અર્થ पदं येषु संहितायाः प्रकृतित्वेन चिन्त्यते तानीमानि पदप्रकृतीनि એવો અર્થ કરે છે.

**ते चेद् ब्रूयुर्लिंगज्ञा अत्र स्म इति**—સરૂપ કહે છે : The sentence is incomplete, corrupt and obscure, very unlike the style of Yāska. The meaning has to be completed by an additional clause put within brackets. એમનો અનુવાદ આ પ્રમાણે છે : Should some people say, "We here know the characteristic marks (of deities we need not therefore study etymology, set before them the following stanza.)" મને નથી લાગતું કે આમ શબ્દો ઉમેરવાની જરૂર હોય. આ તો આપોઆપ સમજાય એવું છે અહીં યાસ્કનો મુદ્દો માત્ર એટલો જ છે કે યજ્ઞની સિદ્ધિને માટે મન્ત્રનો વિનિયોગ આવશ્યક છે. એથી મન્ત્રના દેવતાનું જ્ઞાન ચોક્કસ હોવું જોઈએ. એમાં લિંગજ્ઞાન માત્ર હોય તે ન ચાલે, પણ મંત્રના અર્થઘટન પ્રમાણે દેવતા નક્કી થવા જોઈએ. ઉપોદ્ઘાતમાં જે જણાવ્યું છે કે નિરુક્ત એ વેદ મંત્રોના અર્થઘટનનું શાસ્ત્ર છે તેને આ દ્વારા સમર્થન મળે છે.

(૧૮) **स्थाणुरयं भारहारः** : રોથ માને છે કે ૧૮ મો ખંડ આખો જ પાછળથી ઉમેરેલો છે પતંજલિ મહાભાષ્યમાં બીજું પદ્ય ઉતારે છે. સરૂપ કહે છે.

If Roth is right, the interpolation is an old one. દુર્ગાચાર્ય અહીં स्थाणुरयं...સમજાવતાં કહે છે—अथवा स्थाणुर्गर्दभः । स यथा चन्दनभारं वहत्येव न तदुपभोगेनाभिसम्बध्यते एवं किलासौ यो ग्रन्थमात्राध्येता, नार्थज्ञः ।

(૨૦) **मन्त्रं समाम्नासिषुर्वेदं च** : દુર્ગાચાર્યને મતે વેદનું સમામ્નાન કર્યું એટલે એનો શાખાઓમાં વ્યાસ કર્યો. સરૂપ માને છે કે અહીં સંહિતાની રચના સમજવી જોઈએ.

**एतावन्तः समानकर्माणो** : અહીંથી અધ્યાયના અંત સુધી યાસ્ક નિઘણ્ટુનું સામાન્ય વર્ણન કરે છે.

૪ (૧) तद्येषु पदेषु स्वरसंस्कारौ : આ વાક્ય પ્રથમ અધ્યાયમાં नामानि आख्यातजानि ની ચર્ચામાં આવતા વાક્ય સાથે સરખાવવા યોગ્ય છે. અહીં સરૂપ प्रादेशिकेन विकारेण એવો પાઠ વધારે સાચો માને છે. એઓ જણાવે છે. :

The variant *vikāreṇa*, however, gives a better meaning. If we adopt the reading *guṇena*, the translation of the sentence would be the following. '*which are accompanied by an explanatory radical element.*' To a follower of the school of etymologists, the phrase underlined would be meaningless, for according to their fundamental doctrine every word is accompanied by a radical element. Yāska in this case would be placed on the horns of a dilemma: either he must give up the fundamental doctrine of his school or recognise the absurdity of his sentence. The meaning is considerably improved by adopting the reading *Vikāra*; the translation of the sentence in this case is the following...which are accompanied by an explanatory radical modification...Yāska in this case is saved from the above dilemma. Further, in the immediately following sentence *vikāra* actually makes its appearance and is coupled with *prādeśika* also. In my opinion, vikāreṇa is therefore the original reading. દુર્ગાચાર્ય गुणेन એવો પાઠ સ્વીકારે છે. તથા विकारेण નોંધતા નથી. રોથ પણ અહીં પાઠભેદ હોય એવી કોઈ નોંધ કરતા નથી. સામશ્રમિ પાઠાન્તરની નોંધ કરવા છતાં विकारेण માટે परं वृत्तिविरुद्धम् એટલું જ માત્ર કહે છે. મને લાગે છે કે गुणेन પાઠ વધારે યોગ્ય છે. સરૂપનો અભિપ્રાય યાસ્ક નૈરુક્ત હોવાની એમની દઢ માન્યતા પર આધાર રાખે છે. સરૂપનો આવો આગ્રહ લગભગ બધે જ દેખાય છે. ઉપરાંત પછીના વાક્યમાં આવતા अप्रादेशिके विकारे અને આ વાક્યમાંના प्रादेशिकेन गुणेन વચ્ચેનો વિરોધ ધ્યાનમાં લેવો જોઈએ.

✓ अक्षरवर्णसामान्यात्-અક્ષર અને વર્ણની સમાનતાથી. દુર્ગાચાર્ય અહીં अक्षर નો અર્થ સ્વર કરે છે. ऋक्प्रातिशाख्य અનુસાર स्वरोऽक्षरम् અર્થાત્ સ્વરને અક્ષર કહ્યો છે. તો પછી વર્ણનો અર્થ વ્યંજન કરવો જોઈએ. શ્રી રાજવાડે કહે છે—Yāska has used the word वर्ण throughout this section and not अक्षर which word seems to be interpolated; वर्ण means a letter which may be a vowel or a consonent. The महाभाष्य states two views; according to the first अक्षर means a vowel; according to the second अक्षर is the same as वर्ण.

✓ न त्वेव तु निर्ब्रूयात्—યાસ્ક જણાવે છે કે ગમે તે રીતે પણ નિર્વચન કરવું; નિર્વચન કરવાનું છોડી દેવું નહિ. અહીં યાસ્કનો નિર્વચન માટેનો ઉત્સાહ કે ધગશ જણાય છે અને એની એ મર્યાદા પણ ગણી શકાય. આમ છતાં પછીથી नैकपदानि निर्ब्रूयात् કહેનાર યાસ્કની ટીકા કરવી કેટલે અંશે યોગ્ય છે એ પ્રશ્ન છે

✓ यथार्थं विभक्तीः संनमयेत्—વિભક્તિઓને અર્થાનુસાર સમજવી. ખાસ તો વેદમંત્રોના અર્થઘટન માટે આ નિયમ હોય એમ લાગે છે. દુર્ગાચાર્ય हृत्सु शोकैः (ઋગ્વેદ ૧૦. ૧૦૩. ૧૨)માં हृत्सु ને हृदयानि તરીકે સમજવું એમ જણાવે છે. શ્રી રાજવાડે આ વાક્ય માટે કહે છે—The injunction is out of place here as it is an interruption between विशयवत्यो हि वृत्तयो भवन्ति and प्रत्तम्, अवत्तम् etc. which illustrates this statement; it is difficult to suggest its location in the Nirukta. નિરુક્ત, એ નિર્વચન દ્વારા વેદમન્ત્રોના અર્થઘટનનો એક સંપ્રદાય હતો એમ જો આપણે સ્વીકારીએ તો આ વાક્ય અહીં અસ્થાને કહી ન શકાય.

✓ प्रत्तमवत्तमिति....—શબ્દોના વિપરિણામોમાં કઈ રીતે ફેરફારો થાય છે તેનાં ઉદાહરણો યાસ્ક અહીંથી શરૂ કરે છે. प्रत्तम् અને अवत्तम् માં ધાતુનો આદિ ભાગ જ બાકી રહે છે. प्र + दा માં दा ને કર્મણિ ભૂત કૃદન્તનો त् લાગતાં दा નું दद् થાય છે (दो दद् धोः । પા. ૭. ૪. ૪૬). दद् + त = दत्त પણ પાણિનિના સૂત્ર अच उपसर्गात् तः । ૭. ૪. ૪૭ મુજબ જો दा ની પહેલાં સ્વરાન્ત ઉપસર્ગ આવે તો दा નો त् થાય. આમ प्र + दा + त = प्र + त् + त =

प्रत्त. अवत्तम् માં दो (अवखण्डने-કાપવું) ધાતુ છે અને त પહેલાં એનો दा થઈ જાય છે. આમ अव + दा + त = अव + त् + त = अवत्त. અહીં ધાતુનો આદિભાગ એટલે માત્ર द् त् ના સ્વરૂપે રહે છે, સ્વર જતો રહે છે.

✓ 'निवृत्तिस्थानेषु—गुणवृद्धिनिवृत्तिस्थानेषु અર્થાત્ જેમાં ધાતુની ગુણ કે વૃદ્ધિ નથી થતી એવા પ્રત્યયોમાં. અંગ્રેજીમાં એને weak terminations કહે છે. अस्‌ના રૂપો स्तः અને सन्ति માં આદિ अ નો લોપ થાય છે. गम् પરથી બનતાં गत्वा અને गतम् માં અન્ત્ય म् નો લોપ થાય છે, તથા जग्मतुः અને जग्मुः માં ઉપાન્ત્ય अ નો લોપ થાય છે.

उपधाविकारः-ઉપાન્ત્યનો વિકાર. राजन् અને दण्डिन्ના પ્રથમા એકવચનમાં राजा તથા दण्डी થાય છે. नोपधायाः એ પાણિનિના સૂત્ર ૬.૪.૭ પ્રમાણે સ્વર (अ અને इ) નો દીર્ઘ થાય છે. राजन् + स् = राजा; दण्डिन् + स् = दण्डी.

✓ वर्णलोपः-વર્ણલોપના ઉદાહરણ તરીકે યાસ્ક तत्त्वा यामि ટાંકે છે. દુર્ગાચાર્ય કહે છે કે अत्र चकारलोपः। याचामीत्येवमेतद् द्रष्टव्यम्। શ્રી. રાજવાડે માને છે કે આ બરાબર નથી 'But this is not correct because the root या in RV does mean to beg.' મહેશ્વર નામે ટીકાકાર માને છે કે અહીં तनित्वा ને સ્થાને तत्त्वा થયો છે. રાજવાડે કહે છે-- 'but this too is not correct as नि consists of two letters instead of one.' મને લાગે છે કે દુર્ગાચાર્યને સમજ સાચી હશે કારણ કે વર્ણલોપના ઉદાહરણમાં વર્ણલોપ તો થયો જ હશે. જો या ધાતુ યાચનાના અર્થમાં હોય અને યાસ્કને તે જ અભિપ્રેત હોય તો એમણે વર્ણલોપનું આ ઉદાહરણ આપ્યું જ ન હોત.

✓ तृच-तृच દ્વિવર્ણલોપનું ઉદાહરણ છે. પતંજલિ જણાવે છે-ऋचि त्रेः संप्रसारणं वक्तव्यम्। उत्तरपदादिलोपः छन्दसि वक्तव्यः। तृचं सूक्तम्। तृचं साम। छन्दसि इति किम्। त्र्यृचानि। त्रि + ऋच. त्रि માં સંપ્રસારણ થતાં र् નો ऋ થાય છે અને इ જતો રહે છે ऋ પછી આવતો ऋचः નો ऋ પણ લુપ્ત થતાં त् + ऋ + चः એટલા જ વર્ણો રહે છે અને तृचः બને છે. અહીં इ અને ऋ બેનો લોપ થતાં દ્વિવર્ણલોપ થાય છે. દુર્ગાચાર્યને મત र् અને ऋ બેનો લોપ થાય છે—अत्र ऋवर्णरेफयोः लोपः। रेफः एकः ऋवर्णोदरं कृमिवत् अनुप्रविष्टः द्रष्टव्यः। स लुप्यते ऋवर्णेन साकम्। મેં ઉપર જણાવ્યું તેમ અહીં इ અને ऋ નો લોપ છે. र् નું તો સંપ્રસારણ થાય છે.

**आदिविपर्ययो भवति**–અહીં દૃષ્ટાન્તો જોતાં આદિવર્ણમાં વિકાર અભિપ્રેત છે એમ લાગે છે. આ પછી આવતા आद्यन्तविपर्ययમાં વિપર્યયનો જે અર્થ છે તે અહીં નથી. द्युत् = द् + युत् = ज् + युत् = ज्युत् એમાંથી ज्योतिः શબ્દ બન્યો છે. हन् = ह् + अन् = घ् + अन् = घन् એમાંથી घनः. भिद् = भिन्द् = भ् + इन्द् = ब् + इन्द् = बिन्द् માંથી बिन्दुः. भट् (भृतौ) = भ् + अट = व् + अट = व् + अट् = वट् માંથી वाटच.

**आद्यन्तविपर्ययो भवति**—અહીં યાસ્ક વર્ણોના વ્યત્યયનો નિયમ આપે છે. श्चुत् (क्षरणे) = श् + च् + उ + त् = स् + क् + उ + त् = स् + त् + उ + क् = स्तुक् માંથી स्तोकाः એટલે પાણીનાં ટીપાં. सृज् (विसर्गे) = स् + ऋ + ज् = ऋ + ज् + स् = र + ज् + स् એમાં उ ઉમેરતાં र + ज् + स् + उ = रज्जुः. રાજવાડે કહે છે—a rope is so called because it is uncoiled and let go in *deep water*. कस् (विकसने) = क् + अ + स् = स् + अ + क = स् + इ + क् = सिक् એમાં ता ઉમેરતાં सिकता. कृत् (छेदने) = क् + ऋ + त् = त् + ऋ + क् = तृक् માં उ-ઉમેરતાં तर्कु.

( २ ) **अन्तव्यापत्तिः**—વ્યાપત્તિ એટલે આદેશ ફેરફાર substitution. वह्+अ = उह् + अ = उघ् + अ = ओघः એ જ રીતે मिह् માંથી मेघ, नह् માંથી नाघ, गाह् માંથી गाध, वह् માંથી वधू અને मह् માંથી मधु. ઉણાદિ સૂત્રો પ્રમાણે ओघ √उह् માંથી वधू √बन्ध् માંથી બને છે.

**उपजन**:—ઉમેરો, આધિક્ય. શબ્દોમાં વર્ણનો ઉમેરો તે उपजन. आस्थत् માં √अस (क्षेपणे) માં द् ઉમેરાય છે. તે જ રીતે √वृ(सम्भक्तौ કે संवरणे માં द् ઉમેરાતાં द्वार અને भ्रस्ज (पाके) માંથી भरूजाः બને છે. રાજવાડે કહે છે—'Durga has भरूजः which means a jackal' મેં જોયેલી દુર્ગાચાર્યની ટીકામાં भरूजाः જ છે भरूजः નથી.

મહાભાષ્યકાર પતંજલિએ આ બધા જ નિયમો આપતાં કહ્યું છે—वर्णव्यत्ययापायोपजनविकारेषु अर्थदर्शनात् । वर्णव्यत्यये कृतेः तर्कुः । कसेः सिकताः । हिंसेः सिंहः । अपायः लोपः । घ्नन्ति, घ्नन्तु, अघ्नन् । उपजनः आगमः । लविता, लवितुम् । विकारः आदेशः घातयति घातकः ।

√ तद्यत्र स्वरादनन्तरा...અહીં યાસ્ક સંપ્રસારણનો નિયમ જણાવે છે. જે ધાતુમાં સ્વર અને અન્તસ્થવર્ણ વચ્ચે વ્યવધાન - ન હોય તેવા ધાતુઓને બે રીતે

સમજાવવા. यज्‍ ધાતુનું यष्टवा, यष्टुम्, यष्टव्यम् વગેરે તથા સંપ્રસારણ પક્ષે: इष्टवान्, इष्टिः, इष्टवा વગેરે બને છે, યાસ્ક એમ કહે છે કે જો એમાંથી એક પ્રકારે અર્થસિદ્ધિ ન થાય તો બીજા પ્રકારે નિર્વચન કરવું. આ વાક્ય तत्रत्र...ના અર્થઘટનમાં થોડીક ગૂંચ છે. દુર્ગાચાર્યને મતે. यत्र = यस्मिन्धातौ; स्वरादनन्तरा = अकारादेः अनन्तर्हिताः अन्येन व्यञ्जनेन, यज् માં य् અને अ ની વચ્ચે કે अय માં अ અને व् ની વચ્ચે બીજા કોઈ વ્યંજનનું વ્યવધાન નથી. अन्तस्था = यरलवानामन्यतमो वर्णः; अन्तर्धातु = धातुमध्ये; तत् = धातुरुप; द्विप्रकृतीनां = द्विस्वभावानां शब्दानाम्; स्थानम् = आश्रयः; प्रदिशन्ति = आचार्याः प्रविभागेन उपदिशन्ति । રાજવાડે માને છે કે અહીં यत्र = यस्मिन्धातौ અર્થ કર્યા પછી अन्तर्धातु શબ્દ પુનરુક્તિ જ બની જાય છે ઉપરાંત तत् = धातुरूपम् પણ यस्मिन् धातौ સાથે જ સંબંધ ધરાવે છે. રાજવાડેને મતે આ વાક્યમાં યાસ્ક સમ્પ્રસારણની વ્યાખ્યા આપે છે. સાધારણ રીતે યાસ્ક यत्र ને यदा ના અર્થમાં વાપરે છે. तत्‌નો સંબંધ अन्तस्था સાથે છે; એટલે ખરેખર તો सा સર્વનામ જોઈએ એ પણ स्थानम्‌ની અસરથી तत् નપુંસકલિંગમાં વપરાયું છે. अन्तस्था શબ્દ સ્ત્રીલિંગ છે; ઋક્પ્રાતિશાખ્યમાં चतस्रः अन्तस्थाः એમ જણાવ્યું છે. प्रकृति શબ્દ યાસ્ક 'root' મૂળ ધાતુના અર્થમાં વાપરે છે (જુઓ–अथापि प्रकृतय एव एकेषु भाष्यन्ते । विकृतय एकेषु ।) આમ द्वे प्रकृति येषां ते द्विप्रकृतयः शब्दाः तेषां द्विप्रकृतीनाम् એવો સમાસવિગ્રહ થાય. प्रदिशन्ति ના કર્મ તરીકે सम्प्रसारण लक्षणम् અધ્યાહૃત છે આમ આ વાક્યમાં સંપ્રસારણની વ્યાખ્યા સમજીને રાજવાડે એની ટીકા પણ કરે છે કે याच, वद्, रम् જેવા અનેક ધાતુઓમાં સંપ્રસારણ થતું નથી મને લાગે છે કે શ્રી રાજવાડેના અભિપ્રાયો ઘણી વાર વિશિષ્ટ હોય છે તેનું જ આ દૃષ્ટાન્ત છે. અહીં ખરેખર સંપ્રસારણની વ્યાખ્યા નથી. ઉપરાંત द्विप्रकृतीनाम् ને જો એમના અર્થઘટન પ્રમાણે સમજીએ તો यज्–इज्; वह्–उह् વગેરે બબ્બે ધાતુઓ છે એમ માનવું પડે. દુર્ગાચાર્યનું અર્થઘટન વધારે સરળ અને સ્પષ્ટ છે.

**अल्पानिष्पत्तय :** ઓછા વપરાશવાળા अव् + तिः = ऊतिः, म्रद् + उ = मृदुः, प्रथ् + उः = पृथुः; पृष् + अत् = पृषत्; क्रण् + आरु. = कुणारुः कुणारुम् શબ્દ ઋગ્વેદમાં એક જ વખત (૩.૩૦.૬) વપરાયો છે.

√ **अथापि भाषिकेभ्यो**......યાસ્ક કહે છે કે પ્રશિષ્ટ સંસ્કૃતમાં ધાતુઓમાંથી વૈદિક કૃદન્તો અને વૈદિક ધાતુઓમાંથી પ્રશિષ્ટ સંસ્કૃતના કૃદન્તો

નિષ્પન્ન થાય છે. આ વિષયમાં સરૂપ ચર્ચા કરીને જણાવે છે કે એનો અર્થ માત્ર એટલો જ થાય કે, કેટલાક ધાતુ પ્રયોગો માત્ર ભાષામાં વપરાય છે, જ્યારે કૃદન્તો માત્ર વેદમાં પ્રાપ્ત થાય છે. તે જ રીતે એનાથી વિપરીત પણ બને છે. "the statement that Vedic nouns are derived from classical roots means that the roots from which those particular words are derived do not occur in verbal form, in the veda but survive in the classical language only...Similarly when he says that classical words ...are derived from Vedic roots, all that he means is that the roots...are used in their respective meanings...in the Vedic language only and that they have lost these meanings in the classical language."—સરૂપ दमूना: — दम् उपशमे માંથી क्षेत्रसाघस् — साघ् માંથી રાજ્વાડે કહે છે—

Yāska and Durga think that दमूनस् which is a Vedic word comes from दम् which root does not exist according to them in RV...but we have such forms of दम् as दमिता, दमयन्त and दमन्यत् साघ માટે પણ રાજવાડે આવું જ કહે છે. એમાં ટીકા કરવા યોગ્ય શું છે એ સમજાય એવું નથી કારણ કે दमिता વગેરે કૃદન્તો છે અને दम् ધાતુનાં રૂપો નથી. યાસ્કનું કહેવુ તો માત્ર એટલું જ છે કે વેદમાં ધાતુનાં રૂપો વપરાતાં નથી.

उष्ण — उष् दाहे માંથી અને घृत = घृ क्षरणदीप्त्यो: માંથી अथापि प्रकृतय एवैकेषु....વેદ તથા લોકભાષાનો ભેદ દર્શાવ્યા પછી યાસ્ક ભાષામાં પ્રદેશાનુસાર જે ભેદ પડે છે તે બતાવે છે કમ્બોજમાં शव् ધાતુ ગતિના અર્થમાં વપરાય છે, તો આર્યોમાં માત્ર એનો વિકાર शव શબ્દ પ્રયોજાય છે. તેવી જ રીતે પૂર્વના પ્રદેશોમાં दा ધાતુનો ઉપયોગ થાય છે. ત્યારે ઉત્તરના પ્રદેશોમાં એનો વિકાર दात्र વપરાય છે. રોથ યાસ્કના કથનની સત્તા વિશે શંકા ઉઠાવે છે અને સૂચવે છે કે शवतिर्गति......शव इति ને પ્રક્ષિપ્ત માનવું જોઇએ. પાતંજલ મહાભાષ્યમાં જણાવ્યું છે: शवतिर्गतिकर्मा कम्बोजेष्वेव भाषितो भवति विकार एनमार्या भाषन्ते शव इति । આ પરથી લાગે છે કે યાસ્કના કથન વિશે શંકા ઉઠાવવી યોગ્ય નથી. સરૂપ માને છે કે कम्बोज અને कम्बल નાં નિર્વચનો વચ્ચે આની જવાથી શંકાસ્પદ છે અને

પાછળથી ઉમેરાયાં હશે. યાસ્કના ગ્રન્થમાં આ રીતે નિર્વચનો આપી દેવામાં આવે છે એટલે મને લાગે છે કે આટલા જ માત્ર કારણથી એને પ્રક્ષિપ્ત માનવાં યોગ્ય નથી.

**एकपर्वसु**-एकं पर्व येषु ते एकपर्वाणः । જો માત્ર એક જ તદ્ધિત પ્રત્યય હોય તો એકપર્વ કહેવાય અને એકથી વધારે હોય તો અનેકપર્વ કહેવાય. તે જ રીતે જો બે શબ્દોનો સમાસ હોય તો એકપર્વ અને બેથી વધુ શબ્દોનો સમાસ હોય તો અનેકપર્વ કહેવાય.

**पूर्वं पूर्वमपरमपरं**...અહીં पूर्वं અને अपरं કોને લાગુ પડી શકે તે અંગે શંકા કરી શકાય. पूर्वं એકપર્વ માટે અને अपरं અનેકપર્વ માટે એમ સમજી શકાય. એમ પણ માની શકાય કે पूर्वं તદ્ધિતને તો [अपरं સમાસને લાગુ પડે છે. દુર્ગાચાર્યને મતે—पूर्वं पूर्वमेव निर्ब्रूयात् । अपरं अपरमेव प्रविभज्य विगृह्य निर्ब्रूयात् । पूर्वं तद्धितार्थं निर्ब्रूयात्पश्चात्पदार्थम् । समासेष्वपि पूर्वं समासार्थं पश्चात्पदार्थम् । અર્થાત્ પહેલાં આખા શબ્દનો અર્થ અને પછી એના ઘટકોનો અર્થ આપવો. ખરેખર તો આ વાક્યનો સરળ અર્થ જ લેવાનો છે. અહીં યાસ્ક એટલું જ કહે છે કે તદ્ધિત અને સમસ્ત શબ્દોને જુદા પાડીને (प्रविभज्य) ક્રમાનુસાર (पूर्वं पूर्वमपरमपर-એક પછી એક) સમજાવવા.

**दण्डो ददतेर्धारयतिकर्मणः**...—અહીં યાસ્ક दण्डय શબ્દમાંનું પદ दण्ड दद् (ધારણ કરવું) માંથી સમજાવે છે અને दद् નું બીજું ઉદાહરણ આપતાં अक्रूरो ददते मणिम् એવું વાક્ય કહે છે. વૃષ્ણિ—અન્ધકના રાજા અક્રૂર અને સ્યમન્તક મણિની કથા ભાગવતપુરાણ, બ્રહ્મપુરાણ અને મહાભારતમાં આવે છે. દુર્ગાચાર્ય विश्वे देवा पुष्करे त्वाददन्त એવું વૈદિક ઉદાહરણ (ઋ. ૭. ૩૩. ૧૧) આપે છે. રોથ માને છે કે અક્રૂરનો ઉલ્લેખ કરતું વાક્ય પ્રક્ષિપ્ત છે, કારણ કે મહાભારત આદિમાં આવતો આ ઉલ્લેખ પશ્ચાત્કાલીન છે. આ મત યોગ્ય નથી કારણ કે યાસ્ક માત્ર વૈદિક ઉદાહરણ જ આપે છે એમ માનવું બરાબર નથી. શ્રી રાજવાડે કહે છે : Roth perhaps was led to the above strange conclusion by the prejudice european scholars generally have about the antiquity of modern sanskrit literature; they seem inclined to think that the महाभारत, हरिवंश etc. belong to a period far posterior to Yāska. But we...... think that the story of अक्रूर wearing the स्यमन्तक jewel is anterior to Yāska and that कृष्ण and some other characters

of the महाभारत such as भीम and भीष्म (..) belong to very ancient times. The present tense of ददते might incline some to conclude that the event...was a recent one and that Yāska quoted an instance which being fresh was known to all; but अक्रूरो ददते मणिम् is part of a श्लोक belonging to a work like the हरिवंश which may belong to a period far anterior to Yāska. આ અભિપ્રાય વિશે પણ કોઈ ચર્ચા કરવાની જરૂર નથી, માત્ર રસપ્રદ હોવાથી જ લાંબું અવતરણ આપ્યું છે.

दण्डमस्याकर्षत इति गर्हायाम्...દુર્ગાચાર્ય પ્રમાણે दण्डमस्य आकर्षत हे सभासदः । तेन संपद्यतामयम् । ततः दान्तो भविष्यति । 'હે સભાસદો, એને લાકડીથી મારો, જેથી એ ઢીલો થાય'—સાદી ભાષામાં 'એને ખોખરો કરો' એવો અર્થ થાય. રાજવાડે આનો અર્થ કરતાં કહે છે—"This ruffion is armed with a club, snetch it lest he strike us with it, says one of the crowd." ખરેખર તો આ તે વખતે પ્રચલિત એવી કોઈ કહેવત હોવી જોઈએ અને આપણે એનો સંદર્ભ બરાબર સમજી શકતા નથી.

✓ कक्ष्या रज्जुरश्वस्य...—ઘોડાને બાંધવાના દોરડાને कक्ष्या કહેવાય છે. એનાં કારણમાં યાસ્ક જણાવે છે કે कक्षं सेवते । આમ कक्षને तद्धित પ્રત્યય લાગવાથી कक्ष्या શબ્દ બન્યો છે. દુર્ગાચાર્ય કહે છે તેમ सा हि कक्ष सेवते कक्षसयुता भवति । कक्षे भवा वा कक्ष्या । અહીં પાછલું વાક્ય દુર્ગાચાર્ય જાતે ઉમેરે છે કે નિરુક્તના એના પાઠમાં હતું એ વિશે આપણે જાણતા નથી. પાણિનીય સૂત્રો तत्र भवः અને शरीरावयवाच्च (૪.૩.૫૩ અને ૪.૩.૫૫) અનુસાર આ શબ્દ સિદ્ધ થાય છે. અમરકોષ પ્રમાણે-कक्षायां मध्यदेशे भवा कक्ष्या । રાજવાડે કહે છે : I do not know what rope it is that comes into close contact with one of the armpits of a horse...कक्ष is a rope that passes round the middle part of a horse's body यास्क कक्षનું નિર્વચન गाहू (વિલોડને)માંથી પણ આપે છે. દુર્ગાચાર્ય કહે છે—कक्षयोरेव हि बलेन विलोडयति ख्या दध्यादि । દહીં વલોવવામાં બગલ મજબુત હોવી જોઈએ એવો એનો અર્થ થાય. गाहूનો અર્થ 'તરવું' પણ થાય છે અને બાહુમૂલ મજબુત હોય તો જ માણસ તરી શકે. ख्या નો અનર્થક અભ્યાસ સમજવાથી પણ कक्ष નું નિર્વચન આપી શકાય. ख्या →

करुया → कक्षा. किम् + ख्या માંથી પણ સમજાવી શકાય. किम् अस्मिन् ख्यानम्—એમાં જાહેર કરવા જેવું શું છે? બાહુમૂલ ગોપનીય છે. દુર્ગાચાર્ય કહે છે તેમ—एवं किमस्मिन् ख्यापनीयमस्ति न किञ्चदप्यदर्शनीयत्वात् गूहनीयोऽयमित्यर्थः । कष्—ઘસવું, અજવાળવું એમાંથી પણ कक्ष સમજાવી શકાય. બાહુના હલનચલનને લીધે જે ખૂબ ઘસાય છે તે અથવા તો સ્વેદને લીધે જ્યાં ખંજવાળ આવે છે તે. દુર્ગ કહે છે તેમ—नित्यकालं ह्यसौ स्वेदशील-त्वात्कण्डूं ददाति, ततो नखैः कष्यते, यतस्तस्मात्कषणक्रियायोगात्कक्ष इत्युच्यते ।

✓ तत्सामान्यात् मनुष्यकक्षः...અહીં तत् નો અર્થ શું કરવો એ પ્રશ્ન છે. દુર્ગાચાર્યને મતે स्त्रीकक्षस्य सामान्यात् એવો અર્થ થાય છે, પણ સ્ત્રીઓના કક્ષની સમાનતાથી મનુષ્યોની બગલને પણ કક્ષ કહે છે એનો અર્થ શું કરવો? સ્ત્રીઓ પણ મનુષ્ય જ છે ને! રાજવાડે કહે છે—मनुष्य here means पुरुष; otherwise woman would be excluded from the human race which would certainly be denied by Durga himself. કદાચ આગલાં નિર્વચનોમાં સ્ત્રીઓની જ વાત દુર્ગાચાર્યે કરી હોવાથી એણે આવો અર્થ આપ્યો હોય એ બની શકે. સરૂપ માને છે કે અહીં तत्सामान्यात् ને कषतेर्वा સાથે સંબંધ છે. Yāskas meaning seems to be the *following. The word Kakṣa is derived from the root kaṣ* (to rub). From this similarity (of being rubbed) the human armpit is so called. આમ માનવામાં પણ મુશ્કેલી તો છે જ. આના પછીનું વાક્ય બતાવે છે કે ઘોડાના બાહુમૂલને પણ કક્ષ કહેવાય. સરૂપનો અનુવાદ આ પ્રમાણે છે: And on account of the analogy of the arms and their root the word (signifies armpit) of a horse. તો પછી એક પ્રશ્ન પૂછી શકાય કે ઉપર જે બધાં નિર્વચનો આપ્યાં છે તે કયા કક્ષનાં છે? મને લાગે છે કે बाहुमूलसामान्यादश्वस्य એ વાક્ય तत्सामान्यात् ને જ સમજાવે છે. આમ तत्सामान्यान्मनुष्यकक्षः નો અર્થ એવો થાય કે ઘોડાના બાહુમૂલની સમાનતાને લીધે મનુષ્યની બગલને પણ कक्ष કહેવાય છે. અહીં આરંભ જ અશ્વના કક્ષથી થાય છે અને બધાં નિર્વચનો પણ એ રીતે સમજવા જોઈએ એમ હું માનું છું.

✓ (૩) विश्वकद्राकर्षः । चीनि....દુર્ગાચાર્યની ટીકા ઘણી મહત્ત્વની હોવાથી અહીં ઉતારું છું: विश्वकद्रमाकर्षतीति विश्वकद्राकर्षः । वि इति चकद्र इति

शब्द द्वयं श्वगतौ भाष्यते। श्वभिः साकं यो गच्छति मनुष्यः तस्मिन् भाष्यते। द्राति इति गतिकुत्सना। इदं हि तस्य कुत्सितगतित्वं यदस्य श्वभिः सह गमनम्। इदानीं कद्राति इति द्रातिकुत्सना। कुत्सितकुत्सना इत्यर्थः। इदमेव तावत्तस्य कुत्सितत्वं यदसौ श्वभिः सह गच्छति। इदमपरं कुत्सिततरं यद् गत्वा श्वभिः सत्त्वानि हन्ति। तस्मात् कद्राति इति कुत्सितकुत्सना इति उपपद्यते। अथ कद्राति इति एवमेव सतः शब्दस्वरूपस्य अनर्थक एवाभ्यासः। यदेव उक्तं भवति कद्राति इति तदेव चकद्राति इति। तदस्मिन् द्वितयमप्यस्ति कुगतित्व कुत्सिततरगतित्वं च नानाप्रकारमिति विश्वकद्रः श्वजीवनः पुरुषः। तमपराधे कस्मिंश्चिद्वर्तमानमन्यो य आकर्षति स विश्वकद्राकर्षः। अन्ये तु ब्रुवते। श्वा एव विश्वकद्रः। तस्यैव हि स्वभावत एव हिंस्रत्वात् गतिः कुत्सिता। स च पुनः पादविकलः। अतस्तस्य कुत्सितकुत्सितत्वम्। वि इत्युभयोरर्थयोर्मत्वर्थः। तम् आकर्षति यः पुरुषः स विश्वकद्राकर्षः। આ શબ્દને સમજવામાં કેટલાક પ્રશ્નો ઊભા ઊભા થાય છે. પાણિનીય સૂત્ર कुत्सिते (૫·૩·૭૪) અનુસાર क પ્રત્યય નામની પાછળ લાગે છે, આગળ નહિ; જેમકે कुत्सितः अश्वः अश्वकः। સૂત્ર को: कत् तत्पुरुषेऽचि (૬.૩.૧૦૧) મુજબ સ્વરાદિ નામની આગળ कत् લાગે છે, જેમ કે कदश्वः, कदन्नम् વગેરે. કદાચ कद्राति માં પણ क નહિ પણ कत् સમજી શકાય कत् + द्राति = कद् द्राति = कद्राति। આમ છતા યાસ્કે આપેલા પ્રત્યયોને પાણિનિ પ્રમાણે ઘટાવવા યોગ્ય નથી એટલે આપણે क ને પૂર્વગ તરીકે માનીએ તો પણ વાંધો નથી. બીજો પ્રશ્ન वि અંગેનો છે યાસ્ક કહે છે—वीति चकद्र इति श्वगतौ भाष्यते। દુર્ગાચાર્ય અહીં शब्दद्वय એટલું ઉમેરે છે. આમ वि અને चकद्र બન્ને શબ્દો શ્વગતિના વાચક છે, જો આ બે શબ્દો પર્યાયવાચક હોય તો બન્ને પર્યાયો એક જ અર્થમાં વાપરવાનો શો અર્થ ? કે પછી બન્ને શબ્દોનો કોઈ અર્થભેદ સમજવાનો છે? રાજવાડે કહે છે : One who hunts with hounds and makes his living with their assistance is called विश्वकद्र because he has in him both the smaller and the greater evil. પણ અહીં એવો કોઈ અર્થનો ભેદ પડતો નથી. वि ને જો મત્વર્થ ગણીએ તો એ શ્વગતિવાચક છે એમ પણ ન કહેવાય. ઉપરાંત विश्वकद्र માં श् ક્યાંથી આવ્યો ? પાણિનીય સૂત્ર ૬·૧·૧૫૩ પ્રમાણે हरिश्चन्द्र શબ્દ સિદ્ધ થાય છે, પણ ત્યાં માત્ર હરિશ્ચન્દ્રને માટેનું જ સૂત્ર છે. જો विः એમ વિસર્ગ સમજીએ તો श् સમજાવી શકાય; પણ એ ઉચિત નથી. રાજવાડે કહે છે—

One may therefore conclude that विश्वकद्र has gone out of use long before पाणिनि's time. શ્રી રાજવાડે આગળ ચાલતાં જણાવે છે : I learn on authority that वि is not mentioned by Pāṇini as a Taddhita prefix or affix. विश्वकद्र does not occur in Amara but विश्वकद्रु does; विश्वकद्रुः मृगयाकुशलः (अमर. २–१०–२३); *may not* विश्वकद्रु *be a corruption of* विश्वकद्र? क्षीरस्वामी derives, विश्वकद्रु thus : विश्वं कन्दति आह्वयते विश्वद्रुः। विगतं श्वकदनमस्य इत्येके। विश्वकं द्रवति वा। શ્રી રાજવાડેનું વિશ્વકદ્ર અંગેનું સૂચન યોગ્ય નથી, કારણ કે व, અને च વચ્ચેનો ભેદ સ્પષ્ટ છે. विश्वचकद्राकर्षः માં આપતા आकर्षः ને યાસ્ક સમજાવતા નથી એ પણ વિચાર્ય છે. સંદર્ભ જોતાં આ શબ્દને અનેકપર્વ તદ્ધિતના ઉદાહરણ તરીકે જ સમજી શકાય પણ અહીં એનો પ્રત્યેક અવયવ સમજાવવામાં આવ્યો નથી, માત્ર चकद्र ની જ સમજૂતી આપી છે. આ પરથી લાગે છે કે મૂળ પાઠમાં જ કાંઈક ગરબડ હોવી જોઈએ; કદાચ દુર્ગાચાર્ય પાસે સાચો પાઠ હોય અને તે અનુસાર એમણે અર્થ આપ્યો હોય. કદાચ એમણે માત્ર કલ્પના કરીને અર્થ આપ્યો હોય એમ પણ બને.

नैकपदानि निर्ब्रूयात्...રોથ આ વાક્યને પછીનાં વાક્યોના સંદર્ભમાં સમજાવે છે એમનો અનુવાદ આ પ્રમાણે છે :—

"But even simple (...) words one should explain neither to a non-grammarian, nor to a stranger, nor to anyone else (...) who is unfit (...) *for this science.* સરૂપ જણાવે છે કે By एकपदानि yāska evidently means primary (nominal) derivatives, the explanation of which in Nirukta 2·2 he contrasts with that of secondary derivatives (taddhitas) and compounds (samāsas) while in this passage he states to what kind of people (secondary derivatives and compounds as well as) even simple words (i. e. primary derivatives) should not be explained. દુર્ગાચાર્ય માને છે— प्रकरणोपपदसहितानि यानि सन्ति तानि केवलान्येव न निर्ब्रूयात्...। तेषां प्रकरणादुपपदाद्वार्थं शक्यतेऽवधारयितुम्। सोऽसौ प्रकरणानभिज्ञोऽन्यथैव निर्ब्रूयात्....। આ માટે ટીકાકાર जहा શબ્દનો દાખલો આપે છે. આ શબ્દ

हन् અને हा બન્નેમાંથી વ્યુત્પન્ન થાય છે. તે જ રીતે मा સર્વનામ પણ છે અને નકારવાચક અવ્યય પણ છે. આથી સંદર્ભનું ધ્યાન રાખ્યા વગર નિર્વચન આપવું યોગ્ય નથી. મને લાગે છે કે અર્વાચીન વિદ્વાનોએ કરેલાં અર્થઘટન કરતાં દુર્ગાચાર્યનો અર્થ વધારે યોગ્ય છે. ખરેખર તો નિર્વચન કઈ રીતે કરવું એ સમજાવ્યા પછી ક્યારે અને કોની આગળ ન કરવું એની વાત કરે છે. શિષ્યને પક્ષે શિષ્ય યોગ્ય હોવો જોઈએ તેની સાથે જ જો વિષય પણ સંદિગ્ધ હોય તો નિર્વચન કરવાનું ટાળવું જોઈએ.

न अनिदंविदे—દુર્ગાચાર્ય इदम्‌ના ત્રણ અર્થો આપે છે—(૧) इदम् निरुक्तशास्त्रम् (२) इदम्–आत्मा (३) इदम्–यत्किंचित् शास्त्रम् અહીં ખરો અર્થ એ લાગે છે કે જેને નિરુક્તના મહત્ત્વનો ખ્યાલ હોય તેને જ અધિકારી ગણવો. ઐતરેય આરણ્યકમાં મહાવ્રતના અનધિકાર માટે કહ્યું છે—न अनिदंविदा समुद्दिशेत् । तदिदं न अनन्तेवासिने प्रब्रूयात् । न असंवत्सरवासिने । न अब्रह्मचारिणे । न अनभिप्राप्ताय एतं देशम् । (५. ३. ३. १४)

✓ (४) विद्या ह वै..—રોથ માને છે કે આ પદ્યો પ્રક્ષિપ્ત છે. સરૂપ કહે છે : The fourth section has no connexion whatesover with the preceding or the following section and interrupts the otherwise logically harmonious order of the text. મને આ મત યોગ્ય લાગતો નથી. આગલા ખંડ સાથેનો આ પદ્યોનો સંબન્ધ સ્પષ્ટ જ છે. શાસ્ત્રના અધિકારીની ચર્ચા કર્યા પછી એ વિશેનાં પ્રચલિત પદ્યો યાસ્કે ટાંકયાં હોય એમ માનવામાં કોઈ દોષ નથી. પછીના ખંડથી તો નિર્વચનો જ શરૂ થતાં હોવાથી એની સાથે સંબન્ધ ન હોય એ પણ સ્વીકાર્ય છે.

(५) अथातोऽनुक्रमिष्याम:–દુર્ગાચાર્ય યાસ્કે અપનાવેલી નિર્વચનપદ્ધતિનું પૃથક્કરણ કરતાં કહે છે : आह किंलक्षणा पुनरसौ व्याख्या ? इति । उच्यते तत्त्वपर्यायभेदसंख्यासंदिग्धसंदिग्धोदाहरणतन्निर्वचनविभागेन यदाख्यानं व्याख्या नैघण्टुके प्रकरणे। આમ નૈઘંટુક પ્રકરણની વ્યાખ્યામાં આચાર્યે નીચે મુજબના મુદ્દાઓ પર ભાર મૂકયો છે : (૧) तत्त्व–गौरिति पृथिव्याः नामधेयम् । (२) પર્યાય-પ્રસિદ્ધ શબ્દથી અપ્રસિદ્ધ અર્થ સમજાવ્યો-पृथिव्या नामधेयं गौः। (३) ભેદ-વ્યુત્પત્તિ. यद्दूरं गता भवति। (४) સંખ્યા-पृथिवीनामधेयान्येकविंशतिः । (५) સંદેહ तत्र निर्ऋतिर्निरमणादृच्छतेः कृच्छ्रापत्तिरितरा सा पृथिव्या सन्दिह्यते। (६) સંદિગ્ધનું ઉદાહરણ य ईं चकार. (७) તેનું નિર્વચન–बहु प्रजाः कृच्छ्रमापद्यते इति परिव्राजकाः

ર્ઈત્યાદિ. સરૂપ બીજા અને ત્રીજા મુદ્દાને જુદી રીતે સમજે છે (૨) Synonyms the declaration of an obscure by a well-known substantive, as the word gauḥ means the sun (૩) Analysis the word gauḥ means the sun because it moves (gacchati) in the atmosphere." દુર્ગાચાર્યના જ મુદ્દાઓ આપ્યા પછી સરૂપ જુદો અર્થ શું કરવા આપે છે તે સમજાતું નથી.

√ अथापि पशुनामेह भवति : દુર્ગાચાર્યને મતે इह શબ્દ કારકદ્વયના અર્થમાં છે. दूरंगता भवति માં गौः કર્તૃકારક છે તો अस्यां भूतानि गच्छन्तिમાં અધિકરણકારક છે ગાય પણ દૂર સુધી જાય છે અને એના પર સવારી કરીને લોકો જઈ શકે છે. इह શબ્દનો સાદો અર્થ 'અહીં' એટલે કે વૈદિક અને લૌકિક ભાષામાં એ વધારે યોગ્ય લાગે છે. एतस्मादेव—गम् અથવા गा ધાતુમાંથી.

ताद्धितेन कृत्स्नवन्निगमा भवन्ति : तद्धितस्य अयं ताद्धितः अर्थः गौःના તદ્ધિત રૂપનો અર્થ, गव्य, गोमय વગેરે તદ્ધિત રૂપો છે. कृत्स्नवत् कृत्स्नावाम् રાજવાડે કહે છે—"वत् has a peculiar sense in the Nirukta." એવી અર્થની કોઈ વિશિષ્ટતા મને લાગતી નથી. યાસ્કનો આશય એ છે કે गौः માંથી બનતા પદાર્થો કે એના અવયવોનો પણ गौः તરીકે જ ઉલ્લેખ આવે છે. 'गोभिः श्रीणोत मत्सरम्'માં ગો શબ્દ દૂધના અર્થમાં છે.

घसेर्वरो नामकरण : पयसનું નિર્વચન આપીને તેનો પર્યાય શબ્દ क्षीर આદ આવવાથી (1) સમજાવ્યો છે. घस् + ईर પરથી क्षीर બન્યું હોય. अद्नो આદેશ घस् હોઈ શકે અથવા તો સ્વતંત્ર ધાતુ પણ હોય. ધાતુપાઠમાં घसृ अदने (૧-૬૧૬) એવો ઉલ્લેખ છે. ईर પ્રત્યયના ઉપયોગ માટે યાસ્ક ઉદાહરણ આપે છે. उशीरमिति यथा । અહીં वश (=कान्तौ) + ईर સમજવાનું છે. 'उशीर એક પ્રકારનું સુગન્ધિ દ્રવ્ય છે, વાળો.

अंशुं दुहन्तो....આ ઉદાહરણમાં गो શબ્દ ગાયના ચામડાના અર્થમાં વપરાયો છે. अधिषवणार्थ-अधिषवणार्थं चर्म । સોમ વાટવાના પથ્થરો ગાયના ચામડા પર મુકેલા છે. चर्मन् શબ્દ चर માંથી સમજાવતાં દુર્ગાચાર્ય કહે છે—चरितं हि तत्सर्वस्मिन्शरीरे चृतमित्यर्थः । રાજવાડે કહે છે—

"But one may say that a hide is called चर्मन् because men turn it into shoes and then walk by wearing shoes." અહીં શ્રી રાજવાડેની કલ્પનાશક્તિ જોઈ શકાય છે.

अथापि चर्म च श्लेष्मा च :—गोभिः सन्नद्धो...માં गो શબ્દ ગાયના ચામડા અને ચરબીને માટે વપરાયો છે. રથની આ સ્તુતિ છે. स हि चर्मणा अवनद्धो भवति, श्लेष्मणा च तस्य अरादयः संश्लेषिता भवन्ति । दुर्ग.

अथापि स्नाव च :—અહીં गोभिः सन्नद्धा... એ ઇષુ સ્તુતિ છે. દુર્ગાચાર્ય કહે છે તેમ—सा हि स्नाव्ना वेष्टिता भवति, श्लेष्मणा च संश्लेषिता ।

( ૬ ) ज्यापि गौरुच्यते :—ધનુષ્યની દોરીને પણ गो કહેવાય છે. જો દોરી ગાયના તંતુઓમાંથી બનાવેલી હોય તો એને પણ ઉપરના શબ્દોની માફક તાદ્ધિત અભિધાન ગણવું જોઇએ. જો તેમ ન હોય તો गमयति इषून् એવું સ્વતંત્ર નિર્વચન આપી શકાય.

उतादः परुषे गवि :—परुषे નો અર્થ યાસ્ક पर्ववति એવો કરે છે. ग्रन्थि, पर्वन् અને परुस् એ ત્રણ શબ્દો સાંધા-વાંસ કે શેરડીમાં આવે છે તેના-ના અર્થમાં વપરાય છે. સૂર્ય પણ સાંધાવાળો છે. क्षण, लव, निमेष, त्रुटि, मुहूर्त, अहोरात्र, अर्धमास, मास, ऋतु, अयन અને संवत्सर એ કાલના વિભાગો સૂર્યની ગતિ પર આધાર રાખતા હોવાથી એને સૂર્યના પર્વો ગણી શકાય. સરૂપ કહે છે—'The joints are the days and nights according to Aupamanyava.' ખરેખર ઔપમન્યવના મત માટે તો भास्वति એવો શબ્દ વપરાયો છે. આ પરથી એમ લાગે છે કે परुषे भास्वति એવો ઔપમન્યવનો અભિપ્રાય છે. भास्वति એ परुषे નું નિર્વચન નથી પણ માત્ર પર્યાય છે અને એનો સામાન્ય અર્થ 'તેજસ્વી' એવો જ લેવાનો છે. સરૂપ કહે છે—The word gauḥ occurs in the locative singular in the stanza, which according to Yāska means 'in the sun' But Durga explains गवि by गमनशीले मुहूर्तमप्यनवस्थायिनि. અહીં દુર્ગાચાર્યની ટીકા જોતાં લાગે છે કે गवि શબ્દને એ परुष ના વિશેષણ તરીકે સમજે છે. એ જ ઋચામાં (૬.૫૬.૩) આવતો सूरः શબ્દ સૂર્યના અર્થમાં છે. યાસ્ક गवि શબ્દ આદિત્યના અર્થમાં જ લે છે. રોથ गवि નો અનુવાદ 'through the course of clouds' એવો કરે છે. રાજવાડેને મતે परुषे गवि—"In the resplendant heaven or sky."

चन्द्रमसं प्रति—દુર્ગાચાર્ય કહે છે—अम्मयं हि चन्द्रमसो मण्डलं तत्तेजःसम्बन्धाद् भवति, ततः सर्वा दिशः प्रकाशयति । सुषुम्णः—सुष्ठुसुम्नः सुष्ठुसुम्न इत्यर्थः । सर्वाणि भूतानि नियमसौ ह्लादयति ।—દુર્ગાચાર્ય.

✓ **सोपि गौरुच्यते:**—રોથ માને છે કે અહીં सः = चन्द्र. સૂર્યને માટે गौः શબ્દ વપરાયો છે. સૂર્યનું કિરણ ચન્દ્રને પ્રકાશિત કરે છે એટલે એને પણ गौः કહેવાય. યાસ્કે ટાંકેલી ઋચા ૧.૮૪.૧૫માં પણ રોથ गौः નો એ જ અર્થ આપે છે. દુર્ગાચાર્યને મતે सः = सुषुम्णः सूर्यरश्मिः । રાજવાડે માને છે કે અહીં सः = एकः रश्मिः એવો અર્થ છે. સરૂપ રોથના અર્થ માટે કહે છે: This explanation is misleading and does not suit the context. The word in the sentence does not refer to the moon. This is a case of extension of meaning. The sun is called Gauḥ then each of its rays is called Gauḥ. This meaning becomes clear from the sentence which follows..., wherein Yāska says—सर्वेऽपि रश्मयो गाव उच्यन्ते ।.

**ता वां वास्तूनि**...એમાં આવતા गावः શબ્દનો અર્થ દુર્ગાચાર્ય रश्मयः એવો કરે છે. રોથ એનો અનુવાદ 'cattle' કરે છે. દુર્ગાચાર્યનો અર્થ યાસ્કના સંદર્ભ અનુસારી જ છે. वाम्–દુર્ગાચાર્ય કહે છે કે દમ્પતીને ઉદ્દેશીને આ ઋચા લખાઈ હોવાથી દ્વિવચન વપરાયું છે.

**गमध्यै**—गमनाय. गम् + अध्यै પાણિનિ (૩.૪.૯) અનુસાર अध्यै પ્રત્યય હેત્વર્થે વપરાય છે. રાજવાડે કહે છે—Just as गन्तवे is dat. sing of गन्तु so गमध्यै according to यास्क is dat. sing of गमधी, but bases like गमधी are not found in RV; perhaps they existed in prevedik Sanskrit.

**तन्निधानात्पदम्**: ઋગ્વેદમાં पद શબ્દ 'પગલું'ના અર્થમાં વપરાયો છે. पाद = પગ શબ્દ पद् (गतौ)માંથી બનેલો છે પગને पाद કહે છે કારણ કે એની મદદથી બધા જ ચાલે છે. દુર્ગાચાર્ય કહે છે—तन्निधानात् (= तस्य पादस्य निधानात्) यदुत्पद्यते तत्तत्स्वरूपमेव पांसौ अन्यत्र वा तत्पदमित्युच्यते पशोर्मनुष्यस्य वा । જ્યારે ધૂળમાં પગ મૂકવામાં આવે ત્યારે તેના જ આકારનું પડે છે એને पद કહેવામાં આવે છે.

**पशुपादप्रकृति**:-पशोः चत्वारः पादाः प्रकृतिः यस्य । पाद એટલે ચોથો ભાગ. પશુના ચાર પગ છે તેને આધારે पाद = ચોથો ભાગ તે અનુસાર દિનાર આદિના ભાગને પણ પાદ કહે છે. प्रभागपादः = दिनारादिपादः—દુર્ગ અહીં पाद શબ્દ 'ભાગ', 'અંશ'નો અર્થ આપે છે. તેની સમાનતાથી

બીજા પણ અર્થો છે. દુર્ગાચાર્ય કહે છે તેમ ग्रन्थपदानि क्षत्रपदानि वा विभागो हि तेष्वपि समान एव । રાજવાડે पाद-पद શબ્દની ચર્ચા અંગે કહે છે— The proeess by which a word comes to have more than one sense is called लक्षणा; Yāska was aware of this process from what he says about पाद and पद; this process has been at the root of the enormous growth of language. The Nairuktas should have recognized this fact and made use of लक्षणा instead of indulging in fantastic derivations. રાજવાડેના અન્ય અભિપ્રાયોની માફક આની પણ ટીકા કરવાની જરૂર નથી.

✓ पवगन्येषामपि : બીજા નામો માટે પણ, માત્ર गो અને पद માટે જ નહિ. આમ યાસ્ક કહે છે કે જ્યાં સંદેહ હોય ત્યાં જેમ गो શબ્દ કે पद શબ્દનું નિર્વચન જેવી રીતે આપ્યું છે તેવી રીતે આપવું.

✓ इमान्येकविंशति : अनुक्रान्तानि = आनुपूर्व्येण पठितानि (દુર્ગ) સ્વરૂપ એનો અર્થ 'are dealt with' કરે છે. અહીં આનુપૂર્વીનો કોઈ ખ્યાલ યાસ્કના મનમાં હોય એમ લાગતું નથી પણ દુર્ગાચાર્ય આ વાક્યનું તાત્પર્ય કાંઈક જુદુ જ સમજે છે—एकविंशतिर्यान्यनुक्रान्तानि, एभ्योऽन्यान्यपि यानि कानि चेरस्युः, तान्युपलभ्य निर्वक्तव्यानि । આ પછી ટીકાકાર कु શબ્દનું ઉદાહરણ આપે છે.

✓ तत्र निर्ऋति : આ ૨૧ની યાદીમાં निर्ऋति શબ્દ છે, તેના બે અર્થો થાય છે પૃથ્વી અને દુઃખાપત્તિ. પૃથ્વીના અર્થમાં એ रम् ધાતુમાંથી સમજવાનું છે—निविष्टानि रमन्तेऽस्यां भूतानि इति । (દુર્ગ) कृच्छ्रापत्तिના અર્થમાં ऋच्छ् ધાતુમાંથી સમજી શકાય.

(૮) बहुप्रजाः कृच्छ्रमापद्यते इति परिव्राजका : યાસ્ક પરિવ્રાજકોના મત અનુસારનો અર્થ આખો સ્પષ્ટ કરતા નથી, પણ દુર્ગાચાર્ય એને બે રીતે સમજાવે છે. અહીં (૧.૧૬૪.૩૨) પરિવ્રાજકો निर्ऋतिः = कृच्छ्रापत्तिः એવો અર્થ કરે છે. સરૂપ બન્ને અર્થો સમજાવતાં જણાવે છે : The man who causes impregnation (गर्भं करोति) does not know the reality, for he acts either in a moment of passion or with a desire to get a son. When he comes to know of it, he still does not realise his responsibility, for the foetus is hidden from him. But the child nourished in the

mother's womb is born in course of time. Thus multiplying, the poor man, unable to make adequate provision for the bringing up of his children, comes to grief...Another different interpretation of the followers of the school of ascetics is that the man who causes impregnation becomes himself involved in transmigration, and being born again and again, comes to grief. This is an admonition to lead a celibate life." આમાંનો પહેલો અર્થ સંતતિનિયમનના પ્રચારમાં ચાલે એવો છે, તો બીજો અર્થ પરિવ્રાજકોના મતને વધારે અનુકૂળ છે એમ લાગે છે. નૈરુક્તોને મતે निर्ऋति = પૃથ્વી. એમના અર્થ અનુસારનો ઋચાનો અર્થ સરૂપ આ પ્રમાણે આપે છે: The cloud which discharges the rain water does not know anything about it, as to where it comes from. It is hidden from the atmospheric cloud which sees it falling, because in the atmospheric it exists in the form of vapoures, while the rainwater, swelling in the rainclouds and increasing in various ways falls to the ground. રોથને મતે અહીં વિદ્યુતનો ઉલ્લેખ છે. વીજળી વાદળોમાં તરત જ અદૃશ્ય થઇ જાય છે અને પૃથ્વી પર પડતી અનેક ધારાઓના સ્વરૂપમાં સંતતિ ઉત્પન્ન કરે છે.

દુર્ગાચાર્ય જણાવે છે કે આ પ્રકારનો અર્થભેદ બીજા મંત્રોમાં પણ દેખાય છે. दधिक्राव्णो अकारिषम् એ મંત્ર અગ્નિહોત્ર યજ્ઞમાં દધિભક્ષણ પ્રસંગે પ્રયોજાય છે. અશ્વમેધ યજ્ઞમાં પણ જ્યારે અશ્વ પાસે મહિષી ઉભી થાય છે ત્યારે બીજી પત્નીઓ આ મંત્ર જપે છે. તો વિનિયોગ અનુસાર મંત્રનો અર્થ બદલાય છે. દુર્ગાચાર્ય કહે છે—त एते वक्तुरभिप्रायवशादन्यत्वमपि भजन्ते मन्त्राः। न ह्येतेषु अर्थस्य इयत्तावधारणमस्ति। महार्था ह्येते दुष्परिज्ञानाश्च। यथा अश्वारोहवैशिष्ट्यादश्वः साधुः साधुतरश्च वहति, एवमेते वक्तृवैशिष्ट्यात्साधून् साधुतरांश्चार्थान् स्रवन्ति। .....तस्मादेतेषु यावन्तोऽर्था उपपद्येरन् आधिदैवाध्यात्माधियज्ञाश्रयाः सर्वे एव ते योज्याः, नात्रापराधोऽस्ति।

√ शाकपूणिः संकल्पयांचक्रे....સરૂપ કહે છે: The legend of Śākapūṇi together with the whole of the nineth section,

has no bearing on the subject-matter of the chapter and is altogether out of place. It certainly produces the impression of an interpolation. રાજ્વાડે એમ માને છે—Yāska most probably came to remember this boast of शाकपूणि on account of the double interpretation of य ईं चकार...etc., in the first interpretation the deity is निर्ऋतिः, in the second it is इन्द्र or मेघ. દુર્ગાચાર્ય એમ જણાવે છે—सा पृथिव्या सन्दिह्यते इत्यनेन सन्देहसामान्येनोदाहृतमिदमत्र मतं शाकपूणेः । પ્રો. સરૂપનો અભિપ્રાય યોગ્ય છે કે શાકપૂણિના મતની આખી વાતને અહીં કોઈ સ્થાન નથી, પણ તેથી એ પ્રક્ષિપ્ત છે એમ માનવું પણ મુશ્કેલ છે. નિરુક્તમાં સંદર્ભ પર ઘણો જ આધાર રાખવામાં આવે તો આવા અનેક પ્રક્ષેપો મળી આવે એમ છે.

उभयलिंगा :—स्त्रीपुंलिंगा, अथवा मध्यस्थानलिंगा द्युस्थानलिंगा च। (દુર્ગ.).

(૯) अथ स शिक्ते :—દુર્ગાચાર્યને મતે પ્રથમ પંક્તિમાં વાદળમાં પ્રચ્છન્ન રહેલી माध्यमिका वाक् નું વર્ણન છે. વિદ્યુતનું સ્વરૂપ લેતાં પહેલાં એ મેઘના રૂપમાં હોય છે એટલે એ પુલ્લિંગમાં છે. બીજી પંક્તિમાં એ વિદ્યુતના સ્વરૂપમાં હોવાથી સ્ત્રીલિંગમાં છે. આમ ઉભયલિંગ દેવતા છે. જો અહીં સ્થાનની દૃષ્ટિએ વિચારવામાં આવે તો આ પ્રમાણે અર્થ થાય : વાદળમાં રહેલી માધ્યમિકા વાક્ શબ્દ કરે છે, પ્રકાશે છે અને પૃથ્વીને પાણીથી આચ્છાદી દે છે. પછી સૂર્યના સ્વરૂપે પૃથ્વી પરથી પાણી વરાળ રૂપમાં ખેંચી લે છે. આમ વિદ્યુતના સ્વરૂપે એ મધ્યસ્થાનની અને સૂર્યના સ્વરૂપે દ્યુસ્થાનની દેવતા છે. રાજ્વાડે કહે છે—The second interpretation of उभयलिंगा is very unnatural.

(૧૦) हिरण्यनामानि :—પૃથ્વીનાં નામો પછી હિરણ્યનાં નામો આપવા પાછળની સંગતિ સમજાવતાં દુર્ગાચાર્ય કહે છે—पृथिव्यामेव हिरण्यमुत्पद्यते इत्यतः पृथिव्यभिधानानन्तर हिरण्यनामानि समाम्नातानि।

ह्रियते आयम्यमानम् :—દુર્ગાચાર્ય જણાવે છે—ह्रियते एव शिल्पिभिः, कटकरुचकस्वस्तिकादिभावेन विस्तीर्यमाणम्। અહીં સુવર્ણના અલંકારોની વાત છે તો ह्रियते जनाज्जनम् માં સુવર્ણનો વ્યવહારમાં ઉપયોગ નિર્દેશાયો છે. हितरमण ને હિતકારક તથા આનન્દદાયકના અર્થમાં સમજાવીને ટીકાકાર કહે છે—तेन गृहीतेन मूषिकोऽपि रमते, किमुत मनुष्यः।

इयंतेर्वा स्यात्:—રાજવાડે જણાવે છે-स्यात् shows that Yāska does not favour this derivation.

अन्तरिक्षं कस्मात्...યાસ્ક અન્તરિક્ષનાં ત્રણ નિર્વચનો આપે છે. अन्तरा क्षान्तम्-દ્યાવા પૃથિવીની વચ્ચે અને પૃથિવીને છેડે રહે છે क्षान्तम् = क्षा + अन्तम्. બીજા નિર્વચનમાં દુર્ગાચાર્ય क्षियति શબ્દ ઉમેરે છે. अन्तरा इमे द्यावापृथिव्यौ क्षियति निवसति इति। સ્વર્ગ અને પૃથ્વીની વચ્ચે અન્તરિક્ષ રહે છે. ત્રીજા નિર્વચનમાં शरीरेषु अन्तः-શરીરની અંદર अक्षयम्-વિનાશ ન પામે તે. શરીર પંચમહાભૂતનું બનેલું છે એમાંથી પૃથ્વી આદિ ચાર વિનાશ પામે છે તો આકાશ અક્ષય છે. ખરેખર તો પ્રથમ બે નિર્વચનોમાં બહુ ઓછો ફેર છે. अन्तरा બન્નેમાં આવે છે એટલું જ નહિ પણ બન્નેમાં એને એક જ અર્થમાં સમજવાનું છે. બીજા નિર્વચનમાં क्षियति જેવો મહત્ત્વનો શબ્દ કલ્પી લેવો પડે છે કારણ કે તેને આધારે જ अन्तरिक्षनो क्ष સમજી શકાય. પહેલામાં अन्तरा પછી કોઈ શબ્દ જ નથી! રાજવાડેએ કરેલી અનેક ટીકાઓ ને નકામી ગણીએ તો પણ અહીં એવું કથન સાચું લાગે છે—What is the difference between the two derivations of अन्तरिक्ष? In the first इमे is not mentioned while in the second it is, the only difference is about the interpretation of क्षं...what prevented Yāska in placing इमे after अन्तरा in the first derivation? રાજવાડે માને છે કે अन्तरा क्षान्तं must have a different sense, but I cannot guess that sense એમને મતે अन्तराનો અર્થ out side કે around થઈ શકે? તો પછી क्षान्तमन्तरा "it lies out side, that is beyond the end of the earth or it lies around the earth." એમ લાગે છે કે क्षान्तनो અર્થ क्षा + अन्त લેવાને બદલે क्षम् ધાતુના ક. ભૂ. કૃ. તરીકે સમજવું જોઈએ. क्षम् ધાતુના ઘણા અર્થો થાય છે. આપ્ટેના કોશ મુજબ: (૧) To permit, allow, suffer, (૨) to pardon, forgive, (૩) to be patient or quiet, wait, (૪) to endure, put up with, suffer, (૫) to oppose, resist અને (૬) to be competent, able. આ બધા અર્થો પ્રશિષ્ટ સંસ્કૃતના છે. આમ છતાં એમાંનો ત્રીજો અર્થ અહીં અનુકૂળ આવે એમ છે. અન્તરિક્ષ સ્વર્ગ અને પૃથિવી બેની વચ્ચે રહે છે. મને એમ પણ લાગે છે કે अन्तरा क्षान्तम् અને अन्तरा इमे એ બે જુદાં નિર્વચનો નથી. अन्तरा इमे એ શબ્દો अन्तरा क्षान्तम्ના अन्तराને જ સ્પષ્ટ કરવા વપરાયા હોય એમ માનવું વધારે યોગ્ય છે.

આમ છતાં આવી બધી કલ્પનાઓ કરવી પડે છે એ જ બતાવે છે કે અન્યના મૂળ પાઠમાં જ કાંઈક ત્રુટિ છે. ત્રીજા નિર્વચન અંગે પણ કાંઈક કહી શકાય એમ છે. શરીરમાં અક્ષય રહેનાર તે અન્તરિક્ષ એમ કહેવામાં મુશ્કેલી એ છે કે અન્ય મહાભૂતો પણ ખરેખર તો નિત્ય જ છે અને મૃત્યુ પછી પોતપોતાનામાં ભળી જાય છે.

**समुद्द्रवन्त्यस्मादापः—દુર્ગ કહે છે—वीचितरंगशीकरादिभावेन।**

(૧૧) **तयोर्विभागस्तत्रेतिहासम्**......યાસ્કે આપેલી દેવાપિ અને શન્તનુની કથા બૃહદ્દેવતા, મહાભારત તથા પુરાણોમાં જુદી જુદી મળે છે.

બૃહદ્દેવતાની કથા નીચે મુજબ છે :

आर्ष्टिषेणस्तु देवापिः कौरव्यश्चैव शन्तनुः।
भ्रातरौ कुरुषु त्वेतौ राजपुत्रौ बभूवतुः॥

ज्येष्ठस्तयोस्तु देवापिः कनीयांश्चैव शन्तनुः।
त्वग्दोषी राजपुत्रस्तु ऋष्टिषेणसुतोऽब्रवीत्॥

राज्येन छन्दयामासुः प्रजाः स्वर्गं गते गुरौ।
स मुहूर्तमिव ध्यात्वा प्रजास्ताः प्रत्यभाषत॥

न राज्यमहमर्हामि नृपतिर्वोऽस्तु शन्तनुः।
तथेत्युक्त्वाभ्यषिञ्चंस्ताः प्रजाः राज्याय शन्तनुम्॥

ततोऽभिषिक्ते कौरव्ये वनं देवापिराविशत्।
न ववर्षाथ पर्जन्यो राज्ये द्वादश वै समाः॥

ततोऽभ्यगच्छद्देवापिं प्रजाभिः सह शन्तनुः।
प्रसादयामास चैनं तस्मिन्धर्मव्यतिक्रमे॥

शिशिक्ष चैनं राज्येन प्रजाभिः सहितस्तदा।
तमुवाचाथ देवापिः प्रह्वं तु प्राञ्जलिस्थितम्।

न राज्यमहमर्हामि त्वग्दोषोपहतेन्द्रियः।
याजयिष्यामि ते राजन् वृष्टिकामेष्ट्यया स्वयम्॥

ततस्तं तु पुरोधत्त आर्त्विज्याय स शन्तनुः।
स चास्य चक्रे कर्माणि वार्षिकाणि यथाविधि॥ (७-१५५-८-१)

બૃહદ્દેવતાની કથા અને યાસ્કની કથામાં મહત્ત્વનો ભેદ એ છે કે બૃહદ્દેવતામાં કોઢના દોષને લીધે દેવાપિ જાતે રાજ્ય સ્વીકારવાની ના કહે છે. મહાભારતમાં શન્તનુ પ્રસિદ્ધ છે અને દેવાપિનો પણ ઉલ્લેખ આવે છે. આને ઇતિહાસ કહ્યો છે. દુર્ગાચાર્ય કહે છે—निदानभूत इति हैवमासीद् इति य उच्यते स इतिहासः। નિરુક્ત ૭.૧૨માં नैदानाः નો ઉલ્લેખ આવે છે. ત્યાં દુર્ગાચાર્ય કહે છે—निदानमिति ग्रन्थस्तद्विदो नैदानाः। આ નિદાન ગ્રન્થને મહાભારતની મૂળ કથા સાથે સંબંધ હશે?

। देवापिस्तपः प्रतिपेदे : स किल तीव्रेण तपसा ब्राह्मण्यमापेदे विश्वामित्रवत् ।—દુર્ગ.

उत्तरस्मादधरं समुद्रम : ઉપરના સમુદ્રમાંથી નીચેના સમુદ્ર તરફ. અહીં उत्तरसमुद्र અન્તરિક્ષ અને નીચેનો તે પાર્થિવ. આ રીતે સમુદ્ર શબ્દનો વિભાગ સમજવાનો છે.

पुन्नरकं तत : पुत् નામના નરકમાંથી તારનાર તે પુત્ર સરખાવો. पुन्नाम्नो नरकाद्यस्मात्त्रायते पितरं सुतः। तस्मात्पुत्र इति प्रोक्तः स्वयमेव स्वयम्भुवा ॥ મનુસ્મૃતિ ૯.૧૩૮ યાસ્કના લખાણમાં पुत् એ નરકનો પર્યાય હોય હોય એમ લાગે છે, એક નરકનું નામ હોય એમ લાગતું નથી.

निपरणाद्वा : निपृणाति ददाति ह्यसौ पिण्डान् पितृभ्यः (દુર્ગ.) પિંડદાનના અર્થમાં નિ + પૃ ધાતુપાઠમાં કે આપ્ટેના કોશમાં નથી એમ રાજ્વાડે જણાવે છે. પૃ ધાતુ (पृणाति) આપ્ટેના કોશમાં 'to protect' ના અર્થમાં આપ્યો છે, તે નોંધવું જોઇએ.

ऋषिर्दर्शनात्....—સરખાવો : साक्षात्कृतधर्माणो ऋषयो बभूवुः। એઓ મંત્રનું દર્શન કરે છે. દુર્ગાચાર્ય અહીં મન્ત્રદર્શનનો અર્થ ન લેતાં કહે છે—पश्यति ह्यसौ सूक्ष्मानप्यर्थान्।

स्तोमान्ददर्श....—मन्त्राः स्तोमाः, तानसौ तारकेण ज्ञानेन पश्यति। (દુર્ગ).

अधो न धावति.. —अधः = अ + धः, અહીં अ = न, ध = धावति જે ગતિ ન કરે તે.

(૧૨) शन्तनुः शं तनो....—યાસ્ક શાન્તનુનાં બે નિર્વચનો આપે છે— (૧) स हि कश्चिद्रोगार्तं दृष्ट्वा ब्रवीति, हे तनो शं तव अस्तु इति, ततः असावगदो भवति।—દુર્ગ. (૨) शमस्मै तन्वा अस्त्विति एवमसावाशास्ते॥

तनुः शरीरं तदसौ नित्यं शरीराय आशास्ते ।—દુર્ગ. આ બેમાં મહત્ત્વનો ભેદ એ છે કે પ્રથમ અનુસાર રાજા બીજાના શરીરનું સુખ વાંછે છે તો બીજા અનુસાર પોતાના શરીરના સુખની જ ઇચ્છા કરે છે. અહીં तन्वा अस्तु ને દુર્ગ तन्वै अस्तु તરીકે સમજે છે કેટલાક વિદ્વાનો तन्वा ને ત્રીજી વિભક્તિ માને છે. સરૂપનો અનુવાદ આમ છે—'peace to him in his body.' પણ અહીં अस्मै અને तन्वै ને સામાનાધિકરણ્યથી લેવું વધારે યોગ્ય છે. ઉપરાંત तन्वा જો તૃતીયા હોય તો तन्वास्तु એવી સંધિ થવી જોઈએ, જે થતી નથી. तन्वै अस्तुની સન્ધિ तन्वा अस्तु થાય. એમ પણ કહી શકાય કે દુર્ગાચાર્યનો અર્થ સ્વીકારતાં બન્ને નિર્વચનોનો અર્થભેદ થાય છે જ્યારે અન્યથા બન્નેના અર્થમાં કોઈ મહત્ત્વનો ભેદ ન રહે.

पुरोहितः—शान्तिकपौष्टिकाभिचारिकेषु कर्मसु पुरः एनं दधति राजानः पुरस्कुर्वन्तीत्यर्थः । (દુર્ગ). शान्तिक—પાપશાન્તિ-દુઃખશાન્તિ માટેનું કર્મ. पौष्टिक-સમૃદ્ધિ મેળવવા માટેનું કર્મ. अभिचारिक-શત્રુઓની હિંસા કરવા માટેનું કર્મ.

આખી ઋચા સમજાવ્યા પછી દુર્ગાચાર્ય એમાંથી બોધ તારવે છે: मन्त्रनिदानद्वारेण धर्मोऽयमत्र दर्शितः । ज्येष्ठे तिष्ठति कनीयसो राज्यप्राप्तिः धर्मातिक्रमः । धर्मातिक्रमे च देवो न वर्षतीति ।

આ અર્થઘટન ઐતિહાસિકોનું કે નૈદાનોનું છે. દુર્ગાચાર્ય પ્રમાણે નૈરુક્તોને મતે આનો અર્થ આમ થાય. नैरुक्तपक्षे-ऋष्टिषेणो मध्यमः तदपत्यमयमग्निः पार्थिव आर्ष्टिषेणो देवापिः स शन्तनवे सर्वस्मै यजमानायेति योज्यम् । बृहस्पतिर्वाचस्पतिरिति मध्यमः । स्तनयित्नुलक्षणां वाचमित्यर्थः । અહીં ટીકાકારે ઘણું ઓછું લખ્યું હોવાથી જરૂરી સ્પષ્ટતા થતી નથી.

(૧૩) साधारणान्युत्तराणि...—અહીં યાસ્ક કહે છે કે स्वः, पृश्निः, नाकः, गौः, विष्टप् અને नभः એ ૬ શબ્દો દ્યૌ અને સૂર્ય બન્નેને માટે સમાન છે.

अल्पप्रयोगं त्वस्यैतत्...આ વાક્ય સમજવવામાં કેટલીક મુશ્કેલી છે. एतत् શબ્દ ખરેખર કોને લાગૂ પડે છે એ બાબતમાં મતભેદ છે. દુર્ગાચાર્યને મતે અહીં आदितेय એવા સૂર્યના અભિધાનની ચર્ચા છે-तस्मिन् अल्पप्रयोगविषयमेतददितेः पुत्रत्वाभिप्रायमभिधानमादितेय इति । सूक्तभागेव चेतदभिधानम् ।

न हविर्भाग् । न ह्यादितेय इत्यनेन नाम्ना हविराध्वर्यवे चोदितपूर्वमस्ति । यथा चैतत्सूक्तमेव नैघण्टुकवृत्त्या भजते तथेदमुदाहरणं सूर्यमादितेयमिति ।. ઋગ્વેદ ૧૦. ૮૮. ૧૧. માં સૂર્ય આદિતેયની સ્તુતિ છે. એ માત્ર સૂક્તભાક્ છે, હવિ પ્રાપ્ત કરતો નથી આધ્વર્યવે = યજુર્વેદમાં. દુર્ગાચાર્ય જાતે બીજો મત ટાંકતાં કહે છે–अन्ये तु मन्यन्ते–आदित्य इत्येतदेवाल्पप्रयोगमिति । આ મતનું ખંડન કરતાં ટીકાકાર કહે છે કે आदित्य એ અભિધાન માત્ર સૂક્તભાક્ નથી અને એને હવિ પણ આપવામાં આવ્યું છે. આમ્ સૂક્તભાકનો અર્થ न हविर्भाक એવો કરીએ તો અહીં आदितेय ની જ વાત છે એમ દુર્ગનો મત સ્વીકારી શકાય. રાજવાડે માને છે કે આ મત બરાબર નથી–Most probably दुर्ग had एव after सूक्तभाक् in his Nirukta text, for न हविर्भाक् which he explains is a natural inference from सूक्तभाक् एव... Durga wanted to explain the relevance of सूक्तभाक्० सूर्यमादितेयम्; but these words are an interpolation as आदितेय is not the deity of X. 88; the deity of that sūkta is सूर्य वैश्वानर; besides there is no question here of offerings being made to the sun under one name or another. Yāska speaks of आदित्य as a name that occurs in a few Ṛks only; had he आदितेय in his mind he would not have used the expression अल्पप्रयोगम् which suggests that the name is used in more than one *Ṛk*, though the number of such Ṛks is very small; he was aware that the name occurs in one Ṛk only. Moreover the expression आदित्यप्रवादाः......clearly shows that Yāska was thinking of आदित्य only. Had सूक्तभाक्० सूर्यमादितेयम् been genuine, Yāska would have used the expression तदुपरिष्टाद्व्याख्यास्यामः after these words, for he has explained the Ṛk in chap. VII sec. 29. અમુક શબ્દો પ્રક્ષિપ્ત છે એવી માન્યતા સ્વીકારવી યોગ્ય નથી. ખાસ તો, જ્યારે એમ માનવાને માટે કોઈ પણ પાઠનો આધાર ન હોય ત્યારે. દુર્ગાચાર્યના પાઠમાં एव શબ્દ હોવો જોઈએ એ માન્યતા પણ એટલી જ ખોટી છે. એકૈય માને છે કે सूक्तभाक्‌ની પહેલાં અવગ્રહ સમજવો જોઈએ. આમ થતાં असूक्तभाक्‌નો અર્થ એ થાય કે આ અભિધાનને આખું સૂક્ત નહિ પણ માત્ર એક ઋચા જ મળી છે. સમગ્ર રીતે જોતાં દુર્ગાચાર્યે આપેલો અર્થ, બહુ સંતોષકારક ન હોવા છતાં, બીજા અર્થો કરતાં સારો છે.

आर्चाभ्याम्नाय—ऋचः यस्मिन्नाम्नाये अभि उपर्युपरि आम्नाताः सोऽयमार्चाभ्याम्नायः दाशतयः। दुर्ग.

व्रतमिति कर्मनाम :—અહીં व्रत શબ્દનું નિર્વચન वृ ધાતુમાંથી આપેલું છે. દુર્ગાચાર્ય પ્રમાણે—तद्धि कर्म शुभमशुभं वा कृतं सदावृणोति कर्तारम्। इदमपीतरद् व्रतमेतस्मादेव निवृत्तिकर्म यमनियमाख्यं बहिर्वेदिकमान्तर्वेदिकं वा यदग्निसंनिधावुपेयते। तत्पुनः वारयतीत्येवं सतः। तद्विषयेषु प्रवर्तमानं पुरुषं स्त्र्यादिषु वारयति। तदनुस्मृत्य स पुरुषो निवर्ततेऽवकीर्णी भविष्यामीत्येतस्माद् भयात्। આમ ટીકાકારને મતે વ્રતનો પ્રથમ અર્થ શુભ-અશુભ કર્મ એવો થાય છે અને એ કર્તાને હંમેશાં આવરે છે. વ્રત શબ્દનો બીજો અર્થ નિષેધાત્મક છે. યજ્ઞના અગ્નિની સંનિધિમાં વેદિની બહાર કે અંદરના યમનિયમ રૂપી વ્રત, જે પુરુષને સ્ત્રી વગેરે વિષયોમાંથી નિવૃત્ત કરે છે. આ ઉપરાંત વ્રતનો અર્થ अन्न પણ થાય છે. દુર્ગાચાર્ય કહે છે તેમ—तदप्यावृणोति शरीरं रसशोणितमांसमेदोमज्जास्थिभावेन। રાજવાડે માને છે કે બીજું નિર્વચન આપતાં યાસ્કે वा શબ્દ લખવો જોઈએ Yāska ought to have made clear by using वा that वारयति is another derivation. રાજવાડે સ્કન્દસ્વામીની ટીકામાંથી પણ ઉતારે છે : वृणोति = निवध्नाति कर्तारम्। इदमपीतरद् व्रतं गुडलवणस्त्र्यादिविषयनिवृत्तिरूपं कर्म एतस्मादेव। આમ સ્કન્દસ્વામીને મતે માણસ જાતે પોતાને માટે જે નિયમો બનાવે છે, અમુક વિષયોમાંથી દૂર રહેવાના, તે પણ वृ માંથી જ સમજાવી શકાય, કારણ કે એ પણ કર્તાને બાંધી લે છે. આ પછી સ્કન્દસ્વામી કહે છે—रूपसामान्यात्प्रसक्तं व्रतं निरुच्यते वारयतीति सतः। આમ અમુક યજ્ઞોમાં જે વિષયનિવૃત્તિ કરવાની છે તેને वारय् માંથી સમજાવી શકાય. સ્કન્દસ્વામી वारयतीति सतः। ને इदमपि...एतस्मादेवथी જુદું પાડે છે. રાજવાડે કહે છે—व्रत has 4 senses viz. (1) a good or bad act, (2) abstention from sensual pleasures, (3) abstention from sensual pleasures as enjoined by sacrificial command and (4) good.

✓ (१४) स्वरादित्यो भवति :—દુર્ગાચાર્ય કહે છે કે सु अरणः તે જ सु ईरणः છે—किमुक्तं भवति सु अरण इति? सु ईरण इत्येव।

प्रांनुत पनं वर्ण :—અહીં માત્ર નૈરુક્તોનો જ ઉલ્લેખ છે. બીજા કોઈ મતનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. તો संस्रप्टा रसान् આદિ નિર્વચનો નૈરુક્તોનાં નથી?

(૧૫) रश्मिर्यमनात् :—रश्मिर्यमनादुदकस्य अश्वानां वा।—दुर्ग-रश्मि શબ્દના બે અર્થો છે. કિરણો અને લગામ. પાણીને નિયમનમાં રાખે છે તેથી કિરણોને રશ્મિ કહેવાય છે. આ એટલું સ્પષ્ટ નથી. રાજવાડે કહે છે—it restrains water, that is, prevents it from going elsewhere. કદાચ સૂર્ય કિરણો પાણીને શોષી લે છે એથી એને નિયમનમાં રાખનાર કહી શકાય? લગામનો અર્થ સ્પષ્ટ છે. खेदया:, किरणा., गाव:, रश्मय: અને अभीशव: એટલા પાંચ નામો કિરણો અને લગામ એ બન્ને અર્થવાળાં છે.

तत्र काष्ठा इत्येतत्...काष्ठा શબ્દના અનેક અર્થો થાય છે. દિશાઓને काष्ठा કહેવાય છે–क्रान्त्वा ह्येता तं तमर्थं प्रति गत्वा स्थिता भवति।—દુર્ગ. ઉપદિશાઓ પણ काष्ठा કહેવાય છે–ता अपि इतरेतरं क्रान्त्वा दिग्भिः साक स्थिता भवन्ति।–દુર્ગ. સૂર્ય માટે પણ આ શબ્દ વપરાય છે કારણ કે એ પણ આકાશને ઓળંગીને સ્થિર થાય છે. काष्ठा = आज्यन्त. દુર્ગાચાર્ય કહે છે–आज्यन्त = शरपथान्त: બાણ મારવા માટે, ધનુર્વિદ્યાના અભ્યાસ માટેનું લક્ષ્યસ્થાન आज्यन्त કહેવાય. આજના Bull's eye સાથે સરખાવી શકાય. રાજવાડે કહે છે–आज्यन्त is a narrow strip of ground used for shooting arrows; this strip has a beginning and an end so it seems to travel from one end to the other where it halts. આપ્ટેના કોષમાં એનો અર્થ–the goal of a race-course એવો આપ્યો છે. પાણીને પણ काष्ठा કહેવાય છે યાસ્કનું વાક્ય સમજાવતાં ટીકાકાર જણાવે છે–क्रान्त्वा गता जलाशयमेता स्थिता भवन्ति इति स्थावराणां काष्ठात्वम्। દુર્ગાચાર્યને મતે સ્થાવર અને અસ્થાવર બન્ને ને માટે काष्ठा શબ્દ વપરાય છે; પણ યાસ્ક અહીં માત્ર સ્થાવર જળ માટે જ काष्ठा શબ્દ સમજાવે છે તે પછીના ખંડમાં अतिष्ठन्तीनाम् સમજાવતાં अस्थावराणां काष्ठानां એવા શબ્દો વાપરે છે. આ પરથી એમ લાગે છે કે ક્યાં તો યાસ્કની કોઈક ભૂલ થઈ હશે અથવા મૂળ પાઠમાં અસ્થાવર જળને માટે काष्ठा શબ્દનું નિર્વચન આપતું વાક્ય હશે જે કાલાન્તરે લુપ્ત થયું હોય. ટીકાકાર પછીના ખંડમાં આવતાં अस्थावराणां શબ્દને સમજાવતા નથી એ પણ નોંધવું જોઈએ. સ્કન્દ સ્વામી काष्ठाના માત્ર બે જ અર્થો–दिश: અને उपदिश: સમજાવે છે. અમરકોષ પ્રમાણે काष्ठाના ચાર અર્થો છે–(૧) દિશા; (૨) કાલગણનાનું એક માપ, (૩) ઉત્કર્ષ અને (૪) હદરેખા. રાજવાડે માને છે કે ખેતરની આજુબાજુ જે વાડ કરવામાં આવતી હતી તે काष्ठाનો મૂળ અર્થ છે; અને બીજા બધા અર્થો

એમાંથી પ્રાપ્ત થાય છે. એ વાડ લાકડાનાં ખુંટા મારીને કરવામાં આવતી હોય; અને काष्ठ = લાકડું એ પરથી પણ આ શબ્દ આવ્યો હોય એમ બને.

✓ (૧૬) इन्द्रशत्रुरिन्द्रोऽस्य...इन्द्रशत्रुમાં જો इ ઉદાત્ત હોય તો બહુવ્રીહિ સમાસ બને છે. એ માટે મૈત્રાયણી સંહિતા અને તૈત્તિરીય સંહિતામાં આ પ્રમાણે કથા આપેલી છે. ઈન્દ્રે કાંઈક કારણસર ત્વષ્ટાના પુત્રને હણેલો. એટલે તેનું વેર લેવા માટે ત્વષ્ટાએ યજ્ઞ આરંભ્યો. અને તેમાં ઈન્દ્રને આમન્ત્રણ ન આપ્યું. આમન્ત્રણ ન મળ્યા છતાં ઈન્દ્ર ત્યાં પહોંચી ગયો અને ત્વષ્ટાએ રાખેલો સોમરસ પી ગયો. આની ક્રોધે ભરાએલા ત્વષ્ટાએ બચેલા સોમરસની અગ્નિમાં આહુતિ આપી અને કહ્યું इन्द्रशत्रुर्वर्धस्व। પણ ક્રોધ અને ઉતાવળને લીધે એણે इन्द्रशत्रु શબ્દના ઉચ્ચારણમાં ભૂલ કરી તથા इ ને ઉદાત્ત ઉચ્ચાર્યો. પરિણામે इन्द्रशत्रु બહુવ્રીહિ સમાસ બની ગયો અને સોમની આહુતિ પછી યજ્ઞના અગ્નિમાંથી ઉત્પન્ન થયેલા વૃત્રને ઈન્દ્રે હણ્યો.

✓ तत्को वृत्र:—અહીં યાસ્ક વૃત્ર અંગે બે અભિપ્રાયો ટાંકે છે. ઐતિહાસિકોને મતે વૃત્ર ત્વષ્ટાએ ઉત્પન્ન કરેલો રાક્ષસ હતો, તો નૈરુક્તોને મતે वृत्र શબ્દનો અર્થ મેઘ છે છે. વેદમાં યુદ્ધનાં જે વર્ણનો છે તે રૂપક તરીકે સમજવાનાં છે. अपां च मेघोदरान्तर्गतताना ज्योतिषश्च वैद्युतस्य उद्भूतवृत्ते. मिश्रीभावकर्मणो वर्षकर्म जायते तेन हि वैद्युतेन ज्योतिषा वाय्वावेष्टितेन इन्द्रास्येनोपताडयमाना आपः प्रस्यन्दन्ते–वर्षाभावाय कल्प्यन्ते। तत्रैवं सत्युदकतेजसोरितरेतरप्रतिद्वन्द्वीभूतयोरुपमार्थेन रूपककल्पनया युद्धवर्णा भवन्तीति युद्धे रूपकाणीत्यर्थ:। न ह्यत्र यथाभूतं युद्धमस्ति, न हीन्द्रस्य शत्रव. केचन सन्ति। दुर्ग. અહીં યાસ્ક નૈરુક્તોનો મત આપીને પછી અનિહાસિકોનો મત જણાવે છે અને પછી તરત નૈરુક્તોનો મત સમજાવે છે. આમ ઐતિહાસિકોનો મત જે રીતે વચ્ચે આવી જાય છે તે વિચિત્ર લાગે છે.

✓ अहिवत्तु—आह-किं वृत्रवदेव युद्धरूपाणि भवन्ति? नेत्युच्यते.... वृत्रवच्चाहिवच्चेति मन्त्रवर्णा मन्त्रलिंगानि भवन्ति। दुर्ग. ટીકાકારને મતે तु શબ્દ સમુચ્ચયના અર્થમાં છે. રાજવાડે માને છે કે तु નો ખરો અર્થ 'પણ' થવો જોઈએ. રાજવાડેનો મત અહીં નોંધવા યોગ્ય છે—"The Nairukts say that Vṛtra is nothing but a cloud i. e. a mixture of water and lightening; but there is nothing in ṚV that can demonstrate the truth of their view; on the contrary (तु),

there are descriptions in Mantras ( मन्त्रवर्णाः ) in which Vṛtra is spoken of as अहि ( अहिवत् ); there are stories in (अर्थवादाः) in the Brāhmaṇas too (च) in which Vṛtra is mentioned as an असुर. Even if Vṛtra meant a cloud as the Nairuktas say, अहि can not have that meaning...There are numbers of Ṛcs in which Vṛtra is spoken of as ahi; but this can not be said about the Brāhmaṇas; if is doubtful if the name ahi meaning Vṛtra occurs in the latter...वृत्रः मेघ इति नैरुक्ताः । तु किन्तु वृत्रस्य अहिवत् अहिः इति कृत्वा मन्त्रेषु वर्णाः वर्णनानि खलु भवन्ति । ब्राह्मणेषु च वृत्रः असुरः इति अर्थवादाः भवन्ति; this seems to be the real sense of the words. Neither the Mantras nor the Brāhmaṇas support the naturalistic explanation of Vṛtra given by the Nairuktas." -સરૂપનો મત દુર્ગાચાર્યને મળતો આવે છે. એનો અનુવાદ આ પ્રમાણે છે— "Indeed, the descriptions of vedic stanzas and the narratives of the Brāhmaṇas (depict him) no doubt as a serpant."

(૧૭) दासपत्नीर्दासाधिपत्नयः...—દુર્ગાચાર્યને મતે આ તત્પુરુષ સમાસ છે. दासः कर्मकरः, तं हि ता अधिष्ठाय पान्ति रक्षन्ति । स हि कर्मणा श्रान्तः तासु पीतासु विश्रान्त आप्यायितो भवति । સરૂપ જણાવે છે : Durga explains the compound as a tatpuruṣa, but the accent show that it is a possessive compound. આ ખરેખર બહુવ્રીહિ છે-दासः पतिः यासाम् ताः ।

वृत्रो वृणोतेर्वा, वर्ततेर्वा...—રાજવાડે દુર્ગાચાર્યની ટીકામાંથી वर्ततेर्वा ને સમજાવતાં બે ઉતારાઓ આપે છે—त्वष्ट्रा इन्द्रशत्रुर्वर्धस्व इत्यनेन आलभ्यमानः सोमो यदसुररूपेणावर्तत । અને यदिन्द्रेण हतो वृत्रो मेघोऽपां बिले अपावृतो अपो वृष्टिभावेनावर्तयत् प्रावर्तयत् । આને આધારે રાજવાડે કહે છે—Thus Durga had in his text four derivations of Vṛtra instead of three; यदवर्तयत् तद् वृत्रस्य वृत्रत्वमिति विज्ञायते was between the second and the third derivation. મારી પાસે દુર્ગાચાર્યની ટીકાવાળું જે પુસ્તક છે (વેંકટેશ્વર પ્રેસ, મુંબઈ) તેમાં ઉપલા બે વાક્યોમાંથી પહેલું નથી અને वर्ततेर्वा સમજાવતાં માત્ર બીજું વાક્ય જ આપેલું છે.

(૧૯) इदं श्रेष्ठं ज्योतिषां...—आदित्यो हि तापकः प्रकाशकः, चन्द्रमा अप्यतिशीतः प्रकाशकश्च, इदं पुनर्नात्युष्णं नातिशीतं प्रकाशकं च। इत्येवमादित्यादीनामिदमेव श्रेष्ठम् ।—दुर्ग.

यथा प्रसूता सवितुः प्रसवाय—અહીં કહેવામાં આવ્યું છે કે ઉષા એ રાત્રી પછીનો અને સૂર્યોદયની પહેલાંનો કાળ છે, આથી કલ્પના કરી છે કે રાત્રી ઉષાને અને ઉષા સૂર્યને જન્મ આપે છે. સરૂપ કહે છે : The passage यथा प्रसूता...योनिमरिचत् is not clear. The sequence of the genisis of the dawn and the sun does not proceed in any order. The words.. disturb the regular succession of the birth of the dawn and the Sun. The text in this particular place seems to be corrupted. The meaning will be relevant if the word उषा...be substituted for रात्रिः। The translation in that case would be : "Just as being born she gives birth to the sun i. e. the dawn to the sun, so the night has left place for dawn." ટીકાકાર જણાવે છે—यथोषा आदित्यस्य जन्मनो हेतुरित्यस्यामृचि रात्रेरेवापरः काल उष. संज्ञित इति गम्यते ।

स्त्रीयोनिरभियुत.. ...—આ જ અધ્યાયમાં ઉપર योनि શબ્દનું નિર્વચન આપેલું છે. ટીકાકાર આ બેનો ભેદ બતાવતાં જણાવે છે : पूर्वत्र... परिचवर्नाक्रियासामान्येन निरुक्तो योनिशब्दः। इह पुनः मिश्रीभावसामान्येन। उभयलिंगत्वं चास्योपदर्शितम्। इह स्त्रीलिंगं तत्र पुंलिंगम्। રાજવાડે કહે છે : But there is not the least reason why योनि being a woman's womb should be derived here; there is no difference whatever between परियुतः and अभियुतः।.

(૨૦) सूर्यमस्या वत्समाह :—સૂર્યને ઉષાનો વત્સ કહ્યો છે. એનાં બે કારણો યાસ્કે જણાવેલાં છે. ટીકાકારને મતે—साहचर्यात्। मातृसहचरो हि वत्सो भवति, अयमपि चानयोषसा चरतीत्येतस्मात् सामान्याद्वत्स उच्यते। रसहरणाद्वा। यथा हि मातुरूधसः क्षीराख्यस्य रसस्याहर्ता भवति वत्सः, एवमेषोऽप्योषसिकानामवश्यायाख्यानां रसानामाहर्ता भवति रश्मिभिः— इत्ये... ... सामान्याद ... म।

समानबन्धू समानबन्धने :—एते रात्र्युषसौ समानबन्धने समानमनयोर्बन्धनम्। आदित्यस्येयं ह्यस्तमयं प्रति रात्रिर्बद्धा संश्लिष्टा। उदयं प्रत्युषाः। एवं समानबन्धू।—दुर्ग.

द्यावा वर्णं चरतः ते यत्र :—અહીં યાસ્ક द्यावा એ રીતે યોજે છે. द्यावाने પ્રથમા દ્વિવચન તરીકે લેતાં એ રાત્રિ અને ઉષસ્ એનું વિશેષણ બને છે. द्यावौ द्योतनात्, उषा हि स्वेन प्रकाशेन द्योतते, रात्रिरपि स्वेन तमोवीर्येण नक्षत्रगणेन वा स्वमधिकारं प्रति द्योतते। एवं हि द्यावेति द्विवचनम्।—દુર્ગ. આના વિકલ્પમાં द्यावा ને તૃતીયા એકવચન સહના અર્થમાં લઈ શકાય. अपि वा तृतीयान्तमेकवचनमेतस्स्यात्-द्यौः, तया द्यावा सहयुक्ते (पा. २. ३. १९)। तया सह स्पर्द्धमाने चरतः गच्छतः। રાજવાડે કહે છે—Yāska prefers the first explanation of द्यावा. એમ માનવા માટેનું કોઈ કારણ મને જણાતું નથી.

(२१) अहः कृष्णं :—રાત્રી સાધારણ રીતે લોકો 'दिवस' શબ્દ રાત અને દિવસ બન્ને માટે વાપરે છે.

वेद्याभिः वेदितव्याभिः प्रवृत्तिभि :—न हि तासां प्रवृत्तीनामन्तोऽस्ति, अहनि च रात्रौ च प्राणीनाम्। अतो वेदितव्या एव भवन्ति बहुत्वात्। न हि विदिता नाम ताः कदाचित्।—દુર્ગ.

उद्यन्नादित्य :—Roth thinks that Yāska has wrongly introduced the sun in his explanation of the second hemistich of the stanza RV VI. 9. 1. At first sight it may appear farfetched, but the simile is apt and justifiable. The text of the veda is the following. 'Being born the Vaśvānara fire has overcome darkness with its light like the king.' Yāska's explanation of the same is the following. 'Being born, i. e. being kindled, the Vaiśvānara fire has dispelled darkness with its light like the sun who is the king of all huminaries. 'The dispelling of darkness by Agni could aptly be compared with that of the sun alone; hence Yāska's explanation is far from being unduly farfetched.'—સરૂપ.

**सर्वेषां ज्योतिषां राजा**—અહીં દુર્ગાચાર્ય सर्वेषां सर्वभूतानां राजा आदित्य: । એમ સમજાવે છે. કદાચ દુર્ગાચાર્યના પાઠમાં ज्योतिषां શબ્દ ન હોય એમ બને.

✓ **आ उपर उपल इत्येताभ्यां....**—મેઘનાં નામોમાંથી उपर, उपल સુધીનાં પર્વતનાં પણ વાચક છે એમ યાસ્ક જણાવે છે. અહીં ટીકાકાર કહે છે—तेषां मेघनाम्नाम्–'आ उपर उपल इत्येताभ्यां'–प्राक् उपर उपल इत्येताभ्यां यानि नामानि तानि साधारणानि पर्वतनामभिः तदेतेषां प्रकरणोपपदाभ्यां विशेषोऽवधार्यः । आ उपर इत्येतस्मादिति वक्तव्ये आ उपर उपल इत्येताभ्यामित्युक्तम् उभावपि ह्येतौ समाननिर्वचनौ शब्दौ एकस्मिन्निरुक्ते निरुक्तौ भविष्यतः इति रलयोश्चाविशेषख्यापनार्थम् । आह उपरः कस्मात् । उच्यते उपगम्य रमन्तेऽस्मिन्नभ्राणि । अथ वा उपगत्य रताः आपः भवन्तीति उपरः । उपलोऽप्येतस्मादेव रलयोरविशेषेण । અહીં પ્રશ્ન એ છે કે आ નો અર્થ મર્યાદાનો કરવો કે અભિવિધિનો. आङ् બન્ને અર્થોમાં વપરાય છે. જો મર્યાદા (exclusion) નો અર્થ કરીએ તો उपर, उपल પહેલાંના શબ્દો મેઘ–પર્વત બન્નેના વાચક બને તથા उपर, उपल માત્ર મેઘના વાચક બને. જો અભિવિધિ (inclusion) નો અર્થ કરીએ તો उपर, उपल સહિતના આગલા શબ્દો મેઘ–પર્વતના [વાચક બને અને પછીના માત્ર મેઘના વાચક બને. उपरमन्तेऽस्मिन् अभ्राणि એ નિર્વચન સ્પષ્ટ રીતે પર્વતના અર્થને અનુકૂળ છે. સ્કન્દ સ્વામી આ મુદ્દાની ચર્ચા કરતાં કહે છે—आ उपरः उपलः इति । आङ् अभिविधौ । मर्यादायामित्यन्ये । विना उपर उपल इत्येताभ्यां साधारणानीत्यर्थः । आ उपरादिति वक्तव्ये उभयोरुपादानं रलयोरविशेषत्वप्रदर्शनार्थम् । तयो श्चैकनिर्वचनत्वप्रदर्शनार्थम् । एकयोगपक्षं चांगीकृत्याह । उपर उपलो मेघो भवतीति वक्ष्यमाणनिगमापेक्षया । उपलशब्दस्य च पाषाणे प्रसिद्धत्वात् (तेषामुपरः स्थविष्ठो मध्यमः) इति सरसंघातशब्दे पर्वते उपलशब्दवाच्यत्वेन प्रसिद्ध एवेति मेघग्रहणं कृतं मर्यादापक्षस्य च मेघग्रहणमेव लिंगमिति । उत्तराणि मेघस्यैवेति । यदा पर्वतस्तदा उपेत्य रमन्ते ह्यस्मिन्नभ्राणीति । [मेघपक्षे आपः इति । આમ સ્કન્દસ્વામીને મતે उपर, उपल શબ્દો પર્વતના અર્થમાં અતિપ્રસિદ્ધ હોવાથી મેઘના અર્થ પર ભાર મૂકવામાં આવ્યો છે. જો પર્વતનો અર્થ લેવો હોય તો उपरमन्तेऽस्मिन्नभ्राणि એ નિર્વચન, તથા અને મેઘના અર્થમાં उपरमन्तेऽस्मिन्नापः એ નિર્વચન સમજવાનાં છે. અમને લાગે છે કે आङ्

અભિવિધિના અર્થમાં જ લેવાનો છે અને એ રીતે બન્ને નિર્વચનો સમજવાનાં છે. અહીં ખરી મુશ્કેલી પાઠની છે. રાજવાડેને મતે સાચો પાઠ આમ હોવો જોઈએ : तेषाम् आ उप॰....पर्वतनामभिः । उपर उपलः पर्वतो भवति । उपरमन्तेऽस्मिन्नभ्राणि । उपर उपलः मेघो भवति । उपरता अस्मिन्नाप इति । એક બીજો નોંધવા યોગ્ય મુદ્દો એ છે કે નિરુક્ત ૬.૫. માં उपलप्रक्षिणी શબ્દ આવે છે અને તેને માટે ઋચા ૯.૧૧૨.૩ નો ઉતારો કરેલો છે. ત્યાં उपल શબ્દનો અર્થ મેઘ નહિ પણ પથ્થર થાય છે.

(૨૨) દેવાનાં નિર્માણે....यदा देवाः सृष्टाः प्रजापतिना तदा ते एव माध्यमिका देवगणाः प्रथमा अतिष्ठन् । एतेऽपि हि दानादियोगाद् देवा उच्यन्ते ।–दुर्ग.

कृन्तत्रात्—उत्कृत्ताद् प्रदेशात् ।–दुर्ग. રોથ એનો અનુવાદ 'seed' અથવા 'seedland' એવો કરે છે.

विकर्तनेन मेघानामुदकं जायते—યાસ્ક उपर નો અર્થ उदकम् કરે છે એમ ટીકાકાર કહે છે. એને મતે અહીં લક્ષણા છે–उपरशब्देनात्रोदकमुक्तम् तात्स्थ्यात्तच्छब्दो मञ्चाः क्रोशन्तीतिवत्, उपरेषु मेघेषु या आपः ता उपचारादुपरा उच्यन्ते । उपरनो 'મેઘ' અર્થ દર્શાવવા માટે અપાએલી ઋચાઓમાં એનો અર્થ 'પાણી' કરવામાં આવે એ વિચિત્ર લાગે છે.

पुरीषं पृणातेः...पुरीषम् प्रीणयितृ पूरयितृ वा सतः ।–दुर्ग. આ પરથી લાગે છે કે ટીકાકાર पृ નહિ પણ प्री (तर्प ને) ધાતુમાંથી નિર્વચન કરે છે. દેવરાજ બધા જ અર્થો આપે છે–पृ पालनपूरणयोः । पूरयति जगत् प्रलयकाले । पूर्यते अनेन तडागादि । पालकं वा जगतस्तस्योत्पत्तिहेतुत्वात् । प्रीणाति जगत्पुरीषम् ।

(૨૪) बीसखा इव—It may be pointed out that the meaning 'digger of lotus stalk' is more appropriate for the force of comparison–સરૂપ.

ટીકાકાર આ મંત્રનો देवतावत् અર્થ પણ આપે છે–देवतापक्षे विधियोगानुविधानाभिप्रायेण सरस्वती माध्यमिका वाक्, सा गिरीणां मेघानां सानूनि भञ्जयत्यूर्मिभिः स्तनयित्नुभिः पारावारे द्यावापृथिव्यौ हन्तीति योज्यम् । तविषेभिरूर्मिभिः महद्भिरित्येवमादि योज्यम् ।

अमिश्रीभावगतिर्वा—न तस्य मिश्रीभूतपूर्वा गतिरन्यैर्वैगवद्‌भिः, अतिशैघ्यात् ।–दुर्ग. એમાં અને સ્પર્ધનીયજવમાં અર્થનો કોઈ ફેર નથી એટલે આપ વૈકલ્પિક નિર્વચન માનવું યોગ્ય નથી.

क्रोशतेः शब्दकर्मणः—स हि साध्वेव क्रियतामिति नित्यकालमेव क्रोशति–दुर्ग.

(૨૭) मर्यादेव कन्या...—ટીકાકારનું વાક્ય નોંધવા યોગ્ય છે–पुत्रोपमया कदाचिदयं क्रोधमियादिति मन्वानाः सत्यः पतिकन्यासंबद्धामन्यामुपमामुपपादिरे ।

तेषामष्टा उत्तराणि...—એનાં છેલ્લાં ૮ નામો હંમેશાં બહુવચનમાં વપરાય છે.

· दधदाकारी भवतीति वा—'He seems to have an agreeable shape (आकारी) on account of his having a rider on his back.'—રાજવાડે.

(૨૮) अनुसन्तवीत्वत् । तनोतेः पूर्वया प्रकृत्या निगमः ।—આ વાક્ય અંગે વિદ્વાનોમાં મતભેદ છે. દુર્ગાચાર્ય આ પ્રમાણે સમજાવે છે: अनुसन्तवीत्वत् इति । तनोतेः धातोः पूर्वया प्रकृत्या निगमः । षड्‌विधो हि धातुः । प्रकृत्यन्तः सनन्तश्च यङन्तो यङ्‌लुगेव च । ण्यन्तो ण्यन्तसनन्तश्च षड्‌विधो धातुरुच्यते । आसां षण्णां धातुप्रकृतीनां या पूर्वा प्रकृतिस्तयैव निगमः, न सन्प्रकृतीत्यादीनामन्यतमया । સરૂપનો અનુવાદ આ પ્રમાણે છે— Anusamtavitvat is a word (derived) form the simple original form of (the root) tan (to spread). અહીં પ્રશ્નો બે છે–એક તો तन् ધાતુમાંથી तवीत्वत् કઈ રીતે આવે? બીજું पूर्वया प्रकृत्याનો ચોક્કસ અર્થ શો થાય? દુર્ગાચાર્ય પહેલા પ્રશ્નનો કોઈ ઉલ્લેખ કરતા નથી અને पूर्वया प्रकृत्याનો અર્થ સાદું ધાતુરૂપ–સનન્ત, ણ્યન્ત આદિ નહિ તે–એવો કરે છે. સાયણાચાર્ય આ ઋચા (૪, ૪૦, ૪) ના ભાષ્યમાં એ શબ્દનો અર્થ प्रवृद्धबलवान् सन् એવો કરે છે, તૈત્તિરીય સંહિતા ૧, ૭, ૮, ૩ માં એનો અર્થ अनुसन्दधानः આપે છે. બીજા વિદ્વાનો પણ આ શબ્દ तु ધાતુ (= બળવાન થવું) માંથી સમજાવે છે. આપણી પરંપરા અનુસાર तु ગતિ, વૃદ્ધિ અને હિંસાના અર્થમાં સૌત્ર ધાતુ છે—तु इति सौत्रो धातुः गति-वृद्धि-हिंसासु । (પા. ૭. ૩. ૯૫.) વેંકટમાધવ ઋગ્વેદ પરની ટીકામાં યાસ્કને

અનુસરીને सन्तन्वन् એવો અર્થ આપે છે, અને तन् ધાતુમાંથી આ શબ્દ સમજે છે. રાજ્વાડે કહે છે—"I do not understand what Yāska and Durga mean by तनोतेः...निगमः; I do not see any trace of तन् in तवीत्वत्. तवीत्वद् is a Vedic form of तन् from the first base; this is the literal translation. Does Yāska mean that तवीत्वद् is formed from the first letter of तन् viz त? Is त the पूर्वा प्रकृति and न् the उत्तरा प्रकृति of तन्? If so, वीत्वद् would be a termination affixed to त वीत्वद् is made up of वीद्, उ, अ and व् उ is the sign of 8th con; व् stands for ति; वीद् and अ are meaningless angments." સ્કન્દસ્વામી દુર્ગાચાર્યથી જુદો મત આપે છે. પાણિનિ સૂત્ર ૬. ૧. ૪. માં पूर्वोऽभ्यासः માં અભ્યાસનું લક્ષણ આપેલું છે. તે મુજબ અહીં પૂર્વ શબ્દનો અર્થ અભ્યાસ કરવો જોઈએ. पूर्वया प्रकृत्या निगमः = अभ्यास लक्षणया, प्रकृत्या सह साभ्यासस्य निगम इत्यर्थः । શ્રી મહેન્દલે કહે છે—'This is no doubt an intelligent explanation, but rather far-fetched.' ઉપરાંત શ્રી મહેન્દલે કહે છે તેમ આ ટીકાકાર મૂળ ધાતુ વિશેનો એનો મત ત્રણ તબક્કામાં બદલે છે. આરંભમાં એ જણાવે છે કે तवीत्वतનું નિર્વચન तन् અથવા तु (= वृद्धौ)માંથી કરવું જોઈએ. આમ એનો અર્થ अनुसन्तनोति અથવા अनुसंवर्धयति એવો થાય. આ પછી એ જણાવે છે કે નિર્વચન तु ધાતુમાંથી સમજવું જોઈએ અને યાસ્કે આપેલું तनोतेः એ તો तु નો અર્થ સમજાવવા માટે છે—तनोतिनार्थप्रदर्शनम् । अनुसन्तनोति वेगमविच्छिन्नं संपादयति । અન્તે એ કહે છે કે तनोतेः એ સાચો પાઠ નથી—तनोतेरिति तु पाठे बहुत्प्रेक्ष्यम् । શ્રી મહેન્દલે પોતે આ પ્રશ્નના ઉકેલમાં બે સૂચનો કરે છે. પ્રથમ તો એઓ જણાવે છે કે तन्ની બે પ્રકૃતિ હોઈ શકે. त + उ એ પૂર્વા પ્રકૃતિ અને तन् + उ ને અપરા પ્રકૃતિ ગણી શકાય. અને तवीत्वत्નું નિર્વચન तन्ની પૂર્વ પ્રકૃતિ तु (= ખેંચવું)માંથી આપવું જોઈએ. નવમા અધ્યાયમાં तविषीનું નિર્વચન तु ધાતુમાંથી યાસ્કે જ આપ્યું છે, પણ અહીં तन् નો અર્થ એને વધારે યોગ્ય લાગ્યો હોય એમ બને. ૧૦ મા અધ્યાયમાં दधिक्रा નો દેવતાવત્ નિગમ્ આપતાં યાસ્કે ઋગ્વેદ ૪. ૩૮. ૧૦ ટાંક્યો છે. તેમાં આવતા ततान શબ્દની અસરથી પણ અહીં तन् ધાતુનો ઉપયોગ કર્યો હોય એમ બને. મહેન્દલેનું બીજું સૂચન એવું છે કે तनोतेः પછી પૂર્ણવિરામ મૂકવો અને पूर्वया प्रकृत्या निगमःને સ્વતંત્ર વાક્ય માનવું. અહીં એનો અર્થ આમ સમજવો—

(૧) एकार्थमनेकशब्दम्...—ટીકાકાર દુર્ગ આ અધ્યાયના આરંભમાં યાસ્કની વ્યાખ્યાપદ્ધતિ વિષયક થોડી વાત કરે છે. એ કહે છે કે મહાન વિદ્વાનો આવશ્યકતા અનુસાર સંક્ષેપમાં તથા વિસ્તારથી સમજૂતિ આપે છે. બીજા અને ત્રીજા અધ્યાયોમાં નૈઘંટુકકાંડની વ્યાખ્યા છે. એમાં એક અર્થવાળા અનેક શબ્દો આપેલા છે અને તેમાં તત્ત્વભૂત અર્થ આપીને જરૂર હોય ત્યાં સંદેહનું નિવારણ કરવાનો પ્રયાસ કર્યો છે. આમ છતાં દુર્ગાચાર્ય જણાવે છે કે એમાં માત્ર સામાન્ય અર્થો જ આપ્યા છે, અર્થવિશેષનો ભેદ દર્શાવ્યો નથી. ટીકાકાર એનો દાખલો પણ આપે છે. ગત્યર્થ ૧૨૨ ક્રિયાપદો (वर्तते થી अयुयुः સુધીનાં) માં कर्त्तति, लोठते અને श्चोतते આવે છે. જે દેડકાની માફક કૂદે તે कर्त्तति, આળોટે તે लोठते અને જે પ્રવાહી પદાર્થ ઝરે તે श्चोतते કહેવાય આ બધામાં ગતિનો અર્થ હોવા છતાં તે તે શબ્દોના અર્થમાં વિશેષતા પણ છે, જે ભાષ્યકારે બતાવી નથી. તે જ રીતે સામાન્ય શબ્દો ચોક્કસ અર્થમાં વપરાય છે, તો ચોક્કસ શબ્દો સામાન્ય અર્થોમાં વપરાય છે; એ પણ નોંધવું જોઈએ. સરૂપ એક વાત ઉમેરે પણ છે કે યાસ્ક બધા શબ્દોને બદલે માત્ર એક જ શબ્દ સમજાવીને બાકીનાને ગભડાવી જાય છે. ખરેખર આ ઉમેરવાની જરૂર પણ નથી કારણ કે અર્થ નિત્યપરીક્ષ્ત નો સિદ્ધાન્ત સ્વીકાર્યા પછી અર્થ જ આપવાનું મહત્ત્વ યાસ્કે સ્વીકાર્યું છે એ ભૂલવું ન જોઈએ.

अथ यान्यनेकार्थानि..—ચોથા અધ્યાયથી નૈગમકાંડની વ્યાખ્યા શરૂ થાય છે. ટીકાકાર જણાવે છે કે નૈઘંટુકકાંડની વ્યાખ્યાની અપેક્ષાએ અહીં આચાર્યે વિસ્તાર કર્યો છે. એની પદ્ધતિ દર્શાવતાં દુર્ગ કહે છે—

तत्त्वं पर्यायशब्देन व्युत्पत्तिश्च द्वयोरपि ।
निगमो निर्णयश्चेति व्याख्यैवं नैगमे पदे ।।

અહીં પ્રત્યેક શબ્દના જુદા જુદા અર્થો તે તે પર્યાયો આપીને સમજાવ્યા છે. ઉપરાંત તે શબ્દ અને પર્યાય બન્નેની વ્યુત્પત્તિ આપીને વેદની ઋચા ટાંકીને નિર્ણય કર્યો છે.

अनवगतसंस्कारांश्च निगमान्—अविज्ञातसंस्कारानित्यर्थः । येषां प्रकृतिप्रत्ययादिसंस्कारो न साकल्येन ज्ञायते...। દુર્ગ. આ કણ્ડમાં માત્ર અનેકાર્થક શબ્દો છે એવું નથી, એમાં એવા પણ શબ્દો છે જે વિષે વ્યાકરણ વિષયક શબ્દસિદ્ધિ યોગ્ય રીતે જાણી શકાતી નથી.

नैदकपदिकमित्याचक्षते—આ કાણ્ડને ઐકપદિક કહે છે. ટીકાકાર કહે છે કે આ પ્રકરણની આ રૂઢ સંજ્ઞા છે. આગલા પ્રકરણમાં શબ્દોના સમૂહો આપેલા છે, તો અહીં પ્રત્યેક શબ્દ જુદો જુદો જણાવેલો છે. આમ છતાં એમાં કેટલાંક અપવાદો છે, જેમ કે देवो देवाच्या कृपा, सोमो अक्षाः વગેરે. દુર્ગાચાર્ય આચક્ષતેના કર્તા તરીકે अन्येऽप्याचार्याः એમ સમજે છે.

(૨) मर्या इति—मर्या એટલે મનુષ્યો. એનું નિર્વચન યાસ્કે ત્રીજા અધ્યાયમાં मर्या मनुष्यो मरणधर्मा એમ આપ્યું છે. આ સાથે જ યાસ્ક मर्यादा-भिधान वा स्यात् કહીને मर्या શબ્દનો બીજો અર્થ આપતા હોય તેમ લાગે છે. સરૂપનો અનુવાદ પણ એ મુજબ જ છે—'The word maryā is a synonym of man or it may be a synonym of boundary.' मर्यादा નો અર્થ આ ઋચામાં કઈ રીતે બંધબેસતો થઈ શકે એ પ્રશ્ન સરળ નથી. ટીકાકાર એનો જવાબ આપતાં કહે છે—का नु एषा मर्यादा? यतो धर्मज्ञा. सन्तो यूयमनाहता अनाक्रुष्टाश्च असदभियोग सखायः सन्तो मम सख्युर्दत्त मा वधीः इति नैतन्न्याय्यमित्यभिप्रायः। ટીકાકાર આગળ જણાવે છે કે स्थिरता या भूमिरुपक्षीणा सा मर्येत्युच्यते।...स्थिरतायाश्च भूमेरादेश्च विभागकारिणी या भूमिः सा मर्यादा इत्युच्यते। અહીં પણ જો मर्या નો અર્થ 'ભૂમિ' થતો હોય તો એને મર્યાદા–હદરેખાના અર્થમાં કેવી રીતે સમજવી એ પ્રશ્ન છે मर्य + आदि = मर्यादा એવો ટીકાકારનો અર્થ ફલિત થાય છે. ટાંકેલાં અવતરણ માટે તો ટીકાકારે આપેલો અર્થ સ્પષ્ટ રીતે દુરાકૃષ્ટ છે. ખરેખર તો मर्यादानुं અભિધાન આખી ઋચાનો ફલિતાર્થ છે એમ કહી શકાય–मर्या શબ્દનો અર્થ છે એમ કહેવું મુશ્કેલ છે. અહીં પાઠમાં કાંઈક ત્રુટિ હોવાનો સંભવ છે.

अपापकं जघान....અહીં जहाનો અર્થ जघान આપીને બાકીના બધા શબ્દો યાસ્કે કલ્પેલા છે એમ ટીકાકાર કહે છે. એનો અર્થ એ થાય કે न कदाचिदपि कश्चिदपापको मया हतपूर्वः इति, पापकारिणं तु हन्मीत्यभिप्रायः। તે જ રીતે પછીનાં વાક્યમાં भीतः શબ્દ યાસ્કે ઉમેરેલો છે, જે પાપી હોય તેને જ ભય લાગે છે. પાપ વગરનાને મારો ભય પામવાની કોઈ જરૂર નથી. ટીકાકાર આનો બીજો પણ અર્થ આપે છે–कोऽन्वेव ब्रूयादपापकं सन्तं मा वधीः इति। जघान कमहं जातु पापकमपापकं वा। कोऽस्मद्भीतः पलायते। न कश्चिदपि, सौम्योऽहमित्यभिप्रायः। સરૂપ કહે છે: Durga gives a second interpretation of the sentence as follows: who will,

say, 'I am innocent, kill me.' દુર્ગાચાર્યની ટીકાનો આવો અર્થ થતો નથી એ નોંધવું જોઈએ.

ટીકાકાર કહે છે કે जहा શબ્દ हन् અથવા हा (ત્યજવું)માંથી સમજી શકાય. આ મંત્રમાં પૂર્વોત્તર સંદર્ભ જોતાં જઘાન (>हन्)નો અર્થ ઉપપન્ન થાય છે.

(૩) वयो वेर्बहुवचनम्....वि શબ્દ બીજા અધ્યાયમાં પક્ષી અને બાણ એ અર્થમાં સમજાવ્યો છે. અહીં યાસ્ક એનો અર્થ આપતા નથી. સરૂપ એના અનુવાદમાં જ (bird) એમ લખે છે. મંત્રના ભાષાન્તરમાં वयः सुपर्णाः માટે 'like birds of beautiful wings' એવો અર્થ આપે છે. અહીં ઉપમા-વાચક શબ્દ નથી, પણ वयः सुपर्णाः અને प्रियमेधा ऋषयः એ બન્ને સૂર્ય-કિરણોને માટે વપરાયાં છે. આમ રૂપકની કલ્પનાથી મંત્ર સારી રીતે સમજાવી શકાય. યાસ્ક प्रियमेधा ऋषयः શબ્દોનો ઉલ્લેખ કરતા નથી દુર્ગાચાર્ય આ ચારે શબ્દોને કિરણોના અર્થમાં જ સમજાવે છે. રૂપક તરીકે નહિ–वेः गत्यर्थस्य नामीभूतस्य बहुवचनम्....। प्रियमेधाः प्रिययज्ञाः । ते हि यज्ञसहचारित्वात् उद्दतेपूदितेषु हि तेषु यज्ञास्तायन्ते । ऋषयस्त एव अर्पणात् प्रकाशकत्वात् ।

अपोर्णुहि....યાસ્ક ध्वान्त ને નામ તરીકે નહિ પણ વિશેષણ તરીકે સમજે છે. ध्वान्तं चक्षुः = आध्वस्तं चक्षुः । કદાચ ध्वान्त = અંધકાર અર્થ લેવો વધારે સરળ ગણી શકાય.

मुञ्चास्मान्....દુર્ગાચાર્ય કહે છે કે मुमुग्धि અને बद्धान् શબ્દો કોનાથી બંધાયા અને કોનાથી છોડાવવાનું છે એ અંગે આકાંક્ષા ઉત્પન્ન કરે છે. निधा શબ્દ આ બેની વચ્ચે આવતો હોવાથી એનો જ અર્થ પાશ તરીકે લેવો યોગ્ય છે; નહિ તો पाशैः શબ્દ અધ્યાહૃત સમજવો પડે અને निधया નિરર્થક બની જાય.

शितम....—યાસ્ક જાતે शिताम શબ્દના જુદા જુદા અર્થો આપે છે. યાસ્કે ટાંકેલું અવતરણ જોતાં એ શબ્દ યજ્ઞના પશુના કોઈક અંગનું વાચક છે. એ માટેના વિવિધ અભિપ્રાયો આ પ્રમાણે છે : (૧) दोः :—હાથ, ભુજા. ટીકાકાર કહે છે કે પશુનાં અંગો બે પ્રકારે સમજી શકાય;. પાર્શ્વ, શ્રોણી, ખભા વગેરે બાહ્ય અંગો છે તો જીભ, હૃદય, યકૃત વગેરે આભ્યંતર છે. અહીં પાર્શ્વ અને શ્રોણી એ બે બાહ્ય અંગોનો ઉલ્લેખ થયો હોવાથી शिताम ને પણ બાહ્ય અંગ સમજવું જોઈએ, આથી જ એનો અર્થ दोः કર્યો છે. दोः द्रवतेः એમ.

યાસ્ક કહે છે तस्य हि प्राणेन पशुर्दवति । श्रितमंसभावेन एतत्कार्यं भवतीति शितामं—दुर्ग. (૨) શાકપૂણિને મતે योनिः शिताम. ટીકાકારને મતે અહીં योनि શબ્દથી ગુદાનો અર્થ સમજવાનો છે, કારણ કે બન્ને અંગો સમાનદેશીય છે. विषितो भवति ને પણ ટીકાકાર व्याप्तः स पुरीषेण भवति....विस्रस्तमांसः स भवति । એમ ગુદાના અર્થમાં ઘટાવે છે. ટીકાકાર એમ પણ જણાવે છે કે શ્રોણી પછી આવતો शिताम શબ્દ શરીરમાં પણ શ્રોણીની નજીક આવતા અંગનો વાચક બને, ઉપરાંત विशितः, शिताम વચ્ચે શબ્દસારૂપ્ય પણ છે. સરૂપ योनिनुं ભાષાન્તર 'uterus' કરે છે અને विषितः वि + सो માંથી 'it is open' એ અર્થમાં સમજે છે. દુર્ગ યોનિનો સીધો અર્થ એટલા માટે છોડી દે છે કે એ 'અનવદ્યાનીય' છે. પણ જો એમ જ હોય તો શાકપૂણિ યોનિને બદલે ગુદા શબ્દ વાપરી શક્યા હોત. (૩) તૈટિકીને મતે शिताम શબ્દ शितिमांस-શ્વેતમાંસ પરથી 'ચરબી'ના અર્થમાં સમજવો જોઈએ. આ વિવિધ અર્થો આપવામાં આવ્યા છે એ જ બતાવે છે કે યાસ્કના સમયમાં પણ કેટલાક નિગમોનો ચોકકસ અને મૂળ અર્થ અજ્ઞાત હતો. ટીકાકાર દુર્ગ અનવગતિના ૧૦ મુદ્દાઓ અહીં પ્રસ્તુત માનીને નોંધે છે તે ધ્યાનમાં લેવા જેવા છે. (१) पदजाति-अनवगत જેમકે त्व નામ છે કે નિપાત છે. (२) अभिधेय-अनवगत દા. ત. शिताम (३) स्वर-अनवगत દા. ત. वने न यो (४) संस्कार-अनवगत દા. ત. इमन्तिासः (५) गुण-अनवगत. દા. ત. करूलती. (६) विभागानवगत દા. ત. मेहना. (७) क्रम-अनवगत દા. ત. उपरमध्वं मे वचसे (८) विक्षेप-अनवगत દા. ત. द्यावा नः पृथिवी. (९) अध्याहार-अनवगत દા. ત दानमनसो नो मनुष्यान् (१०) व्यवधान-अनवगत દા. ત. वायुश्च नियुत्वान्.

(૪) यस्म इह नास्तीति.. શાકલ્યના પદપાઠ અનુસાર મેહના એક જ પદ છે. યાસ્કને મતે એનો અર્થ मंहनीयम् (=पूजार्हम्-દુર્ગ) થાય છે. યાસ્ક બીજો મત આપતાં मे + इह + न + अस्ति એમ મેહનાસ્તિની સન્ધિ છૂટી પાડે છે. દુર્ગાચાર્ય અનુસાર આ સામવેદના પદકાર ગાર્ગ્યનો મત છે. આ પરથી એમ કહી શકાય કે વેદમન્ત્રોના અર્થઘટનમાં પદકારનો મત પણ અન્તીમ ગણાતો ન હતો.

**उभौ समुब्धौ भवतः** :—યાસ્ક અહીં उभौ નો અર્થ समुब्धौ એવો આપે છે. આને નિર્વચન માનવું હોય તો सम् + उभ् માંથી સમજવું પડે. મને લાગે છે કે અહીં યાસ્ક માત્ર ઋચાને અનુકૂળ એવો અર્થ આપે છે.

ઋચામાં ઈન્દ્રને બન્ને હાથે ધન આપવાની પ્રાર્થના કરી છે અને અહીં યાસ્ક કહે છે કે 'બન્ને હાથ'નો અર્થ 'ભરેલા હાથ'—એ હાથ ભરીને કરવો. દુર્ગ सम्पूर्णाविरयर्थः એમ કહે છે. કદાચ અહીં 'ખોબા'નો અર્થ હોય. સરૂપનો અનુવાદ આ પ્રમાણે છે—'Let both thy hands be full.' ખરેખર તો भवतः વર્તમાનકાળ છે, વિધ્યર્થ કે આજ્ઞાર્થ નથી.

दममना :—ટીકાકાર અનુસાર दमे हि नित्यमस्य मनः अक्रूरमना इत्यर्थः ।...दान्तमनाः वा दमेषु दान्तेषु यमनियमवत्सु पुरुषेषु यस्य मनः स वा ।. ખરેખર તો दान्तं मनः यस्य એવો વિગ્રહ કરી શકાય, પણ તો दममनाः અને दान्तमनाः વચ્ચે અર્થભેદ રહે નહિ. એથી ટીકાકારે જુદો અર્થ આપ્યો હોય એમ બને.

( ૫ ) जुष्टो दमूना :—ટીકાકાર મન્ત્રમાં આવતા दमूना શબ્દને સમજાવતાં યાસ્કે આપેલાં બધાં જ નિર્વચનોનો ઉપયોગ કરે છે. સરૂપ 'Devoted to the house' એવો અનુવાદ કરે છે.

अभ्येति तिथिषु :—अभ्यागच्छति तिथिषु पौर्णमास्याद्यासु परकुलानि यजमानकुलानि ।—દુર્ગ.

दुरवा भवन्ति :—ટીકાકાર આ સમજાવતાં અવતરણ ટાંકે છે. कुटुम्बतन्त्राणि हि दुर्भराणि ।.

मूषो मूषिका :—સરૂપ मूषः = mouse એમ એકવચન સમજે છે. ટીકાકાર એને બહુવચન ગણે છે—बहुवचनं चैतत्–मूद् मूषो मूषः–इत्येवम् ।. એના પ્રમાણ તરીકે દુર્ગ જણાવે છે કે ટાંકેલા મંત્રમાં मूषः ની સાથે वदन्ति ક્રિયાપદ બહુવચનમાં આવે છે.

( ૬ ) सपत्न्य इव—यथा समानभर्तृका योषितः एकं भर्तारमभिसन्तपेयुः दुर्वचोभिः, इदमस्यास्त्वया कृतम्, इदं मम न कृतमिति, परस्परं वा पीडयन्ति एवम् ।—દુર્ગ.

आस्नातानि सूत्राणि :—યાસ્ક મંત્રમાં આવેલા શિશ્ન શબ્દનો અર્થ आस्नातानि सूत्राणि કરે છે ટીકાકાર आस्नातानिનો અર્થ अन्नवेष्टितानि, अन्नमिश्राणि, अन्नमिश्रोदकपायितानि એવો કરે છે. દુર્ગાચાર્ય એમ પણ માને છે—सूत्रशब्दोऽध्याहृत उपपत्तिं दृष्ट्वा भाष्यकारेण । પણ તો પછી શિશ્નનો અર્થ आस्नातानि કરવો જોઈએ. અહીં आ + स्ना માંથી નિર્વચન આપ્યું

છે એમ માની શકાય ? આ જ અધ્યાયમાં ૧૯માં ખંડમાં 'शिश्न शब्द श्नथ्-(વીંધવું) માંથી સમજાવેલો છે. शिश्नનો પ્રસિદ્ધ અર્થ "લિંગ" અહીં બંધબેસતો નથી એમ માનીને જ યાસ્કે બીજો અર્થ આપ્યો લાગે છે. આમ છતાં યાસ્ક વિકલ્પે કહે છે—स्वांगाभिधान वा स्यात् । ટીકાકાર અહીં કહે છે—अथवा लांगूलमपि सादृश्यात् शिश्नमुच्यते भवति हि मूषिकाणामेव स्वभावः स्नेहभाण्डे स्वलांगूलं मुक्त्वा तदुद्धृत्य व्यदन्ति आस्वादयन्ति । ઉંદરોના સ્વભાવવિષયક આવું સંશોધન નોંધપાત્ર તો છે જ ! આમ છતાં અહીં शिश्नનો અર્થ લાંગુલનો લેવા માટે યાસ્કનું વાક્ય ઉપયોગી નથી, આ તો ટીકાકારની કલ્પના જ છે

तत्र ब्रह्मेतिहासमिश्रं...—तत्र तस्मिन्सूक्ते ब्रह्म इतिहासमिश्रमिति हास्ययुक्तमित्यर्थः ।...स पुनरितिहासः ऋग्बद्धो गाथाबद्धश्च । ऋक्प्रकार एव कश्चित् गाथेत्युच्यते....। स एष सूक्तानां स्वभावः प्रदर्शितः, इतिहास-सम्बन्धान्यपि सूक्तानि भवन्ति ।—દુર્ગ.

(૭) पित्र्यस्येव धनस्य ..—यथा पित्र्यो धनांशः अविघ्नेन भक्ष्यते, भक्षितश्च सुखपरिणामो भवति, एवं तव वय स्वमशमविघ्नेन भक्षयेमहि भक्षितश्च सुखपरिणामो मेऽस्तु, मातीव भियेमहीत्यभिप्रायः ।—દુર્ગ. ટીકાકાર सुतस्य શબ્દ સમજાવતા જ નથી. ઉપરાંત અહીં अंशની કોઈ ચર્ચા કરવાની જરૂર નથી.

वासराणि वेसराणि...—वेसराणि शीतोष्णाभ्यां हि द्वाभ्यां तानि सरन्ति, तेषु हि शीतोष्णं भवति, रात्रौ शीतं दिवा उष्णम् । अथ वा विवासनानि स्युः, तानि हि तद् शीत विवासयन्ति नाशयन्तीत्यर्थः । गमनानीति वा, विसृतानि विस्तीर्णानि सन्ति ।—દુર્ગ. સરૂપનો અનુવાદ આ પ્રમાણે છે : "days are (so called because) they are of different courses, or they are bright or they pass away." ખરેખર તો वासराणि શબ્દનો અર્થ અહીં સમજાવાની જરૂર છે. ટાંકેલા મન્ત્રમાં પાછલું ચરણ આ પ્રમાણે છે—सोम राजन् प्रण आयूंषि तारीरहानीव सूर्यो वासराणि । જેમ સૂર્ય वासराणि अहानिने લંબાવે છે, એની વૃદ્ધિ કરે છે તેમ સોમ રાજા અમારા આયુષ્યને પણ લંબાવે એવી સ્તુતિ કરવામાં આવી છે. અહીં अहानिનો અર્થ 'દિવસો' થાય છે. वासराणि સાધારણ રીતે એના પર્યાય તરીકે વપરાય છે, પણ અહીં વિશેષણ છે. સરૂપ ત્યાં अहानि वासराणिनो

-અર્થ 'days of summer' એવો કરે છે. ટીકાકાર પણ वासन्तिकान्यहानि એવો અર્થ કરે છે. આમ અર્થ કર્યા પછી वासराणि ના નિર્વચનમાં એનો અર્થ 'દિવસ' એમ કરવો યોગ્ય નથી. ૧૧મા ખંડમાં वेसरमहः શબ્દ આવે છે અને સરૂપ ત્યાં वेसर = bright એવો અર્થ કરે છે.

(૮) वृषभो वर्षितापाम्—યાસ્ક वृषभ શબ્દ 'પાણી વરસાવનાર' એવો કરે છે. वृषभ શબ્દ ખરેખર તો પૌરુષ, શક્તિનો દ્યોતક છે.

मदाय मदनीयाय जैत्राय—जैत्राय इत्यध्याहृतं भाष्यकारेण । द्विविधो हि मदः—सम्मोहकरो जैत्रश्च, तत्र जैत्रः इष्टः संग्रामे ।—दुर्ग.

(૧૦) लज्जतेर्वा स्यादश्लाघाकर्मणः—ये हि लक्ष्मीवन्तो भवन्ति ते स्वयमात्मानं न श्लाघन्ते ।—दुर्ग. ટીકાકારનું આ કથન સ્પષ્ટ નથી. ખરેખર તો લક્ષ્મીનો મદ ઘણો હોય છે. એથી વિરૂદ્ધ એમ પણ કહી શકાય કે લક્ષ્મીને લીધે લોકો અશ્લાઘ્ય કામ વધારે કરે છે.

क्षिप्रं इत्युपरिष्टात्...—છઠ્ઠા અધ્યાયમાં આ શબ્દ સમજાવેલો છે.

(૧૧) तत्सूर्यस्य देवत्व..—Durga explains RV 1. 111. 4 as follows : 'The divinity and the greatness of the sun is that ignoring all workers in the midst of their work, he rolls up the mat of light which is difficult to be gethered by others, but which the sun rolls up in an instant, without much trouble and without any other help. He has yoked the bay steeds, i. e. rays which draw up fluids—from the stable i. e. the earth. The earth is the सधस्थम् for it is hence that rays extract fluids'. The meaning is that when the rays are withdrawn from the earth, night spreads her garment over all. -સરૂપ.

हरितोऽयानिति वा—દુર્ગાચાર્યને મતે આ ઐતિહાસિકોના અભિપ્રાય અનુસારનો અર્થ છે.

वेसरमहरवयुवती...—ઋચાના છેલ્લા પાદનો યાસ્કે આપેલો આ અર્થ વિચાર્ય છે એને મતે वासः = દિવસ–પ્રકાશતો દિવસ. सिमस्मै = सर्वस्मात्. અહીં अवयुवती ઉમેરવું પડે અને तनुते ના કર્મ તરીકે तमस् સમજવું પડે.

अपि चोपमार्थे...—सरूप ઉપમા સમજાવતા વાક્યનું ભાષાન્તર કરે છે—'Like night he spreads his garment.' ટીકાકાર ઉપમા જુદી જ રીતે સમજે છે—वास इव रात्री तमस्तनुते इत्यर्थः। ખરેખર તો रात्री ઉપમાન છે, वासः નહિ એવું યાસ્કના વાક્યમાંથી ફલિત થાય છે.

(૧૩) अस्त्यादित्यस्तुतिरश्वस्य...—सूर्यदैवत एव मन्त्र उक्तः। स पुनरयमश्वस्तुतौ विनियुक्तस्तदसमञ्जसमिति मन्यमानो भाष्यकारः प्रतिसमाधित्सुराह—अस्त्यादित्यस्तुतिरश्वस्येति। अश्वोऽपि ह्यादित्यात्मना स्तूयते इत्यर्थः। आह कयोपपत्त्या इति। उच्यते-आदित्यादश्वो निष्क्रष्ट इतिः अनयोपपत्त्या सूर्यात्मना अश्वः स्तूयते ॥-दुर्ग.

(૧૪) कायमानश्चायमानः....યાસ્ક कायमानना બે અર્થો આપે છે.. 'જોતો' અથવા 'ઇચ્છા કરતો.' બ્રાસમેન એનો અર્થ 'avoiding or being afraid or respectful' એમ કરે છે દુર્ગનો અભિપ્રાય સમજાવતાં સરૂપ લખે છે-"Desiring the wood, which is the source of thy birth as well as waters, He quotes; waters verily are the source of Agni. Return i. e. lightening, if it is born from waters or the terrestrial fire if generated from the friction of the two sticks."

(૧૫) कनीनके कन्यके...Roth translates the word कनीनका as 'image', and Langlois as 'marionette.' According to Yāska however it means a 'maiden.' Durga explains it by शालभञ्जिका, i. e. an image made of the Sāla tree.-સરૂપ. શાકપૂણિ विद्रधे द्रुपदे આદિ શબ્દોને સપ્તમી એકવચન સમજે છે અને ટીકાકાર-શાકપૂણિ અનુસાર शालभञ्जिकाનો અર્થ આપે છે. યાસ્કનો અભિપ્રાય આપતાં દુર્ગ કહે છે : यास्कस्तु विद्रयोः विकुदिताधोभागयोः दारुपाद्रोः अधिरूढयोः कन्ययोरभिधानपदान्यभिधायकान्येतानि द्विवचनानीति मन्यते। ताभ्यां ह्यश्विन्योः खुराकारत्वेन सारूप्यमस्तीत्येवमुपमानम्।

तुग्व तीर्थं भवति....ટીકાકાર આ અર્થની ઉત્પત્તિ બતાવતાં કહે છે—अत्र दानसंबन्धात्सुग्वशब्दो नद्यभिधानं, प्रसिद्धं हि नद्यां दानम्। नदीसंबन्धाच्च तुग्वशब्दोऽपि तीर्थाभिधायक इत्युपपत्तिः। निगमार्थप्रकाशनाय एवं सूक्तगतोऽपि अन्वीक्षितव्य एवार्थ इत्येतत्प्रदर्शितमाचार्येण।

:(१६) अघ्नसदघ्नान्नं भवति...—મન્ત્રના અનુવાદમાં સ્કરૂપ अघ्नसद्नो અર્થ 'mother' કરે છે. દુર્ગાચાર્ય गृहाधिकारे नियुक्ता अघ्नसाधिका स्त्री એવો અર્થ કરે છે. મંત્ર સમજાવ્યા પછી ટીકાકાર જણાવે છે—एवमेतस्मिन्मन्त्रे सामर्थ्यादघ्नसदित्यघ्नसाधिका स्त्री उच्यते, सा हि तत्काले जनान्दोहका-दोन्बोधयति, उपाप च तत्काल एवागच्छति इत्येवमुपमानमुपपद्यत इत्युपपत्तिः । ટીકાકાર બીજો પણ એક અભિપ્રાય આપે છે—अन्ये तु मक्षिकामघसदं मन्यते, सापि ह्यन्ने सीदति, सनोति वान्नं, तत्काले च प्रतिबुध्यमाना अन्यान्बोधयति इति ।

(१७) दयतिरनेककर्मा—ટીકાકાર दयति અને सुचिते એ બે નો ભેદ દર્શાવતા જણાવે છે – दयति इत्येष शब्दः...अनेकार्थः, न त्वनेकविकल्पप्रकृतिः । यथा सुचिते शब्दस्य अन्येनान्येन धातुना विगृह्यानेकार्थत्वमुक्तम्...नैवमिह । किं तर्हि? एकप्रकृतिरेवाय शब्दोऽनेकार्थो भवतीत्यस्य विशेषस्योपद्योत-नार्थमुदाहरति । एवमुच्यमानेऽप्यनेकार्थत्वे दयतिरनेककर्मेत्येवमुक्तम् । अन्ये तु ब्रुवते-यथा सुचित शब्दोऽनेकार्थोऽनवगतसंस्कारश्च नैवमदम् । किं तर्हि? अनेकार्थ एवायम् ।

दयमान इति—दयति નો છેલ્લો અર્થ આપતાં યાસ્ક इमे सुता इन्दवः... મંત્ર ટાંકે છે. દુર્ગાચાર્ય માત્ર એનો છેલ્લો પાદ સમજાવીને કહે છે. मृग्योऽत्र शेषः । સ્કરૂપ જણાવે છે—"The quotation इमे सुता इन्दवः & c. has not yet been traced. In both the Bib. Ind. and the Bombay editions of Durga's commentary the stanza is given in full. But Durga explains the fourth verse only. His remark, that the rest is to be discovered (..) indicates that he did not know the other verses of the stanza. To include the first three verses in the above-mentioned editions of Durga's commentary is therefore a mistake." "ખરેખર તો અહીં પ્રશ્ન જુદો છે. મંત્રને અન્તે નિરુક્તમાં दयमान इति એમ જણાવ્યું છે. હવે दयमान શબ્દ મંત્રમાં જ આવે છે તો યાસ્કે એનો એ જ શબ્દ પાછો લખ્યો અને એનો અર્થ નથી આપ્યો એ કઈ રીતે સમજી શકાય? યાસ્ક હંમેશાં મંત્રના શબ્દો આપીને તેનો અર્થ પણ આપે છે. સ્કરૂપ दयमानः flying સમજે છે. દુર્ગાચાર્ય કહે છે—दयतिर्गत्यर्थः । दयमान उड्डीयमानः । સ્કન્દસ્વામી અને મહેશ્વરની ટીકામાં જણાવ્યું છે—डीङ् विहायसा गतौ आकाशेन

गच्छतीत्यर्थः । રોથ એમ સૂચવે છે કે दयमानः ને સ્થાને दीयमानः અથવા दयमानः પાઠ હોવો જોઈએ. સરૂપ આખા મંત્રનો અનુવાદ આમ કરે છે : These soma-juices are pressed, let the As'vins, who come at dawn and are of equal valour, drink them. I am (here) indeed to refresh and to salute to you. The crowflying at daybreak has waked me up." મહેન્દ્દલે માને છે કે અહીં वायसः નો અર્થ crow કાગડો નહિ પણ cock કુકડો કરવો જોઈએ. એમને મતે મંત્રનું ભાષાન્તર આ પ્રમાણે થાય—"These some-stalks are pressed; Oh Aśvins who come early in the morning, drink them with one mind. For, I (am here) to praise you in order to win your protection. The cock, taking mercy on me, awakened me when it was dark." લાંબી ચર્ચાને અન્તે શ્રી મહેન્દ્દલે લખે છે—"It is likely that this whole passage was interpolated into the Nirukta by one who misunderstood दयमान of the text to mean 'flying' and finding that it was not included by Yāska tried to make the list of the meanings of √दय् complete by adding the Vedic citation and the cryptic gloss on it. While doing so he obviously overlooked the fact that even though we were to presuppose a verb form दयते 'flies', corresponding to the better form डयते, this would have come from the verb √डी and not √दय्. If this conjecture about the passage being a later interpolation is correct then Yāska can not be regarded to have misunderstood दयमान of the citation." અહીં કુકડા-કાગડાની વાત બાજુએ મૂકીને दयमानः નો 'દયા કરતો' એવો અર્થ કરીએ તો આ બધુ પ્રક્ષિપ્ત છે, કે ગેરસમજથી લખાયું છે એમ માનવાની કોઈ જરૂર નથી. માત્ર એટલું જ સ્વીકારવું પડે કે दयमानः પછી એનો અર્થ સ્પષ્ટ કરતો કોઈક શબ્દ હોવો જોઈએ, જે મૂળ પાઠમાંથી લુપ્ત થયો છે.

(૧૮) अकूपारस्य दावने—ટીકાકાર કહે છે-एतस्मिन्मन्त्रे अकूपारस्य दावने-इत्ययमनयोः पदयोरनुक्रमः, समाम्नाये पुनः दावने अकूपारस्य इति

मन्त्रपाठव्यतिक्रमेणानुक्रमः । तेन ज्ञायतेऽन्यैरेवायमृषिभिः समाम्नायः समाम्नातः, अन्य एव चायं भाष्यकार इति, एको हि समाम्नानं भाष्यं च कुर्वन् प्रयोजनस्याभावादेकमन्त्रगतयोः पाठानुक्रमं नाभङ्क्ष्यत् । अविवक्षितार्थाश्चैते मन्त्रे निगमाः, तेषु सम्पत्या काकतालीयन्यायेन कस्मिंश्चिदेकस्मिंन्नेव निगमे हि पदे आगच्छतस्ते यथोपागते एव भाष्यकारो व्याचष्टे इत्यदोषः ।

सुतुकनः सुतुकनैरिति...—The word सुतुकः is explained as 'moving swiftly' i. e. derived from the root √तुज् or as 'having good off-spring.' On the latter Durga remarks, "The word तुक् is a synonym of offspring. The offspring of Agni is intended to be golden. And Agni himself is called of golden seed and so on" Durga paraphrases सुप्रजाभिः by कुलजैः i. e. of noble breed; or the horses who have noble foals, for it is the horses only who can breed noble foals; i. e. the fact of breeding noble foals implies praise of the horses, and the possession of such horses implies praise of Agni.—स३५.

(१९) देवा नो यथा..—મન્ત્રમાં આવતા असन् નો અર્થ યાસ્કે स्युः આપ્યો છે. ટીકાકાર કહે છે—भाष्येऽपि स्युरित्येष पाठः, असन् इत्येष प्रमाद पाठ । આ પરથી લાગે છે કે દુર્ગના સમયમાં નિરુક્તમાં असन् વાળો પાઠ હશે.

च्यवानमित्यप्यस्य...—યાસ્ક કહે છે च्यवान એવા પણ નિગમો મળે છે અને એવું જ એ અવતરણ પણ આપે છે, च्यवन નું નહિ. ટીકાકાર કહે છે—च्यवनमिति प्रसिद्धमेवेति कृत्वा निगमं न पठति। इतरथा त्वप्रसिद्धमल्पप्रयोगं चैतदिति कृत्वा पठति ।

रजो रजते :—स३५ આનો અનુવાદ કરતાં કહે છે—Rajas is derived from (the root) ranj (to glow). ટીકાકાર रजतेः इति व्युत्पत्तिः એમ કહે છે, પણ જ્યોતી આદિ શબ્દો સમજાવતાં रञ्ज् ધાતુ જ વાપરે છે. નિરુક્તમાં रजतेः છે रञ्जतेः નથી. આપ્ટેના કોષમાં रंज् 1·4 u (रजति-ते, रज्यति-ते...) એમ જણાવ્યું છે. कोपरज्यन्मुखश्रीः के नेत्रे स्वयं रज्यतः

જેવા આપેલાં ટાંકેલાં ઉદાહરણોમાં र અને ज् વચ્ચે અનુનાસિક નથી. એના પ્રેરક રૂપમાં रञ्जयति, બને છે. राग, रजनी, रजक આદિ શબ્દો रज् પરથી બનેલા છે. લેટીનમાં rego શબ્દ છે. આ પરથી લાગે છે કે મૂળ ધાતુ रज् હશે, रञ्ज् નહિ. યાસ્ક रज् નો જ ઉલ્લેખ કરે છે. સરૂપની ભૂલ હોય એમ લાગે છે. વ્હીટની रज् અને रञ्ज् બન્ને પ્રકૃતિઓ નોંધે છે.

**ज्योती रज उच्यते…**—યાસ્ક रजः અને એ પછી આવતા हरः ના અર્થો આપે છે, પણ ઉદાહરણો આપતા નથી-ટીકાકાર કહે છે—भाष्यकारस्तु प्रचुरत्वादेतेषु निगममात्रं पठति । ટીકાકાર જાતે ઉદાહરણો આપે છે.

**विचेतयमानाः**—कर्मकर्तृसाधनानां याथात्म्यं वेददर्शनेन जानानाः । दुर्ग.

**वीहि शूर…व्यन्तः** ના વિવિધ અર્થો આપતાં યાસ્ક वीहि शूर पुरोळाशम्‌માં એનો અર્થ खादतिकर्मा એમ આપે છે તો वीतं पातं पयस उस्रियायाःમાં अश्नीतं એમ આપે છે. દુર્ગાચાર્ય खाद् અને अश्‌નો ભેદ જણાવે છે. प्रसिद्धं हि लोके कठिनद्रव्यस्य भक्षणम्, भक्षयति मोदकादीनि ।….लोकेऽपि हि नातिकठिने नातिद्रवे अश्नाति शब्दः प्रसिद्धः-अश्नाति पायसमिति ।

**मतिभिः सुते**—य एव हि मतिमन्तस्त एव हि सोममभिपोतुं शक्नुवन्ति, नेतरे मतिहीनाः ।-दुर्ग.

**अयमपीतरो हरि…**हरि હરિ શબ્દના બીજા અર્થો પણ हरितवर्णમાંથી જ સમજવાના છે. ટીકાકાર કહે છે-अयमपीतरो हरिर्मर्कट एतस्मादेव इति हरितवर्णत्वाद्धरिरुच्यते । शिरीषकुसुमप्रख्याः केचित्पिंगलकप्रभाः-इति वानराः स्तूयन्ते रामायणे । સરૂપ આ વાક્યનું ભાષાન્તર આપતા કહે છે-This other (meaning of) hariḥ (i. e. a monkey) is derived from the same (root) also. અહીં સરૂપ જે 'root'ની વાત કરે છે તેવું કાંઈ નથી. ખરેખર તો एतस्मात् નો અર્થ एतस्मात् धातोः નહિ પણ દુર્ગ કહે છે તેમ हरितवर्णत्वात् સમજવાનો છે.

**शिश्नदेवा अब्रह्मचर्याः**—Durga's explanation of शिश्नदेवाः does not indicate any reference to phallism. There is no evidence to show that Durga or Yāska was even aware of its existence. According to them the phrase denotes profligate persons whose sole or chief end in life is to gratify

मन्त्रपाठव्यतिक्रमेणानुक्रमः । तेन ज्ञायतेऽन्यैरेवायमृषिभिः समाम्नायः समाम्नातः, अन्य एव चायं भाष्यकार इति, एको हि समाम्नानं भाष्यं च कुर्वन् प्रयोजनस्याभावादेकमन्त्रगतयोः पाठानुक्रमं नाभङ्क्ष्यत् । अविवक्षितार्थाश्चैते मन्त्रे निगमाः, तेषु सम्पत्त्या काकतालीयन्यायेन कस्मिंश्चिदेकस्मिन्नेव निगमे हि पदे आगच्छतस्ते यथोपागते एव भाष्यकारो व्याचष्टे इत्यदोषः ।

सुतुकनः सुतुकनैरिति...—The word सुतुकः is explained as 'moving swiftly' i. e. derived from the root √तुज् or as 'having good off-spring.' On the latter Durga remarks, "The word तुक् is a synonym of offspring. The offspring of Agni is intended to be golden. And Agni himself is called of golden seed and so on" Durga paraphrases सुप्रजाभिः by कुलजैः i. e. of noble breed; or the horses who have noble foals, for it is the horses only who can breed noble foals; i. e. the fact of breeding noble foals implies praise of the horses, and the possession of such horses implies praise of Agni.—સરૂપ.

(૧૯) देवा नो यथा..—મન્ત્રમાં આવતા असन् નો અર્થ યાસ્કે स्युः આપ્યો છે. ટીકાકાર કહે છે—भाष्येऽपि स्युरित्येष पाठः, असन् इत्येष प्रमाद पाठ । આ પરથી લાગે છે કે દુર્ગના સમયમાં નિરુક્તમાં असन् વાળો પાઠ હશે.

च्यवानमित्यप्यस्य...—યાસ્ક કહે છે च्यवान એવા પણ નિગમો મળે છે અને એવું જ એ અવતરણ પણ આપે છે, च्यवन નું નહિ. ટીકાકાર કહે છે—च्यवनमिति प्रसिद्धमेवेति कृत्वा निगमं न पठति। इतरथा त्वप्रसिद्धमल्पप्रयोगं चैतदिति कृत्वा पठति।

रजो रजते:—સરૂપ આનો અનુવાદ કરતાં કહે છે—Rajas is derived from (the root) ranj (to glow). ટીકાકાર रजतेः इति व्युत्पत्तिः એમ કહે છે, પણ ज्योती આદિ શબ્દો સમજાવતાં रञ्ज् ધાતુ જ વાપરે છે. નિરુક્તમાં रजतेः છે रञ्जतेः નથી. આપ્ટેના કોષમાં रंज् 1·4 u (रजति-ते, रज्यति-ते...) એમ જણાવ્યું છે. कोपरज्यन्मुखश्रीः કે नेत्रे स्वयं रज्यतः

જેવા આપેલાં ટાંકેલાં ઉદાહરણોમાં र અને ज् વચ્ચે અનુનાસિક નથી. એના પ્રેરક રૂપમાં रञ्जयति, બને છે. राग, रजनी, रजक આદિ શબ્દો रज् પરથી બનેલા છે. લેટીનમાં rego શબ્દ છે. આ પરથી લાગે છે કે મૂળ ધાતુ रज् હશે, रञ्ज् નહિ. યાસ્ક रज् નો જ ઉલ્લેખ કરે છે. સરૂપની ભૂલ હોય એમ લાગે છે. હ્વીટની रज् અને रञ्ज् બન્ને પ્રકૃતિઓ નોંધે છે.

**ज्योती रज उच्यते...**—યાસ્ક रजः અને એ પછી આવતા हरः ના અર્થો આપે છે, પણ ઉદાહરણો આપતા નથી-ટીકાકાર કહે છે—भाष्यकारस्तु प्रचुरत्वादेतेषु निगममात्र पठति । ટીકાકાર જાતે ઉદાહરણો આપે છે.

**विचेतयमानाः**—कर्मकर्तृसाधनानां याथात्म्यं वेददर्शनेन जानानाः । दुर्ग.

**वीहि शूर...**व्यन्तः ના વિવિધ અર્થો આપતાં યાસ્ક वीहि शूर पुरोळाशम्‌માં એનો અર્થ खादतिकर्मा એમ આપે છે તો वीतं पातं पयस उस्रियायाःમાં अश्नीतं એમ આપે છે. દુર્ગાચાર્ય खाद् અને अश्‌નો ભેદ જણાવે છે. प्रसिद्धं हि लोके कठिनद्रव्यस्य भक्षणम्, भक्षयति मोदकादीनि ।....लोकेऽपि हि नातिकठिने नातिद्रवे अश्नाति शब्दः प्रसिद्धः-अश्नाति पायसमिति ।

**मतिभिः सुते**—य एव हि मतिमन्तस्त एव हि सोममभिपोतुं शक्नुवन्ति, नेतरे मतिहोनाः ।-दुर्ग.

**अयमपीतरो हरि...**हरि હરિ શબ્દના બીજા અર્થો પણ हरितवर्ण માંથી જ સમજવાના છે ટીકાકાર કહે છે-अयमपीतरो हरिर्मर्कट एतस्मादेव इति हरितवर्णत्वाद्धरिरुच्यते । शिरीपकुसुमप्रख्याः केचित्पिगलकप्रभाः-इति वानराः स्तूयन्ते रामायणे । સરૂપ આ વાક્યનું ભાષાન્તર આપતા કહે છે-This other (meaning of) harih (i. e. a monkey) is derived from the same (root) also. અહીં સરૂપ જે 'root'ની વાત કરે છે તેવું કાંઈ નથી. ખરેખર તો एतस्मात् નો અર્થ एतस्मात् धातोः નહિ પણ દુર્ગ કહે છે તેમ हरितवर्णत्वात् સમજવાનો છે.

**शिश्नदेवा अब्रह्मचर्याः**—Durga's explanation of शिश्नदेवाः does not indicate any reference to phallism. There is no evidence to show that Durga or Yāska was even aware of its existence. According to them the phrase denotes profligate persons whose sole or chief end in life is to gratify

मन्त्रपाठव्यतिक्रमेणानुक्रमः । तेन ज्ञायतेऽन्यैरेवायमृषिभिः समाम्नायः समाम्नातः, अन्य एव चायं भाष्यकार इति, एको हि समाम्नानं भाष्यं च कुर्वन् प्रयोजनस्याभावादेकमन्त्रगतयोः पाठानुक्रमं नाभङ्क्ष्यत् । अविवक्षितार्थाश्चैते मन्त्रे निगमाः, तेषु सम्परया काकतालीयन्यायेन कस्मिंश्चिदेकस्मिन्नेव निगमे हि पदे आगच्छतस्ते यथोपागते एव भाष्यकारो व्याचष्टे इत्यदोषः ।

सुतुकनः सुतुकनैरिति...—The word सुतुकः is explained as 'moving swiftly' i. e. derived from the root √तुज् or as 'having good off-spring.' On the latter Durga remarks, "The word तुक् is a synonym of offspring. The offspring of Agni is intended to be golden. And Agni himself is called of golden seed and so on" Durga paraphrases सुप्रजाभिः by कुलजैः i. e. of noble breed; or the horses who have noble foals, for it is the horses only who can breed noble foals; i. e. the fact of breeding noble foals implies praise of the horses, and the possession of such horses implies praise of Agni—સરૂપ.

(૧૯) देवा नो यथा...—મન્ત્રમાં આવતા असन् નો અર્થ યાસ્કે स्युः આપ્યો છે. ટીકાકાર કહે છે—भाष्येऽपि स्युरित्येव पाठः, असन् इत्येव प्रमाद पाठ. । આ પરથી લાગે છે કે દુર્ગના સમયમાં નિરુક્તમાં असन् વાળો પાઠ હશે.

च्यवानमित्यप्यस्य...—યાસ્ક કહે છે च्यवान એવા પણ નિગમો મળે છે અને એનું જ એ અવતરણ પણ આપે છે, च्यवन નું નહિ. ટીકાકાર કહે છે—च्यवनमिति प्रसिद्धमेवेति कृत्वा निगमं न पठति। इतरथा स्वप्रसिद्धमल्पप्रयोगं चैतदिति कृत्वा पठति ।

रजो रजते :—સરૂપ આનો અનુવાદ કરતાં કહે છે—Rajas is derived from (the root) ranj (to glow). ટીકાકાર रजतेः इति व्युत्पत्तिः એમ કહે છે, પણ જ્યોતી આદિ શબ્દો સમજાવતાં रञ्ज् ધાતુ જ વાપરે છે. નિરુક્તમાં रजतेः છે रञ्जतेः નથી. આપ્ટેના કોષમાં रंज् 1.4 u (रजति-ते, रज्यति-ते...) એમ જણાવ્યું છે. कोपरज्यन्मुखश्रीः हे नेत्रे स्वयं रज्यतः

જેવા આપેએ ટાંકેલાં ઉદાહરણોમાં र અને ज् વચ્ચે અનુનાસિક નથી. એના પ્રેરક રૂપમાં रञ्जयति, બને છે. राग, रजनी, रजक આદિ શબ્દો रज् પરથી બનેલા છે. લેટીનમાં rego શબ્દ છે. આ પરથી લાગે છે કે મૂળ ધાતુ रज् હશે, रञ्ज् નહિ. યાસ્ક रज् નો જ ઉલ્લેખ કરે છે. સરૂપની ભૂલ હોય એમ લાગે છે. વ્હીટની रज् અને रञ्ज् બન્ને પ્રકૃતિઓ નોંધે છે.

ज्योती रज उच्यते...—યાસ્ક रज: અને એ પછી આવતા हर: ના અર્થો આપે છે, પણ ઉદાહરણો આપતા નથી–ટીકાકાર કહે છે—भाष्यकारस्तु प्रचुरत्वादेतेषु निगमान्न पठति । ટીકાકાર જાતે ઉદાહરણો આપે છે.

विचेतयमाना:–कर्मकर्तृसाघनानां याथात्म्यं वेददर्शनेन जानाना: । दुर्ग.

वीहि शूर...व्यन्त: ના વિવિધ અર્થો આપતાં યાસ્ક वीहि शूर पुरोळाशम्માં એનો અર્થ खादतिकर्मा એમ આપે છે તો वीतं पातं पयस उस्रियाया:માં अश्नीतं એમ આપે છે. દુર્ગાચાર્ય खाद् અને अश्નો ભેદ જણાવે છે. प्रसिद्धं हि लोके कठिनद्रव्यस्य भक्षणम्, भक्षयति मोदकादीनि ।....लोकेऽपि हि नातिकठिने नातिद्रवे अश्नाति शब्द: प्रसिद्ध:-अश्नाति पायसमिति ।

मतिभि: सुते—य एव हि मतिमन्तस्त एव हि सोममभिषोतुं शक्नुवन्ति, नेतरे मतिहोना: ।–दुर्ग.

अयमपीतरो हरि...हरि હરિ શબ્દના બીજા અર્થો પણ हरितवर्णમાંથી જ સમજવાના છે. ટીકાકાર કહે છે–अयमपीतरो हरिर्मर्कट एतस्मादेव इति हरितवर्णत्वाद्धरिरुच्यते । शिरीषकुसुमप्रख्या: केचित्पिगलकप्रभा:- इति वानरा: स्तूयन्ते रामायणे । સરૂપ આ વાકયનું ભાષાન્તર આપતાં કહે છે-This other (meaning of) harih (i. e. a monkey) is derived from the same (root) also. અહીં સરૂપ જે 'root'ની વાત કરે છે તેવું કાંઈ નથી. ખરેખર તો एतस्मात् નો અર્થ एतस्मात् घातो: નહિ પણ દુર્ગ કહે છે તેમ हरितवर्णत्वात् સમજવાનો છે.

शिश्नदेवा अब्रह्मचर्या:—Durga's explanation of शिश्नदेवा: does not indicate any reference to phallism. There is no evidence to show that Durga or Yāska was even aware of its existence. According to them the phrase denotes profligate persons whose sole or chief end in life is to gratify

their sensual desires. But the phrase is a possessive (bahuvrihi) compound, and can be translated accurately only as "they whose god is the phallus." It may be that the cult of phallus, inasmuch as it originated from the aborigines was not known to Yaska and Durga—સ૩૫.

(૨૦) यत्र जामयः करिष्यन्ति :—યાસ્કે जामि શબ્દના ત્રણ અર્થો આપ્યા છે—अतिरेक, बालिश અને (अ) समान जातीयस्य उपजनः। अतिरेकने માટે ટીકાકાર કહે છે—स्वरान्तशब्दरूपम् अतिरेकनाम भवति पुनरुक्तनामेत्यर्थः तदुत्तरत्र लक्षणतो भविष्यति, तद्यत्संनाम्न्यामृचि समानाभिव्याहारं भवति, तत् जामि भवति इति पुनरुक्ताभिधानत्वेन। जामि शब्दस्य पर्येष्यो निगमः। बालिशना અર્થ માટે પણ દુર્ગાચાર્ય निगम् શોધવાની જ વાત કરે છે—बालिशस्यैतदेव नाम। बालिशो मूर्खः, स हि बाल इव शेते, प्रमादित्वाद्धर्मकार्येषु। एतस्यापि पर्येष्यो निगमः। છેલ્લા અર્થ માટે દુર્ગાચાર્યનો પાઠ असमानजातीयस्य वोपजनः છે અને એમની વ્યાખ્યા આ પ્રમાણે છે ' असमानजातीयो हि पुरुषस्य भगिन्याख्यो भ्राता। सा हि स्त्रीत्वादेवातुल्यजातीयैव पुरुषस्य भवति। जामिरित्येतस्मिन्शब्दे मिः इत्येव उपजन', यदेवोक्तं भवति जा इति तदेव जामीति। उभयथापि मन्त्रेषु प्रयोगो द्रष्टव्य.। અહીં છેલ્લા વાક્યનો અર્થ એ થાય કે બન્ને રીતે મંત્રમાં પ્રયોગ જોવાનો છે. ટીકાકાર જાતે કોઈ અવતરણ આપતા નથી પણ આગલા બે અર્થોમાં એ पर्येष्यः શબ્દ વાપરે છે, જ્યારે અહીં द्रष्टव्यः શબ્દ વાપરે છે. એ પરથી કહી શકાય કે આ પ્રયોગ પ્રસિદ્ધ હોવાથી વિદ્યાર્થીએ જાતે જોઈ લેવો. અહીં उभयथानो અર્થ जा અને जामि એ બન્ને સમાનાર્થ શબ્દો એમ માની શકાય. દુર્ગાચાર્યની ટીકા વાંચતા એક શંકા કરી શકાય. असमानजातीयस्य वा પછી પૂર્ણવિરામ મૂકીને मिः उपजनः એમ નવું વાક્ય સમજી શકાય? તો પછી उभयथा એટલે असमानजातीयस्य અને मिः उपजनः એમ બે રીતે એવો અર્થ કરી શકાય, અને जामिःનાં કુલ ચાર નિર્વચનો આપ્યાં છે એમ માનવું પડે. એ યોગ્ય છે કે નહિ એ પ્રશ્ન જ રહે છે. સ૩૫ને મતે समानजातीयस्य वोपजनः એવો પાઠ છે. એનો અનુવાદ આ પ્રમાણે છે : Jāmi is a synonym of tautology, fool and one born in the same caste. સ૩૫ उपजन શબ્દનો અનુવાદ કરતા જો કે એમના પાઠમાં આ શબ્દ છે. जामि શબ્દ લેતાં નિરુક્તમાં સૌ

પ્રથમ आ घा ता गच्छानुत्तरा युगानि એ ઉદાહરણ આપ્યું છે. ટીકાકાર ચર્ચાની શરૂઆત કરતાં કહે છે—जामिः इत्येतदनेकार्थम् । भगिनी, बालिशः पुनरुक्त चास्याभिधानानि । प्रकरणादेवैतेषामन्यतममस्मिन्नवतिष्ठते । यथानेन तावद्भगिन्युच्यते तथेदमुदाहरणम्–आ घा ता....इति । અર્થાત ટીકાકારને મતે आ घा ता... એ ઉદાહરણ ભગિની નો અર્થ સમજાવવા માટે છે. ઉદાહરણમાં પણ દુર્ગાચાર્ય એ જ રીતે સમજાવે છે—यत्र येषु जामयः भगिन्यः भ्रातृणाम् अजामियोग्यानि मैथुनसंबन्धीनि कर्माणि करिष्यन्ति । कलियुगान्ते हि तादृशः संकरो भवति, न चेदं कलियुगं वर्तत इत्यभप्रायः । ટીકાકાર असमानजातीयस्य નો જે અર્થ આપે છે તે જ અહીં લેવાનો છે સરૂપ यत्र जामयः कृणवन्नजामि નો અનુવાદ આમ કરે છે—'when kinsmen will behave like strangers.' સરૂપ પણ समानजातीयस्य वोपजनः નો અર્થ અહીં લે છે, અર્થાત્ ટીકાકાર અને સરૂપ બન્ને નિરુક્તમાં આપેલા ત્રીજા વિકલ્પ અનુસારનો અર્થ કરે છે સાધારણ રીતે યાસ્ક જ્યારે નિગમ ટાંકે છે ત્યારે શબ્દનો પ્રથમ અર્થ નિગમને અનુસરીને આપે છે અને વૈકલ્પિક અર્થો પછી આપે છે, તો અહીં એથી વિપરીત કેમ થયું ? ઋચામાં યમ-યમીની કથાનો પ્રસંગ છે એટલે દુર્ગે આપેલો ભગિનિનો અર્થ સ્વાભાવિક રીતે જ યોગ્ય છે—'kinsmen 'નો સામાન્ય અર્થ એટલો પ્રસ્તુત નથી. ત્રીજા અધ્યાયમાં યાસ્ક રિક્થ(=વારસો)ની ચર્ચા પ્રસંગોપાત કરે છે ત્યારે न जामये तान्वो...એ મંત્ર ( ૩. ૩૧. ૨ ) ટાંકે છે. ત્યાં એનું નિર્વચન આપતાં યાસ્ક કહે છે—न जामये भगिन्यै । जामिरन्येऽस्यां जनयन्ति जामपत्यम् । जमतेर्वा स्यात् गतिकर्मणो निर्गमनप्राया भवति । ત્યાં जामि નો ભગિનિ એવો સ્પષ્ટ અર્થ આપ્યો છે, અહીં કેમ આપ્યો નથી એ પ્રશ્ન પૂછી શકાય એમ છે. ત્રીજા અધ્યાય પરની ટિપ્પણમાં રાજવાડે जामि શબ્દના વિવિધ અર્થો આપે છે—(1) a mother, (2) a sister, (3) a wife, (4) a friend and (5) one belonging to one's tribe or side. કીથ અને મેકડોનલ રચિત Vedic Indexમાં લખ્યું છે—Jāmi-a word which appears originally to have meant 'related in blood' is not rarely used as an epithet of 'sister' (svasṛ) and sometimes even denotes 'sister' itself, the emphasis being on the blood-relationship... In the neuter the word means 'relationship' like jāmitva, which also occurs in the Ṛgveda. મોનીઅર વીલીઅમ્સના કોશમાં વધારાના અર્થ તરીકે આ પ્રમાણે કહ્યું છે—(In gr. and in liturgy)

: unifomity, repetition, tautology, TS; TBr., SBr. વગેરે. મોનીઅર વીલીયમ્સે આપેલો અર્થ યાસ્કના, अतिरेकनाम જેવો જ છે. આપ્ટેના પરિવર્ધિત કોષમાં customary, usual એવો અર્થ પણ આપ્યો છે. અમરકોષમાં जामिः स्वसृकुलस्त्रियोः એમ જણાવ્યું છે. મનુસ્મૃતિ ૩.૫૭, ૫૮માં जामि શબ્દ સંબન્ધી સ્ત્રીઓના અર્થમાં આવે છે. આ બધામાં કોઈ સ્થળે बालिश નો અર્થ મળતો નથી, એ નોંધવા યોગ્ય છે. પુનરુક્તિનો અર્થ માત્ર વ્યાકરણ અને યજ્ઞક્રિયાના સંદર્ભમાં જ છે. મોનીયર વીલીયમ્સ તૈત્તિરીય સંહિતા, તૈત્તિરીય બ્રાહ્મણ, શતપથ બ્રાહ્મણ વગેરેનો ઉલ્લેખ કરે છે, પણ સંદર્ભ આપતા નથી. દુર્ગાચાર્ય એ અર્થ માટે પણ પર્યેષ્યો निगमः કહે છે, તો કીથ–મેકડોનલ એ અર્થ આપતા જ નથી. સમગ્ર રીતે જોતાં કીથ–મેકડોનલ કહે છે તેમ 'blood-relationship' નો અર્થ મૂળમાં હોવો જોઈએ. जन् ધાતુની जा પ્રકૃતિમાંથી આની વ્યુત્પત્તિ સમજાય એમ છે. બીજા બે અર્થો अतिरेक–बालिश માં નિર્વચન કઈ રીતે સમજવું એ ખ્યાલમાં આવતું નથી. દુર્ગાચાર્ય પણ એ બે અર્થોને जन् ધાતુ સાથે કે કોઈક સારૂપ્ય દ્વારા બીજા કોઈ ધાતુ સાથે જોડવાનો પ્રયાસ કરતા નથી એ મહત્ત્વનો મુદ્દો છે. મેં ઉપર જણાવ્યું કે અહીં જે ક્રમમાં અર્થો આપવામાં આવ્યા છે તે યાસ્કની સાધારણ પદ્ધતિથી વિરુદ્ધ છે, કારણ કે સાધારણ રીતે યાસ્ક નિગમમાં આવતો અર્થ પહેલાં આપે છે. આ ઉપરાંત અહીં બીજા પણ પ્રશ્નો છે. પ્રથમ તો એ કે जन्–जा સાથે આ શબ્દનો સંબન્ધ સ્પષ્ટ હોવા છતાં યાસ્ક એનો સીધો ઉલ્લેખ કેમ કરતા નથી? કદાચ એનો જવાબ એમ આપી શકાય કે ૩.૬ માં એ વાત આવી ગઈ છે. પણ જ્યારે શબ્દોનાં નિર્વચનો આગળ અપાઈ ગયાં હોય ત્યારે યાસ્ક સ્પષ્ટ રીતે કહે છે કે એની વ્યાખ્યા થઈ ગઈ છે—જેમ કે गौर्व्याख्यातः (૪.૨૫), मातुर्व्याख्यातः (૪.૨૪). ઉપરાંત આ તો નિઘંટુનો શબ્દ છે એટલે जामिर्व्याख्यातः એવું વાક્ય આવવું જોઈએ, તે નિરુક્તમાં નથી. બીજું उपबर्हि वृषभाय बाहुमन्यमिच्छस्व सुभगे पतिं मत् એમ કહ્યા પછી યાસ્ક કહે છે—इति व्याख्यातम्।. એનો શો અર્થ થાય? સાધારણ રીતે યાસ્ક व्याख्यातम् કહે છે ત્યારે એનો અર્થ એ થાય કે પહેલાં એની સમજૂતી અપાઈ ગઈ છે. પણ આ ઋચા પહેલાં તો આવી નથી. ટીકાકાર આ મુશ્કેલી સમજીને કહે છે—निगदसिद्धमेवैतदित्यर्थः। अथवैतानि पदानि अधस्तात् तत्र तत्र व्याख्यातानि, यथा–अन्यो नानेयः–इत्येवमादि उपेक्षितव्यम्।. સરૂપના

ચારકે માત્ર जामित्र्यातिरेचनात: એટલું જ લખ્યું હોય. પણ जामि શબ્દ અનેકાર્થક શબ્દોના સમૂહમાં છે અને એના બીજા પણ અર્થો છે એ જોઈને પાછળથી કોઈકે યાસ્કના લખાણને વધારવાનો પ્રયત્ન કર્યો હોય.

(૨૫) द्यौर्मे पिता पाता वा :—Durga explains the stanza RV I.164 33 as follows. Heaven is my father, the proginator, the great earth is my mother, because the rain descends from heaven to earth, helps the various herbs and plants to grow, which nourish the body and endow it with seed of future generations; heaven and earth are therefore the primaeval cause of life. The intermediate space is the womb; i. e. the source of rain-water The father has bestowed the life-germ on the daughter, i. e. the cloud has bestowed the rainwater on the earth. The earth is here called the daughter (du-hitā, because it is placed at a great distance from the cloud. dūre-hitā)–સરૂપ. દુર્ગાચાર્ય दुहिता નો दूरे हिता ઉપરાંત બીજો વૈકલ્પિક અર્થ પણ આપે છે–अथवा सा ह्रीह द्युलोकं दोग्धीति दुहिता।

शंयुः सुखयु :—ટીકાકારના પાઠમાં આ વાક્ય નથી. સરૂપ કહે છે–' the explanation within square brackets is contradictory to Yāska's comment and is thus an indirect argument in support of its spurious character ' સરૂપ शंयु सुखयुः નો અનુવાદ મોટા કૌંસમાં મૂકે છે

अथापि शंयुर्बार्हस्पत्य :—शंयु. बृहस्पतिपुत्र इति। एतस्मिन्मन्त्रे विशेषलिंगमस्ति, तदन्यस्मात् श्रुतिलिंगात् कुतश्चिदुपलभ्यमानद्वा एतावदेव स्वेतस्मात् मन्त्रात् सिद्धम्। एकमेवेदं पदमविभ्यं निरुच्यते, पञ्चम्यन्तं वा षष्ठयन्तं वा, न यथा पूर्वस्मिन्मन्त्रार्थसंभवाच्छंयु शब्दो विभक्त इति।– દુર્ગ. ટીકાકાર જાતે शंयोरावृणीमहे માં शंयोः आत्मानमभिसंपाद्य એમ છઠ્ઠી વિભક્તિ સમજે છે આ સાથે જ शंयोः सकाशात् એમ પાંચમી વિભક્તિ પણ કેટલાક માને છે એમ કહે છે.

(૨૨) अदितिरदीना देवमाता—દુર્ગાચાર્ય જણાવે છે કે अदीना નૈરુક્તોના અભિપ્રાયાનુસારી અર્થ છે તો देवमाता એ ઐતિહાસિકોનો મત છે.

(૨૩) जस्तमिव श्येनम्—ટીકાકાર જસ્તનો અર્થ બદ્ધ એવો કરે છે—बद्धं स्नायुतन्तुना, य एव पाशिक इति प्रसिद्धो राज्ञाम् स हि बद्धत्वादुत्पतितुमत्यर्थं न शक्नोति, नीचैरेव च गच्छति, गत्वा च शशकादीनि हिनस्ति सत्त्वानी ।......एवमिह नोचायमानं श्येनमित्यनेन संबन्धाज्जसुरिर्बद्ध इत्युपपद्यते, न ह्यबद्धः श्येनो नीचैरयते ।' સરૂપ એની ટીકા કરતાં કહે છે—There is a contradiction in Druga's explanation; जस्तम् derived from the √जस् means 'liberate', 'free', 'let loose'. जस् ધાતુના વિવિધ અર્થો નિર્વચનસૂચીમાં આપેલા છે. મંત્રનો અર્થ જોતા સરૂપની વાત સાચી લાગે છે; પણ દુર્ગાચાર્યનું એક કથન મહત્ત્વનું છે—प्रसिद्धो राज्ञाम्. અસલના રાજાઓ કુકડા-લડાઈ કે બકરા-લડાઈનો આનન્દ મેળવતા તથા જુદી જુદી રીતે શીકારના પણ શોખીન હતા. તો એવું પણ બને કે બાજની પાંખ સહજ બાંધી લેવાથી બાજ ઘણું ઊંચે ઉડી ન શકે અને માત્ર સાધારણ ઊડીને સસલા વગેરેનો શિકાર કરે. સાંકળે બાંધેલા કૂતરાનો ઉપયોગ શીકારીઓ કરે જ છે. આવી કોઈક પ્રથા અસ્તિત્વમાં હોય અને દુર્ગના ખ્યાલમાં હોવાથી એણે એ રીતે અર્થ ઘટાવ્યો હોય એવી પૂરી શકયતા છે. અન્યથા प्रसिद्धो राज्ञाम् એ શબ્દોમાં ટીકાકારે માત્ર કલ્પના કરી હોય એમ માનવું પડે—તે યોગ્ય નથી.

(૨૫) अत्र ह गोः—गोः શબ્દની ચર્ચા યાસ્કે બીજા અધ્યાયમાં કરેલી છે. ત્યાં કહ્યું છે કે—अत्राह गोरमन्वत इति तदुपरिष्टाद् व्याख्यास्यामः । (૨-૬) તે જ નિગમ અહીં ટાંકયો છે. મંત્રના અર્થઘટનમાં ટીકાકાર त्वष्टुः ના બે અર્થો આપે છે—आदित्यस्य मण्डलात् અથવા आदित्यस्य स्वभूता रश्मयः એમ સમજવું.

देवपीयुम्:—देवहिंसिता, स्वभोगप्रधानः, न यष्टा देवानाम् ।—दुर्ग.

ऋधगिति पृथग्भावस्य:—યાસ્ક ऋधक् શબ્દના બે અર્થો આપે છે—પૃથગ્ભાવ અને સમૃદ્ધિ. ऋधगया ऋधगुताशमिष्ठाः માં યાસ્કની વ્યાખ્યા અનુસાર ऋधक् નો અર્થ સમૃદ્ધિનો થાય છે. દુર્ગાચાર્ય કહે છે—ऋधगयाः त्वमल्पमपि हुतमस्माभिः सद्भविः ऋधगेव ऋद्धमेव देवतातृप्तिसमर्थं बहु कुर्वन् अयाः त्वं यागमकार्षीरित्यर्थः । ...अपि च यदापि किञ्चिद्विगुणमकार्ष्म वयमेतस्मिन्यज्ञे तदपि सर्वमेवासमृद्धं समृद्धगुणमेव कुर्वन् पापस्य यज्ञस्य अशमिष्ठाः स्विष्टकृद्रूपेण शमितवानसि ।. ટીકાકાર જણાવે છે કે ऋधग् શબ્દના પૃથગ્ભાવના અર્થ માટે यदिन्द्र दिवि पार्ये यदृधक् એ ઉદાહરણ આપવું જોઈએ. દુર્ગાચાર્ય બીજા વિદ્વાનોનો મત આપે છે કે ટાંકેલા મંત્રમાં જ બન્ને અર્થો સમજવાના છે—

अन्ये पुनर्मन्यन्ते । ऋधगया ऋधगुताशमिष्ठाः इत्येतयोरेव ऋधक् शब्दयोः पूर्वः पृथग्भावार्थः उत्तर ऋध्नोत्यथ इत्यर्थः इति । तदेतदुपपद्यते मिथ्याण्यपि हवींषि हुतानि सन्ति, स्वमग्ने ऋधक् पृथगेव कृत्वा ततो देवानयाक्षीर्न ते सम्मोहोऽस्तीत्यभिप्रायः-ऋधगुताशमिष्ठाः-इत्येष यथाव्याख्यात एव ।. ટીકાકાર માને છે કે ऋधक्ના બે જુદા જુદા અર્થો સમજવા અંગેના મત કરતાં આગલો મત વધારે સ્વીકાર્ય છે. એક તો યાસ્કે अथापि ऋध्नोत्यर्थे दृश्यते એમ કહ્યા પછી આ નિગમ ટાંક્યો છે. બીજું યાસ્કે निर्वचनમાં પણ ऋध्नुवन् શબ્દ જ વાપર્યો છે.

**अस्या इति चास्येति च :—** अस्याः અને अस्य પ્રધાનવાચક છે કે ગૌણના વાચક છે તે સ્વરની વિશેષતાથી સમજાય છે. યાસ્ક કહે છે उदात्तं प्रथमादेशे। અહીં प्रथम = મુખ્ય, પ્રધાન. જો પ્રધાન અર્થના વાચક હોય તો આ શબ્દો ઉદાત્ત બને છે प्रधानं कंचिदर्थमभिदधत् एतत्पदद्वयमुदात्त भवति ।– દુર્ગ अन्वादेशे-प्रधानमनु यो वर्तते गुणभावेन-દુર્ગ. અર્થાત્ ગૌણ અર્થનું અભિધાન હોય તો અનુદાત્ત રહે છે अस्या उ पु ण...એ મંત્રમાં अस्याः નો स्याः ઉદાત્ત છે. ટીકાકાર કહે છે—एवमत्र सति. प्रधानेति कृत्वा अस्याः इत्येतदन्तोदात्तम् । अन्तोदात्तमपि च सत् उदात्तमित्युक्तं भाष्यकारेण, एकदेशस्योदात्तत्वात् । અનુદાત્ત अस्याः માટે યાસ્કે दीर्घायुरस्या यः पतिः... એ મંત્ર ટાંક્યો છે દુર્ગાચાર્ય કહે છે—एतस्मिन्मन्त्रे भर्तृकन्यासयोगे सति भर्तैव प्रधानं, अस्य ह्यायुराशास्यते । तस्य लक्षणार्था पत्नी । तस्मात् दीर्घायुरस्या यः पतिः इत्येतदनुदात्तम् । આ પછી આવતા अस्य वामस्य पलितस्य....એ મન્ત્રમાં પ્રથમ अस्य અન્તોદાત્ત છે જ્યારે બીજા પાદમાં આવતો अस्य અનુદાત્ત છે. ટીકાકાર કહે છે—एवमेतस्मिन् मन्त्रे सूर्यः प्रधानः सूक्ते सूर्याधिकारात् । तस्मात् अस्य वामस्य इत्येषः अस्य शब्द अन्तोदात्तः । वायुस्त्वप्रधानम्, तस्मात् तृतीयो भ्राता घृतपृष्ठ अस्य इत्येषः अस्य शब्दोऽनुदात्तः । આ રીતે સ્વર વિશેષના સમજાવ્યા પછી ટીકાકાર બીજા અભિપ્રાય આપે છે–अन्ये तु मन्यन्ते । प्रथमादेशो नाम प्रारम्भः, तत्र यद् वर्तते, तदुदात्तं भवति, प्रधानार्थतरमुदात्तमित्यनेनैव लक्षणेन ।......अन्वादेशो नाम, अन्यस्य पदस्य पश्चादादेशः, तत्र वर्तमानमनुदात्तं भवति । पदात्परस्य निपातो भवतीति लक्षणचिदोऽपि युक्तं । तथानुदात्तत्वेनैव लक्षणेनाल्पीयोर्थतरम प्रधानार्थतरं भवति । અર્થાત્ જે પ્રારંભમાં આવે તે ઉદાત્ત હોય અને તેથી પ્રધાન ગણાય. જે પદની પછી આવે તે અનુદાત્ત હોય અને તેથી અપ્રધાન મનાય. યાસ્ક જાતે प्रथमादेशे અને अन्वादेशे નો અર્થ तीव्रार्थतर अल्पीयोऽर्थतर આપે છે તે જોતાં ટીકાકારે આપેલો પ્રથમ અર્થ વધારે યોગ્ય લાગે છે.

अस्यै नः सातये—યાસ્ક अस्या उ षु....એ મંત્રનો અર્થ આપતાં अस्यै नः सातये કહે છે. આમ अस्यै એ सातये નું વિશેષણ તથા ચતુર્થી એકવચન બને છે. આ ઉદાહરણ अस्याः પદ સમજાવવા માટે છે. अस्याः उ એ સન્ધિમાં अस्यै અને अस्याः એમ બન્ને રીતે વિગ્રહ થઈ શકે. પણ જો નિઘણ્ટુનું પદ ષષ્ઠ્યન્ત હોય તો નિગમમાં ચતુર્થ્યન્ત પદ સમજવું યોગ્ય છે? અર્થની દૃષ્ટિએ ખાસ ફેર પડતો નથી કારણ કે अस्याः સમજીએ તો 'આની પ્રાપ્તિ માટે' અને अस्यै સમજીએ તો 'આ પ્રાપ્તિ માટે' એવો અર્થ થાય. વ્યાકરણની દૃષ્ટિએ ભેદ પડે છે, કારણ કે अस्यै એ सातये નું વિશેષણ છે, જ્યારે अस्याः એ सातये નો વિષય બતાવે છે.

अजाश्वेति पूषणमाह—Roth thinks that the text is corrupt and the word अजाश्व is superfluous. I do not agree with Roth, for with a proper punctuation the sentence is quite clear. It is to be read thus: *अजाश्वेति पूषणमाह । अजाश्व । अजा अजना ।*. The author calls Pūṣan *goat-teamed*. Goat-teamed i. e. goats are the courcers.-સ્કન્દ ટીકાકાર अजाश्व ના બે અર્થો આપે છે-अजनाश्व गमनाश्व, छागाश्व वा ।

(२६) तृतीयो भ्राता :—श्रूयते वायव्ये मन्त्रे । वायु आदित्यः अग्निः इत्येवं पारसवाय वायोस्तृतीयोऽग्निर्भवति । वायुरपि च ज्योतिरेव-वायुना ज्योतिषा इति ह विज्ञायते ।-दुर्ग.

सप्तपुत्र सप्तमपुत्रं :—ટીકાકારને મતે सप्तमपुत्रम् ના બે અર્થો થાય છે. એતિહાસિકો કહે છે કે આદિત્ય સાતમો પુત્ર છે બ્રાહ્મણ ગ્રન્થમાં કહ્યું છે-मृतपितरमण्डमवापद्यते, तस्मिन्नादित्यं सप्तम इन्द्रोऽष्टम इति ह विज्ञायते । બીજો અર્થ આપતાં ટીકાકાર કહે છે-सप्तसंख्याका युक्ता अस्य रश्मयः पुत्राः तेनासौ सप्तपुत्रः ।

(२७) हिम पुनर्हन्ते :—तद्धि हन्ति ओषधिवनस्पतीन् प्रकिरति । हिनोतेर्वा तर्पणार्थस्य । तेन हि पुष्यन्ति यवादयः । गमनार्थस्य वा हन्तेः । तद्धि गमयति क्षयं भूतानि ।-दुर्ग. ગત્યર્થ हन् અનુસાર ટીકાકારે આપેલી વ્યાખ્યા ઉચિત લાગતી નથી.

अभिसंगिनष्ठन्ते :—आश्रितानि विनाशमुपयान्ति । विनाशोऽपि हि संस्थोच्यते । संस्थितः पिता मम इत्युक्ते मृतः इति गम्यते ।-दुर्ग.

पञ्चदश चलाचलास :—द्वितीयो नकारः समुच्चयार्थः ।-दुर्ग.

अस्यै नः सातये—યાસ્ક ( તે) દેવ અમુક અર્થ આપવા માટે સમર્થ
अस्यै नः सातये કહે છે. ઐાખ્યાનમાં ટીકાકાર इच्छन् = जानानः એવો
એકવચન બને છે. આ ઉર્થમ વ્યાખ્યાનમાં એનો સીધો અર્થ 'ઈચ્છા કરતો'
એ સન્ધિમાં अस्यै એ પ્રથમ વ્યાખ્યાન વધારે ઉચિત છે. બૃહદ્દેવતામાં પણ
નિઘણ્ટુનું પદ પષ્ટ્ય કહ્યું છે—
અર્થની દષ્ટિએ
પ્રાપ્તિ માટે 'नामिच्छन्नृषिर्देवं यं यमाहायमस्त्विति ।
વ્યાકરણ प्राधान्येन स्तुवन्भक्तया मन्त्रस्तद्देव एव सः ॥ (१·१)
જ્યાં ટીકાકાર વધારેમાં જણાવે છે કે સ્તુતિ ચતુર્વિધ છે–नाम्ना बन्धुभिः कर्मणा रूपेणेति ।. શૌનક પણ કહે છે—

स्तुतिस्तु नाम्ना रूपेण कर्मणा बान्धवेन च । (१·७)

तास्त्रिविधा ऋच :—અહીં ઋચાઓનો જ ઉલ્લેખ કર્યો છે, યજુઃ નો નહિ તે માટે દુર્ગ કહે છે-ऋच एव हि प्रायेणातितरामपिहितार्थाः, न तथा यजूंपि । तासु हि विज्ञातासु यजूंष्यपि विज्ञातान्येव भवन्ति । तस्माद्दच एव पुरस्कृत्य ब्रवीति ।. આ વાક્યમાં ताः = याः काश्चन सर्ववेदेषु ऋचः ताः सर्वा अपि એમ ટીકાકાર કહે છે. સરૂપના અનુવાદમાં–'The stanzas to which reference has just been made'—એમ લખ્યું છે. નીચે પાદટીપમાં સરૂપ લખે છે–The clause 'to which been made' is not the literal translation, but rather gives expression to the contextual meaning of the word tāḥ used by Yāska. ખરેખર તો અહીં આગળ કશો ઉલ્લેખ થયો નથી. આગલા વાક્યમાં મંત્રના દેવતાની વાત કરી છે અને અહીંથી ઋચાઓનું પૃથક્કરણ શરૂ થાય છે. અહીં ताः = તે ઋચાઓ એટલો જ અર્થ થાય.

तत्र परोक्षकृता :—પરોક્ષકૃત મન્ત્રોમાં બધી જ વિભક્તિઓનો ઉપયોગ થાય છે તેનાં યાસ્કે સાત ઉદાહરણો આપ્યાં છે.

( २ ) अथ प्रत्यक्षकृता :—પ્રત્યક્ષકૃત મંત્રોમાં ક્રિયાપદનો બીજો પુરુષ અને युष्मद् સર્વનામ વપરાય છે. અહીં મધ્યમ પુરુષ અને त्वम् બન્ને લખવાનું પ્રયોજન જણાવતાં ટીકાકાર કહે છે. यत्र त्वमित्येवं श्रूयते तत्राविद्यमानोऽपि मध्यमः पुरुषोऽध्याहार्यः । यत्र तु मध्यमः पुरुषः श्रूयते तत्राविद्यमानमपि त्वमित्येतत्सर्वनामाध्याहार्यं, सम्बन्धिशब्दत्वादनयोः ।

**अथापि प्रत्यक्षकृता** :—યારક જણાવે છે કે જેમાં સ્તોતાઓ પ્રત્યક્ષ હોય અને સ્તોતવ્ય પરોક્ષ હોય એવા પણ મંત્રો છે. આવા મંત્રોને પ્રત્યક્ષકૃત ગણવા કે પરોક્ષકૃત ગણવા તે વિષે યારક કોઈ સ્પષ્ટતા કરતા નથી.

**अथाध्यात्मिक्य** :—અહીં પણ ઉત્તમપુરુષપ્રયોગ અને अस्मत् સર્વનામ બન્નેના ઉપયોગ માટે ટીકાકાર મધ્યમ પુરુષપ્રયોગ અને युष्मत् માટે જે કહ્યું છે તેવી જ સ્પષ્ટતા કરે છે. *

**इन्द्रो वैकुण्ठो** :—विकुण्ठा नामासुरी बभूव, तस्याः किल तपसः प्रभावेणापत्यत्वमिन्द्र आजगाम, न वैकुण्ठो नाम बभुव ।-दुर्ग.

( ૩ ) **परोक्षकृताः प्रत्यक्षकृताश्च** :—યારક કહે છે કે પરોક્ષકૃત અને પ્રત્યક્ષકૃત મંત્રો ઘણા છે તો આધ્યાત્મિક અલ્પ છે. મને લાગે છે કે યારકના આ વિભાજન અંગે થોડી સ્પષ્ટતા કરવાની જરૂર છે. જે દેવોની માત્ર સ્તુતિ કરવામાં આવી હોય, સંબોધન નહિ તે પરોક્ષકૃત ગણાય. અર્થાત્ અહીં દેવો પરોક્ષ છે. દેવોને જો સીધું સંબોધન કરવામાં આવ્યું હોય તો દેવો પ્રત્યક્ષ છે એમ માનીને જ થઈ શકે, આથી એને પ્રત્યક્ષકૃત ગણાય. આધ્યાત્મિકી ઋચાઓમાં તત્ત્વજ્ઞાનની કોઈ વાત નથી, પણ કેટલાક સૂક્તોમાં દેવોના મુખમાં જ એમની પોતાની મહત્તાનું વર્ણન કરવામાં આવેલું છે, એને આધ્યાત્મિક મંત્રો કહ્યા છે. જો સ્તોતાઓને સંબોધન કરવામાં આવ્યું હોય, પણ ખરેખર સ્તુતિ કોઈક દેવતાની કરવાનો ઉદ્દેશ હોય તો તે પ્રત્યક્ષકૃત અને પરોક્ષકૃત બન્ને કહી શકાય; જો કે મેં ઉપર જણાવ્યું તેમ યારકે માત્ર એની નોંધ લીધી છે, સ્પષ્ટતા કરી નથી.•

**एवमुच्चावचैरभिप्रायैः** :—સ્તવનની પદ્ધતિની દૃષ્ટિએ પૃથક્કરણ કર્યા પછી યારક વેદમાં આવતા વિચારોની દૃષ્ટિએ પૃથક્કરણ કરે છે. એમને મતે મંત્રોમાં સ્તુતિ, આશીર્વાદ, શપથ, અભિશાપ, આચિખ્યાસા પરિદેવના, નિન્દા અને પ્રશંસા જોવામાં આવે છે. બૃહદ્દેવતામાં આ દૃષ્ટિએ કરેલા વર્ગીકરણમાં ૩૫ થી વધુ ભેદો આપેલા છે :

मन्त्रा नानाप्रकाराः स्युर्दृष्टा ये मन्त्रदर्शिभिः ।
स्तुत्या चैव विभूत्या च प्रभावाद्देवतात्मनः ॥
स्तुतिः प्रशंसा निन्दा च संशयः परिदेवना ।
स्पृहाशीः कत्थना याञ्चा प्रश्नः प्रैषः प्रवल्हिका ॥
नियोगश्चानुयोगश्च श्लाघा विलपितं च यत् ।
आचिख्यासाथ संलापः पविश्राख्यानमेव च ।

आर्हनस्या नमस्कारः प्रतिराधस्तथैव च ।
संकल्पश्च प्रलापश्च प्रतिवाक्यं तथैव च ॥
प्रतिषेधोपदेशौ च प्रमादापह्नवौ च ह ।
उपप्रैषश्च यः प्रोक्तः संज्वरो यश्च विस्मयः ।
आक्रोशोऽभिष्टवश्चैव क्षेपः शापस्तथैव च । ( १·३४–३९ )

શૌનક એ બધાનાં ઉદાહરણો પણ આપે છે.

(૪) यद्दैवतः स यज्ञो वा...—ટીકાકાર આ અને એની પછીનાં કેટલાંક વાક્યોના બે અર્થો આપે છે. પ્રથમ અર્થ પ્રમાણે यद्दैवतः स यज्ञः—જે યજ્ઞમાં મંત્રનો વિનિયોગ થતો હોય તે યજ્ઞના જે દેવતા હોય તે દેવતા તે મંત્રના જાણવા. જેમકે आग्नेयोऽग्निष्टोमः એમ શ્રુતિમાં કહ્યું છે એટલે અગ્નિષ્ટોમમાં વિનિયુક્ત મંત્રો અગ્નિના સમજવા. દુર્ગ અહીં એક ન્યાય પણ ટાંકે છે—प्रकरणाद्धि सन्दिग्धदेवतेषु देवतानियमः । यज्ञांग વિશે ટીકાકાર કહે છે—प्रातः सवने यो विनियुज्यते स आग्नेयः, यो माध्यन्दिने स ऐन्द्रः यस्तृतीयसवने स आदित्यः । બીજા અર્થ મુજબ यद्दैवतः स यज्ञः = यद्दैवतं प्रधान हविः, અહીં મુખ્ય હવિ જે દેવતા માટે હોય અને તેના સંસ્કાર માટે જે મંત્ર હોય તે મંત્રના તે દેવતા જાણવા. ઉપરાંત જે દેવતાના અધિકારમાં નોદક આદેશ કરે છે તે તેના દેવતા માનવા. यज्ञाग वा એ આધાર વગેરેના અભિપ્રાયથી સમજવું. ऋषभोऽसि शाक्वरः નો વિનિયોગ સૌત્રમાં છે અને તે પ્રાજાપત્ય હોવાથી આ મંત્ર પણ પ્રજાપતિનો માનવો.

अथान्यत्र यज्ञात्...અહીં ટીકાકારે આપેલા એક અર્થ પ્રમાણે अन्यत्र यज्ञात् માં उत्सन्नप्रयोग સમજવાનો છે. કેટલીક યજ્ઞક્રિયાઓ પ્રાચીનકાળમાં થતી પણ પછીથી સમય જતાં એનો લોપ થયો. બ્રાહ્મણગ્રન્થોમાં પણ उत्सन्नयज्ञो वा एषः એવાં વાક્યો મળે છે. બીજા અર્થ પ્રમાણે अन्यत्र यज्ञात् = જે મંત્રોનો યજ્ઞકર્મમાં વિનિયોગ ન થયો હોય તેવા; જેમકે નૈષ્ઠિક બ્રહ્મચારીના ઉપાકરણ, બ્રહ્મયજ્ઞ, જપ, પ્રાયશ્ચિત આદિમાં દેવતાના જ્ઞાન વિના જે યજ્ઞ કરાવે કે અધ્યાપન કરે તેને માટે પ્રત્યવાય પણ બતાવેલો છે. એટલે દેવતાનું અન્વેષણ તો કરવું જ જોઈએ. અહીં યાસ્ક વિવિધ મતો આપે છે. યાજ્ઞિકોને મતે એવા બધા મંત્રોને પ્રજાપતિના ગણવા. ટીકાકાર કહે છે—अनिरुक्तो हि प्रजापतिः, अनिरुक्तदेवतालिंगाश्च मन्त्रा इत्येतस्मात्सामान्यात् ।

नाराशंसा इति नैरुक्ताः—આગલા વાક્યમાં યાજ્ઞિકોનો મત આપીને યાસ્ક હવે નૈરુક્તોનો મત આપે છે. જે મંત્રોનો યજ્ઞક્રિયામાં વિનિયોગ ન હોય

તે મંત્રો નારાશંસ ગણવા. નરાશંસને માટે આપ્રિ દેવતાઓની ચર્ચામાં બે મતો આપેલા છે-यज्ञ इति कात्थक्यः अग्निरिति शाकपूणिः। ટીકાકાર કહે છે કે विष्णुर्वै यज्ञः એ બ્રાહ્મણ વાકયને આધારે यज्ञ શબ્દ વિષ્ણુનો દ્યોતક સમજવો. ઉપરાંત યજ્ઞમાંથી આખા જગતનો પ્રભવ થયો છે એટલે યજ્ઞનું શ્રેષ્ઠત્વ સમજી શકાય. अग्नि નો અર્થ લઈએ તો જેમાં દેવતાઓ અનાવિષ્કૃત હોય તેવા અને વિનિયોગ ન આપ્યો હોય એવા મંત્રોને આગ્નેય ગણવા. ટીકાકાર આ માટે अग्निर्वै सर्वा देवताः એવું વચન ટાંકે છે. દુર્ગાચાર્ય બીજો પણ એક મત આપીને એનું ખંડન કરે છે. केचित्तु नराः प्रशस्यन्ते स नाराशंसो मन्त्रः इति पश्यन्तो मनुष्यस्तुतयस्ता इत्येवं मन्यन्ते। तदयुक्तम्। न हि मनुष्याणामनाविष्कृतलिंगैर्मन्त्रैः स्तुतिरुपपद्यते, दुर्बोध्यत्वात् तेषामल्पबुद्धित्वाच्च मनुष्याणामिति। ટીકાકાર આ વાક્યનો બીજો અર્થ આપતાં કહે છે-नाराशंसा इति नैरुक्ताः सौर्या वा आग्नेया वा। અહીં પહેલા અર્થથી એટલો જ ભેદ છે કે નરાશસનો અર્થ 'સૂર્ય અથવા અગ્નિ' કરવામાં આવ્યો છે.

अपि वा सा कामदेवता स्यात्:—જે મંત્રોના દેવતા અનાવિષ્કૃત હોય તેમાં દેવતાની કલ્પના સ્વેચ્છાએ કરવી. ટીકાકાર सा સર્વનામ કોને લાગૂ પડે તે અનુસાર બે અર્થ આપે છે. પ્રથમ અર્થ મુજબ सा ऋक् (स मन्त्रः) कामदेवता (कामदेवतः) એમ વાકય સમજવુ બીજા અર્થ મુજબ सा સર્વનામ દેવતાને લાગૂ પાડીને વાકય સમજવું. દુર્ગાચાર્ય આ ઉપરાંત ત્રીજો પણ અર્થ આપે છે-अथवा प्रयोक्ता यत्कामस्त मन्त्र प्रयुङ्क्ते तस्य कामस्य या देवता अधिपतिः तामेव तस्मिन्नभिसन्दधीत।

'प्रायोदेवता वा:—ટીકાકાર કહે છે કે प्रायः શબ્દ અધિકારના અર્થમાં છે. અધ્યયનપાઠના ક્રમમાં આવો મંત્ર જે દેવતાના અધિકારમાં આવતો હોય તે દેવતા તે મંત્રના જાણવા. અગ્નિના અધિકારમાં આવતો મંત્ર આગ્નેય તથા ઈન્દ્રના અધિકારમાં આવતો ઐન્દ્ર ગણવો. ટીકાકારે બીજો અર્થ આપતાં प्रायः= बाहुल्यम् એવી વ્યાખ્યા કરી છે. अनृतप्रायो देवदत्तः એ વાકયનો અર્થ अनृतबहुल એવો થાય છે, તેમ અહીં પણ દેવોનું બાહુલ્ય સમજવાનું છે. પછીનું વાકય આના સમર્થનમાં સમજવાનું છે. એવો આચાર છે કે નિર્દિષ્ટ દ્રવ્યોમાંથી જે કાંઈ બાકી રહે તે સર્વને માટે સમાન ગણવું. ટીકાકાર કહે છે તેમ-तद्यथा कश्चिद् गृही निर्दिशति इदं मे देवदेवस्य द्रव्यम्, इदं मे अतिथिदेवस्यम्, इदं मे पितृदेवस्यम् इति। तथैवं निर्दिष्टे तता राशेर्यदन्यदवशिष्यते तद्देवपितृ-

मनुष्याणां साधारणं भवति । સરૂપ अपि वा कामदेवता....થી આખા વાક્યનો અનુવાદ આ પ્રમાણે આપે છે: "Or else the deity may be an optional one or even a group of deities. It is indeed a very prevalent practice, (in everyday life) in the world (to dedicate things in common) including what is sacred to gods, to guests and to the manes." મને લાગે છે કે ટીકાકારનો અર્થ વાક્યનો ખરો અર્થ આપે છે એમ માનવું મુશ્કેલ છે. કદાચ અહીં देववेदत्यम्, अतिथिदेवत्यम्, અને पितृदेवत्यम् કોઈ ચોક્કસ દેવ કે અતિથિ કે પિતૃને માટે નહિ પણ બધા જ દેવો કે અતિથિઓ કે પિતૃઓ માટે છે. તેવી રીતે મંત્રો પણ બધા દેવો માટે છે એમ સમજવું. અહીં બાકી રહેલા દ્રવ્યની કોઈ વાત લાગતી નથી, સરૂપ प्रायोदेवता નો અર્થ group of deities કરે છે તે અનુસાર કોઈ ચોક્કસ જુથ સમજવું પડે. યાસ્કને એ અભિપ્રેત નથી લાગતું.

याज्ञदैवतो मन्त्र :—આ વાક્ય સમજવું મુશ્કેલ છે સરૂપ એનો અનુવાદ કરતાં કહે છે—"As to the view that a stanza belongs to the deity to whom the sacrifice is offered, (it may be objected) that non-deities are also praised like deities e. g. the objects beginning with horse and ending with herbs, together with eight pairs. ટીકાકાર આને જુદી જ રીતે સમજાવે છે. याज्ञदैवतो मन्त्रः = याज्ञो वा दैवतो वा । યજ્ઞ એ વિષ્ણુ છે અને નૈરુક્તોને મતે વિષ્ણુ આદિત્ય છે એટલે જેમાં દેવતા અનાવિષ્કૃત છે તેવા મંત્રને આદિત્યનો ગણવો. અથવા તો दैवतः = देवता अस्मिन् देवतेति दैवतः । અગ્નિનું દેવતાત્વ અવિશિષ્ટ છે એટલે આવા મંત્રોને આગ્નેય ગણવા. ઉલટું દુર્ગાચાર્ય કહે છે—तद्यदुपोद्घात उक्तम्-नाराशंसा इति नैरुक्ताः इति तदेव कात्थकक्षाकपूणिमतेनावघृत यज्ञोऽग्निर्वा, तौ हि नैरुक्तौ ।. ટીકાકારે આપેલો અર્થ અસ્પષ્ટ અને દુરાકૃષ્ટ છે. સરૂપને મતે અહીં यद्देवतः स यज्ञो वा यज्ञांगं वा तद्देवता भवन्तिની સાથે જોડાય છે, તો દુર્ગ અનુસાર नाराशंसा इति नैरुक्ताः સાથે આ વાક્યનો સંબન્ધ છે. ટીકાકારના અર્થઘટનનું અનૌચિત્ય દેખીતું જ છે; તો સરૂપનો અનુવાદ પણ સરળતાથી સ્વીકારી શકાય એમ નથી. અહીં ચર્ચા જે મંત્રનો વિનિયોગ નથી થતો તે અંગેની છે, અને નહિ કે જેનો વિનિયોગ થાય છે તેની. સરૂપના અનુવાદ પ્રમાણે વાક્ય अष्टौ द्वन्द्वानि સુધી લંબાય છે દુર્ગાચાર્ય अपि ह्यदेवता देवतावत् स्तूयन्तेનો સંબન્ધ यत्काम ऋषिर्यस्यां....स्तुतिं प्रयुंक्ते વાક્ય સાથે જોડે છે. પૂર્વપક્ષી કહે છે કે દેવતાઓના આર્ષપત્યની ઉપપત્તિને

લીધે ઉપરનું લક્ષણ સમજાય એવું છે. અનાવિષ્કૃતદેવતા મંત્રોમાં પણ દેવતાની સ્વેચ્છાએ કલ્પના થઈ શકે, પણ જ્યાં દેવતા ન હોય એવા પદાર્થોની સ્તુતિ કરવામાં આવતી હોય ત્યાં ઉપરનું લક્ષણ ખોટું પડે છે. અશ્વથી આરંભીને ઓષધિ સુધીનામાં અશ્વ જેવામાં તો ચૈતન્ય પણ છે, તો અક્ષાદિમાં તો તે પણ નથી. ટીકાકારે अथाप्यष्टौ द्वन्द्वानि‌ની વ્યાખ્યા આપી નથી. આ ૮ દ્વન્દ્વો નિઘણ્ટુ ૫-૩-૨૯-૩૬ માં આપેલાં છે, તે આ પ્રમાણે છેઃ उलूखलमूसले, हविर्धाने, द्यावापृथिवी, विपाट्-शुतुद्र्यौ, आर्त्नी, शुनासीरौ, देवीजोष्ट्री, देवीऊर्जाहुती. ટીકાકારને મતે स न मन्येत‌થી જવાબ શરૂ થાય છે. ખરેખર તો એમ લાગે છે કે अपि ह्यदेवता देवतावत्‌થી બીજો મુદ્દો શરૂ થાય છે. આગલી ચર્ચા याज्ञदैवतो मन्त्रः इति આગળ પૂરી થાય છે પણ એમ માનવામાં મુશ્કેલી તો છે જ. આગળ યાસ્કે યાજ્ઞિકો તથા નૈરુક્તોના મતો આપીને બીજા પણ બે અભિપ્રાયો-कामदेवता અને प्रायोदेवता આપ્યા. એ પછી આવતા याज्ञदैवतो मन्त्रः ને સમજવું શી રીતે? આને આગલા વાક્ય સાથે જોડવાથી કદાચ સરળતા થાય. જેમ લોકમાં અતિથિ દૈવત્ય. વગેરેનો આચાર છે તેમ મંત્રને સાધારણ રીતે યાજ્ઞદૈવત ગણવો-અર્થાત્ યજ્ઞને જ મંત્રના દેવતા ગણવા. अपि ह्यदेवता...થી નવો મુદ્દો ગણી શકાય. યાસ્ક જણાવે છે કે મંત્રના દેવતાની ચર્ચામાં એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે જે ખરેખર દેવતા નથી-જેમ કે अश्वादि-તેની પણ દેવતાની જેમ જ સ્તુતિ થાય છે.

**स न मन्येतागन्तूनिवार्थात्...**—ટીકાકારને મતે આગલા વાક્યમાં જણાવ્યું છે કે અદેવતાની સ્તુતિથી મંત્રદેવતાનું લક્ષણ વ્યાહત થાય છે. અહીં એમ કહ્યું કે શિષ્યે આ દેવતાઓના અર્થોને આગન્તુક માનવા નહિ-लोके तावदेते मनुष्याणामनित्यानामश्वादयोऽर्था आगन्तवः अपायिनश्चानित्याः । तद्वदि देवतानामप्येवमेव ततस्तासां तेषां चानित्यत्वात् स्तुतिरनर्थिका । ટીકાકાર प्रत्यक्षदृश्यमेतद् भवति માટે કહે છે—प्रत्यक्षत एवैतद् दृश्यते । यथा-उपकरणमश्वादयः, उपकर्तव्या मनुष्याः । देवतानामपि चन्द्राग्निसूर्य-प्रभृतीनामुपकरणं हरिरोहिद्धरित्प्रभृतयोऽश्वाः । तस्मादुभयेषामुपकरणोप-कर्तव्यतासामान्याद् मनुष्यावदनित्यत्वमिति युक्तम् । શિષ્યે આમ કેમ ન માનવું તેનું કારણ महाभाग्याद्देवतायाः......એ વાક્યમાં આપેલું છે. महता ऐश्वर्येण भज्यते, महदेतदैश्वर्यं भजते इति वा महाभागा देवता, तद्भावो माहाभाग्यम् । મોટું ઐશ્વર્ય સમજાવતાં દુર્ગાચાર્ય સિદ્ધિઓ જણાવે છે-अणिमा महिमा लघिमा प्राप्तिः प्राकाम्यमेव च । ईशित्वं च वशित्वं च यत्र कामावसायिता ॥ દેવતાઓ એક જ હોવા છતાં એના

-માહાભાગ્યને લીધે એની બહુવિધ સ્તુતિઓ થાય છે. ટીકાકાર न न मन्येत...। देवतानाम् જે રીતે સમજાવે છે તેમાં સરળતા નથી. સરૂપનો અનુવાદ સરળ અને ઉચિત લાગે છે. But he (the student) should not think that matters relating to gods are adventitious as it were. આગલા વાક્યની સમજુતીમાં મે જણાવ્યું છે કે अपि ह्यदेवता देवतावत्...થી નવો મુદ્દો શરૂ થાય છે. યાસ્ક જણાવે છે કે અદેવતાઓની પણ દેવોની માફક સ્તુતિ થાય છે. એ બધા દેવતાઓના અશ્વાદિ અર્થોને આગન્તુક માનવા નહિ. એ બધા પદાર્થો–ઔષધિ જેવા પ્રત્યક્ષ દેખાય છે તે ખરેખર તો દેવતાઓના મહાભાગ્યને લીધે છે. મારો મત એવો છે કે माहाभाग्याद्देवतायाः આગળ પૂર્ણવિરામ સમજવું. સરૂપ प्रत्यक्षद्दश्य નો જે અર્થ કરે છે : This is to be clearly seen (by the following) તે મને યોગ્ય લાગતો નથી. एक आत्मा बहुधा स्तूयते ને દેવતાઓના માહાભાગ્ય અને અર્થોના અનાગન્તુકત્વ સાથે જે રીતે જોડવામાં આવે છે તે સરળતાથી સમજાય એવું નથી. ખરેખર તો અહીં યાસ્ક એમ કહેવા માગે છે કે દેવતા જ આ બધાં ઉપકરણાદિનું મૂળ તત્ત્વ છે. એ બધાને રૂપે દેવતાની જ સ્તુતિ થાય છે.

एकस्यात्मनोऽन्ये...—ટીકાકાર જણાવે છે : चेतनाचेतनविकरणधर्मित्वादात्मानं विकुर्वतोऽस्य अन्ये देवाः प्रत्यंगानि भवन्ति। अग्नीन्द्रसूर्याणां परस्परापेक्षमन्यत्वमनन्यत्वं त्वेकेन देवतात्मना महता सह। यथा घटादीना मृदा। न ह्यंगिनमंगान्यतिरिच्यन्ते भेदेनाग्रहणात्। न चांगान्यनपेक्ष्य प्रत्यंगानि भवन्ति। न ह्यधिष्ठानमनपेक्ष्य प्रत्यधिष्ठानं नाम भवति। तस्मादग्नीन्द्रसूर्यात्मकस्य देवतात्मनोऽङ्गानि जातवेदोवायुभगप्रभृतीनि शकुन्यश्वप्रभृतयश्च प्रत्यङ्गानि। આમ ટીકાકાર અંગ અને પ્રત્યંગનો ભેદ દર્શાવીને સમજાવે છે. સરૂપ प्रत्यंगानि નો અર્થ 'individual limbs' કરે છે. બૃહદ્દેવતા (૪.૧૪૩)માં શૌનક કહે છે—

आयुधं वाहनं चापि स्तुतौ यस्येह दृश्यते।
तमेव तु स्तुतं विद्यात् तस्यात्मा बहुधा हि सः॥

મેં ઉપર જે અર્થઘટન આપ્યું છે તેને બૃહદ્દેવતાથી સમર્થન મળે છે.

अपि च सत्त्वानां प्रकृतिभूमभिः—प्रक्रियन्तेऽस्यां सर्वे विकारा इति प्रकृतिः स सत्तालक्षणो महानात्मा हिरण्यगर्भ इति। ....। तस्य भूमा बहुत्वं, अनेकधा विपरिणामः स्थावरजंगमभावेन। प्रकृतेर्भूमानि बहुत्वानि

न्यानि सत्त्वानां तैरनन्यविषमत्वं पश्यन्तः कार्यकारणयोरनन्यत्वात् कारणमहिमभिः तान्यश्वादीन्यभिष्टुवन्तीत्याहुरात्मविदः। –દુર્ગાચાર્ય. प्रकृतिसार्वनाम्न्याच्च માટે ટીકાકાર કહે છે–नतिमात्रं नाम नमनं सञ्ज्ञा, सर्वत्वेन नाम सर्वनाम, प्रकृतेः सर्वनाम प्रकृतिसर्वनाम, तद्भावः प्रकृतिसार्वनाम्न्यम्, तस्मात्....हेतोः। यस्मात् माहाभाग्ययुक्ता देवता प्रकृतिः यस्माच्च सर्वत्वेन नता, तस्माद्धेतोर्नता अदेवता देवतावत् स्तूयन्ते। સરૂપનો અનુવાદ આ પ્રમાણે છે : Or else, as people say, seers praise objects according to the multiplicities of their original nature, as well as from its universality. ટીકાકાર प्रकृतिभूमभिः સમજાવતાં ઔપનિષદ તત્ત્વજ્ઞાનની ઘણા નજીક આવી જાય છે, તેમ જ प्रकृतिसार्वनाम्न्याच्चનો એમણે આપેલો અર્થ સ્પષ્ટ નથી. સરૂપ सार्वनाम्याच्च એવો પાઠ સ્વીકારે છે મને લાગે છે કે અહીં યારક બીજો પ્રચલિત અભિપ્રાય પોતાના મતના સમર્થનમા આપે છે. अपि च = ઉપરાંત અર્થાત્ વૃદ્ધો કહે છે કે ઋષિઓ સત્ત્વોનું પ્રકૃતિના મહિમાથી સ્તવન કરે છે આગળ એણે કહ્યું છે કે દેવતાઓના મહાભાગ્યથી એક આત્માની અનેકધા સ્તુતિ થાય છે. એક જ આત્માનાં બીજા દેવો અગભૂત છે હવે એમ કહે છે કે ઉપરાંત કેટલાક એમ પણ માને છે કે સ્તુતિઓમાં અશ્વાદિની પ્રકૃતિ–મૂળ સ્વરૂપનો મહિમા જ સમજવાનો છે. વળી મૂળ સ્વરૂપની સમદષ્ટિરૂપે આ સ્તુતિઓ સમજી શકાય. તત્ત્વતઃ આ બીજો મત પણ નથી, કારણ કે એમાં અને આગલામાં ઝાઝો તફાવત નથી.

इतरेतरजन्मानः :—ટીકાકારને મતે અહીં યારક જણાવે છે કે મનુષ્યના ધર્મ કરતાં દેવતાધર્મ વિપરીત છે, કારણ કે મનુષ્યોમાં ઐશ્વર્ય નથી તો દેવતાઓમાં છે. આથી તેઓ એક બીજાને જન્મ આપી શકે છે; જેમકે અદિતિમાંથી દક્ષ અને દક્ષમાં આદિતિ જન્મે છે. વળી એક બીજાનાં મૂળ સ્વરૂપો હોઈ શકે છે, જેમ કે અગ્નિ, વિજળી અને સૂર્ય અન્યોન્યનાં સ્વરૂપો છે. આમ હોવાથી જેમ મનુષ્યોમાં અશ્વાદિ અર્થો આગન્તુક છે તેવી રીતે દેવતાઓમાં માનવું નહિ.

कर्मजन्मान :—कर्मफलसिद्धये लोकस्य अग्निवायुसूर्या जायन्ते, न ह्येतेऽस्य ऋते लोकस्य कर्मफलसिद्धिः स्यात्।—દુર્ગ. આમ ટીકાકારને મતે લોકોના કર્મને માટે દેવો જન્મ લે છે. આ અર્થ બહુ સરળ નથી, પણ બીજી કોઈ રીતે આ વાક્ય સમજવું યોગ્ય પણ નથી. જેમ મનુષ્યોને કર્મનાં ફળ ભોગવવા માટે જન્મ લેવો પડે છે તેમ તો દેવો માટે માની ન શકાય. કદાચ કર્મ–action એટલે કે ક્રિયાના સાદા અર્થમાં સમજીએ તો અગ્નિ માટે આ

શકય બને કારણ કે અરણિમન્થનથી અગ્નિ જન્મે છે; તેની જ રીતે ઉપચારથી બીજા દેવો માટે પણ સમજી શકાય.

आत्मजन्मानः :—योऽसावेक आत्मा बहुधा स्तूयते इत्युपात्तसर्वमूर्तिः स्थितो, उपरतसर्वमूर्तिः प्रलये, भावाख्यः सन्मात्रः सर्गकाले पोढात्मानं विभज्य जगद्भावं बिभर्ति, तस्माज्जायन्त इत्यात्मजन्मानः । दुर्ग. આમ ટીકાકારને મતે જે એક આત્માની અનેકધા સ્તુતિ થાય છે તેમાંથી દેવો જન્મે છે. મને લાગે છે કે इतरेतरजन्मानः અને कर्मजन्मानः પછી આવતું આ વિશેષણ બીજી રીતે વધુ સરળતાથી સમજી શકાય. અહીં आत्मन् = પોતે અને आत्मजन्मानः એટલે પોતાનામાંથી જ જન્મે છે એવો અર્થ લઈ શકાય.

आत्मैवेषां रथो भवति :—ટીકાકારને મતે અશ્વાદિ તથા અન્ય અદેવતાઓ છે એ દલીલનો અહીં જવાબ આપેલો છે—एतदयुक्तम् । देवता एवेमाः रथादिरूपेण हि देवतैवात्मानं विकृत्य प्रकृतिभेदेन रथादिसाध्यमर्थं साधयति । અહીં ટીકાકાર आत्मा શબ્દનો અર્થ 'પોતે' એવો લે છે, તો ઉપર એણે એક આત્મા-soul નો અર્થ લીધો છે. સરૂપ કહે છે—This is Yāska's rejoinder to the objection that non-deities are praised like deities. The so called non-deities, says Yāska, are but different manifestations of the same single soul. In other words Yāska here propounds the doctrine of pantheism. બૃહદ્દેવતામાં જણાવ્યું છે—

पृथक्पुरस्ताद्ये तूक्ता लोकादिपतयस्त्रयः ।
तेषामात्मैव तत्सर्वं यद्यद्भक्तिः प्रकीर्त्यते ॥
तेजस्त्वेवायुधं प्राहुर्वाहनं चैव यस्य तत् । (१·७३-७४)

સરૂપ આ પદ્યોનો ઉલ્લેખ કરે છે પણ અહીં તો જે મુખ્ય ત્રણ દેવતાઓ છે તેની જ ભક્તિની વાત છે. મને લાગે છે કે પાછળના ઔપનિષદ એકાત્મવાદની દૃષ્ટિએ આ વાકયો સમજાવવાં બરાબર નથી.

(૫) तिस्र एव देवताः...—નૈરુકતોને મતે દેવો માત્ર ત્રણ છે. ટીકાકારને મતે આખી ચર્ચામાં કુલ ત્રણ મતો આપ્યા છે. આત્મવિદો માત્ર એક જ આત્મામાં માને છે, નૈરુક્તો ત્રણ દેવતા સ્વીકારે છે તો યાજ્ઞિકો અનેક દેવતાઓમાં માને છે.

**अग्निः पृथिवीस्थानो** :—ટીકાકાર અહીં મધ્યમસ્થાનમાં બે દેવતાઓ—વાયુ અને ઇન્દ્રનો ઉલ્લેખ છે, તેની ચર્ચા કરે છે. લાંબી ચર્ચાને છેડે એ કહે છે—तस्मादाचार्यस्य मध्यमपर्यायवचनावेतौ शब्दाविति । આમ પર્યાયવચન હોવા છતાં મધ્યમ સ્થાનનો મુખ્ય સંબન્ધ ઇન્દ્રની સાથે જ છે, વાયુ કે વરુણ આદિ સાથે નથી, કારણ કે ઇન્દ્ર જ મુખ્ય છે. બીજો પ્રશ્ન એ છે કે પૃથ્વી અને સ્વર્ગના સ્થાનમાં એક એક દેવતાનો જ ઉલ્લેખ છે તો અહીં બેનો શા માટે કરવામાં આવ્યો છે? તેનો જવાબ આપતાં દુર્ગાચાર્ય કહે છે-मध्यमस्य हि द्वौ कर्मात्मानौ विद्युत् वाय्वाख्यौ ।......वायुर्मध्यमस्थानः इति वाय्वाख्येन कर्मात्मना मध्यमस्थानमुद्दिश्यामुख्यत्वाद् वाय्वभिधानस्य, मुख्यत्वाच्च ऐन्द्राभिधानस्य इन्द्रो वा इत्याह । સ્થાન અનુસાર દેવતાઓનું વર્ગીકરણ ઘણું પ્રસિદ્ધ છે બૃહદ્દેવતામાં કહ્યું છે—

अग्निरस्मिन्नथेन्द्रस्तु मध्यतो वायुरेव च ।
सूर्यो दिवीति विज्ञेयास्तिस्र एवेह देवताः ॥ (૧૬૯)

**तासां माहाभाग्याद्...**—બૃહદ્દેવતામાં કહ્યું છે—

एतासामेव माहात्म्यान्नामान्यत्वं विधीयते ।
तत्तत्स्थानविभागेन तत्र तत्रेह दृश्यते ॥
तासामियं विभूतिर्हि नामानि यदनेकशः । (૧.૭૦-૧)

**अपि वा कर्मपृथक्त्वात्...**—દેવો ત્રણ જ હોવા છતાં કર્મના પાર્થક્યને લીધે જુદાં જુદાં નામો અપાય છે. એક જ બ્રાહ્મણ વિવિધ કર્મો અનુસાર હોતા, અધ્વર્યુ, બ્રહ્મા અને ઉદ્‌ગાતા કહેવાય તે રીતે આ સમજવું.

**अपि वा पृथगेव स्युः ...**—ટીકાકાર જણાવે છે કે આ મત યાજ્ઞિકોનો છે. યાજ્ઞિકો અનેક દેવતાઓને સ્વીકારે છે અને એ બધા જુદા છે એમ કહે છે, કારણ કે સ્તુતિઓ પણ જુદી જુદી કરવામાં આવે છે.

**तथाभिधानानि** :—અભિધાનભેદ એ અભિધેયભેદનો દ્યોતક છે માટે દેવતાઓ અનેક છે

**यथो एतत्कर्मपृथक्त्वात्** :—ઉપર अपि वा कर्मपृथक्त्वात्...થી જે દલીલ આપી છે તેનો આ જવાબ છે.

**संस्थानैकत्वं** :—सह स्थानतया एकत्वं स्थानैकत्वं, पृथिवीस्थैरुक्ता यावतां सहभावेन समानं स्थानं ते सर्वे तद्ग्रहणेन गृह्यन्ते, एवमुत्तरयोरपि स्थानयोः । -દુર્ગ.

संभोगैकत्वं :—सम्भोगो नाम इतरेतरोपकारित्वं, समानकार्यता इत्यर्थः । ટીકાકાર વાક્ય સમજાવીને કહે છે–तदेवं प्रकारमेकत्वं कार्यकत्वात्तथानैकत्वाद्वा भाक्तं न प्रतिविध्यते । लोकेऽपि समानकार्यता भवति येषां तेषामैक्यमित्युच्यते ।. આમ ટીકાકારને મતે આ પણ યાજ્ઞિકોની જ દલીલ છે.

तन्नितन्नरराष्ट्रमिव :—यथा राष्ट्रमित्यभेदः नरा इति भेदः, एवं पृथिव्यग्निरित्यभेदः, जातवेदा वैश्वानर इति भेदः । एवमुत्तरयोरपि स्थानयोः । तथा आत्मेत्यभेदः लोकाश्च लोकिनश्चेति भेदः । सर्वत्रैव सामान्यविशेषधर्मौ द्रष्टव्यः । पुरुषबुद्ध्यपेक्षातश्च गुणप्रधानतोऽपेक्षा पुरुषानुरागविशेषतः ।—દુર્ગ. યાસ્ક ખરેખર તો દેવોની સંખ્યા વિશે વિવિધ મતો આપીને એનું સમાધાન કરવા પ્રયત્ન કરે છે. ટીકાકારને મતે ત્રણ મતો છે તે અમે ઉપર જણાવ્યું છે. મને એમ લાગે છે કે આત્મવિદોનો જે મત ટીકાકારે જણાવ્યો છે તે બરાબર નથી. દેવતાઓની સંખ્યા અંગેની ચર્ચા तिस्र एव देवता...થી શરૂ થાય છે. એ પહેલાંની ચર્ચા જુદી જ છે. ઉપરાંત ઔપનિષદ તત્ત્વજ્ઞાનના સિદ્ધાન્તની દૃષ્ટિએ યાસ્કનાં વાક્યો સમજવાં ઉચિત પણ નથી. અહીં માત્ર બે જ અભિપ્રાયો છે, નૈરુક્તોનો તથા યાજ્ઞિકોનો. વળી જે રીતે લખાણ આપણી સમક્ષ આવ્યું છે તે જોતાં યાસ્ક નૈરુક્તોના મતને અનુસરતા હોય એમ માની શકાય નહિ. અહીં આપેલા બન્ને મતો એક તટસ્થ લેખક દ્વારા રજૂ થયા છે એવી છાપ પડે છે.

(૭) अपि वा पुरुषविधानामेव सतां...आख्यानसमय :—દેવતાઓના આકારચિન્તનના મુદ્દા પર યાસ્ક પ્રથમ દેવતાઓ પુરુષવિધ છે એવો મત અને તેની દલીલો આપે છે. આ પછી એથી વિરુદ્ધ મત તથા આગલી દલીલોનું ખંડન આપે છે. આ પછી એ કહે છે કે દેવતાઓ ઉભયવિધ હોઈ શકે. આ વાક્યમાં એમ જણાવ્યું છે કે દેવતાઓ પુરુષવિધ છે અને અપુરૂષવિધ સ્વરૂપો એના કર્માત્મા છે, જેમ યજ્ઞ એ યજમાનનો કર્માત્મા છે. આ વાક્ય સમજવું સરળ નથી; દુર્ગાચાર્ય કહે છે–अपि वा पुरुषविधानामेव सतां पृथिव्यादीनां कर्मात्मान एते स्युः, अपुरुषविधाः क्षितिजलादयः परे स्वधिष्ठातारः पुरुषविग्रहाः । एवमुभयोः प्रत्यक्षागमयोरपि अनुग्रहः कृतो भविष्यति । यथा यज्ञः यजमानस्य कर्मात्मा, इदमेतेनांगं सन्क्रियते इदमेतेनांगमुपचीयते इति संस्कृतममुष्मिन् लोके परैरिति च विज्ञायते । સરૂપ આનો અનુવાદ આપતાં કહે છે—Or else (the unanthropomorphic appearance) of the gods, who are really anthropomorphic

is their counterself in the form of action. (karma) as sacrifice is that of a sacrificer. આ વાક્યને બીજી રીતે પણ સમજી શકાય. वा અને पुरुषविधानाम्‌ની સંધિ માનવામાં આવે તો अपि वा अपुरुष विधानामेव सतां...એવું વાક્ય બને. આનો અર્થ એ થાય કે દેવતાઓ ખરેખર અપુરૂપવિધ છે અને જે પુરૂપવિધ સ્વરૂપો વર્ણવેલાં છે તે એમના કર્માત્મા છે. *આ અર્થઘટનની તરફેણમાં તથા વિરુદ્ધમાં દલીલ કરી શકાય એમ છે.* દેવોની જે સ્તુતિ કરવામાં આવી છે તે પુરૂપવિધ તરીકે જ મહદંશે છે ઉપરાંત कर्मात्मानः શબ્દમાં આવતો आत्मन् શબ્દ સાધારણપણે ચૈતન્યનો દ્યોતક ગણીએ તો, તથા કર્મને માટે દેવો આવું સ્વરૂપ લે છે એમ કહીએ ત્યારે કર્મની સાથે ચૈતન્ય પણ આવી જ જાય એમ માનીએ તો વાક્યનો પાછલો ભાગ–कर्मात्मानः एते स्युः– એ પુરૂપવિધ વર્ણનોને લાગૂ પડે છે એમ કહેવું જોઈએ. અને તો પછી વાક્યના આગલા ભાગમાં अपुरुषविधानाम् જ સમજવું જોઈએ. દુર્ગાચાર્ય आख्यानसमयने માટે મહાભારતનાં ઉદાહરણો આપે છે—भारते चाख्यानसमये एष एव सिद्धान्तः इत्यर्थः पृथिवी स्त्रीरूपेण भारावतरणाय ब्राह्मणं ययाचे। अग्निश्च ब्राह्मणरूपेण वासुदेवार्जुनावुभौ खाण्डवं ययाचे। पुरुषरूपेणाग्निरूपेण च खाण्डवं ददाह। અર્થાત્ મહાભારતમાં આ જ સિદ્ધાન્ત કામ કરે છે. સરૂપ અહીં અનુવાદ આપે છે—"This is the well considered opinion of those who are well versed in legendary lore." આખ્યાનસમય એ શબ્દને नैरुक्तसमय સાથે સરખાવવા જેવો છે. અને તેથી આપણે એમ કહી શકીએ કે આખ્યાનોને આધારે જેઓ અર્થઘટન કરે છે તેમને મતે દેવોની પુરુષવિધતા (કે અપુરુષવિધતા) કર્મને આધારે છે.

દુર્ગાચાર્ય આકારચિન્તનની ચર્ચાને અન્તે કહે છે કે આમ દેવોના આકાર વિશે ચાર મતો છે—પુરુપવિધતા, અપુરુપવિધતા, કર્મને અર્થે ઉભયવિધતા અને નિત્ય ઉભયવિધતા. અહીં ટીકાકાર ઉલ્લેખેલો મત યાસ્કના કયા વાક્યને આધારે આપે છે તે સમજાતું નથી. યાસ્ક અહીં ત્રણ જ મત આપે છે–પુરુષવિધતા, અપુરુષવિધતા અને બન્ને અભિપ્રાયોનું સમાધાન કરતી ઉભયવિધતા.

(૮) भक्तिसाहचर्य :—ત્રણ દેવો છે એમ આગળ કહ્યું છે તેનાં ભક્તિ-સાહચર્ય હવે સમજાવેલાં છે. સરૂપને મતે ભક્તિ-સાહચર્યનો અનુવાદ–'Shares and companions' છે. ટીકાકાર કહે છે—भक्तिश्च साहचर्यं च भक्तिसाहचर्यं वा साहचर्यम्। लोकादीनामेव अग्न्यादिभिर्भजनं भक्तिः, सहचरभावः साहचर्यम्। આ લખવાનું કારણ આપતાં એ કહે છે કે જે મંત્રમાં દેવતા

સમજાતી ન હોય તેમાં ભક્તિ-સાહચર્યને આધારે દેવતાની સમજ પડી શકે. બૃહદ્દેવતા ૧.૭૩, અને.૭૬ના અનુવાદમાં મૅકડોનલ ભક્તિનો અર્થ "attribute" કરે છે તો ૧.૬માં 'devotion' કરે છે. भक्ति શબ્દ અહીં 'ભાગ'ના અર્થમાં છે, કદાચ મૂળ એ વિશિષ્ટતાના અર્થમાં પ્રયોજાયો હોય એમ બની શકે.

दार्ष्टिविषयकम्—दृष्टयनुग्रहो यस्य विषयः तद्दार्ष्टिविषयकम् प्रकाशादिकर्मेत्यर्थः ।–દુર્ગ. આ રીતે જોતાં પાછળથી તેજસ્ મહાભૂત તરીકે જે કહેવામાં આવે છે તે જ અગ્નિનું કાર્ય છે.

दशतयीषु—ઋગ્વેદની સર્વ શાખાઓમાં ઋગ્વેદનું દશ મંડળોમાં વિભાજન થયું હોવાથી એને दशतय કહેવાય છે અને એની શાખાઓ તે दशतयी. આ અર્થ ટીકાકારનો છે. શાખાઓનો અર્થ ન લેતાં માત્ર દશ મંડળોનો જ અર્થ લઈએ તો પણ યોગ્ય છે.

(૯) सांशयिकस्तृतीयः पादः—ઋચા ૧૦.૧૭.૩ નો ત્રીજો પાદ સંદેહ-યુક્ત છે. પ્રથમ બે પાદ પૂષન્‌ને ઉદ્દેશીને રચાયા છે છેલ્લો પાદ અગ્નિવિષયક છે. ત્રીજો પાદ પૂષન્‌ને અર્થે સમજાવી શકાય, અથવા તો અગ્નિને અર્થે પણ સમજી શકાય.

विन्दतेर्वैकोपसर्गात्...—सुविदत्र = ધન શબ્દ सु + विद् અથવા सु + वि + दा માંથી સમજાવી શકાય.

(૧૦) या च का च बलकृति...—જે કાંઈ બળનું કામ હોય તે બધું જ ઈન્દ્રનું કર્મ કહેવાય. ટીકાકાર કહે છે–अपि कीटपिपीलिकादिषु यद् बलेन क्रियते सर्वमिन्द्रकर्मैव तदिति । આમ કીડી-મંકોડાને પણ ઈન્દ્ર સાથે સંબંધ છે।

(૧૧) यच्च किञ्चित्प्रवह्लितम्—અહીં प्रवह्लितम् શબ્દનો અર્થ સમજવો મુશ્કેલ છે. ટીકાકાર એ શબ્દ સમજાવતા જ નથી. સરૂપ એને અનુવાદ 'greatness' કરે છે. મોનીયર વીલીયમ્સના કોશમાં 'enigmatical' અર્થ આપ્યો છે. રોથ એનો અર્થ 'mysterious' કરે છે. वह्ल નો वह्ल्-बहुल કે बृहत् સાથે સંબન્ધ જોડીને greatness નો અર્થ નિષ્પન્ન થઈ શકે वह्ल् ધાતુનો મૂળ અર્થ કલ્પવો ઘણો મુશ્કેલ છે. प्रवह्लिका શબ્દ, प्रहेलिका ઉખાણું અર્થમાં બૃહદ્દેવતામાં વપરાયો છે. અને રોથ mysterious એવો જે અર્થ આપે છે તેને આનું સમર્થન પ્રાપ્ત થાય છે. અહીં આદિત્ય કર્મનું પ્રકરણ છે

આદિત્યનું કર્મ રસનું આદાન તથા રશ્મિથી રસનું ધારણ એમ ગણાવેલું છે. બૃહદ્દેવતા ૨-૧૯ માં કહ્યું છે–हरणं तु रसस्यैतत्कर्मामुत्र च रश्मिभिः। येन नातिविजानन्ति सर्वभूतानि चक्षुषा ॥ આ પદની પ્રથમ પંક્તિમાં રસાદાન અને રસધારણ બન્ને આવી જાય છે. મને લાગે છે કે બીજી પંક્તિ આપણા વાક્યને અર્થ સમજવામાં સહાયક થઈ પડે. સૂર્યનાં તેજસ્વી કિરણોને લીધે પ્રાણીએ આંખથી આ કર્મ જોઈ શકતા નથી. સૂર્યનાં કિરણો અતિ તેજસ્વી હોવાથી આંખ ઝંખવાઈ જાય છે અને એનું આ કર્મ રહસ્યરૂપે રહે છે. આમ અતિશય તેજસ્વિતા અને ગૂઢતા બન્નેનો ભાવ અહીં છે. એ દૃષ્ટિએ જોતાં મને મને લાગે છે કે वह्ल् ધાતુનો મૂળ અર્થ ઝંખવાઈ જવું એવો હોઈ શકે. એ અર્થમાંથી એક તરફ મહત્તા–બૃહત્ત્વનો અને બીજી બાજુ રહસ્ય–ગૂઢતાનો અર્થ નિષ્પન્ન થયો હોય. સૂર્યનો પ્રાથમિક ખ્યાલ પણ એ સાથે જ સુસંગત ગણી શકાય.

(૧૨) छन्दांसि च्छादनात्—यदेभिरात्मानमच्छादयन्देवा मृत्यो-र्बिभ्यतः, तच्छन्दसां छन्दस्त्वमिति विज्ञायते।–દુર્ગ.

नैदानाः—निदानं ग्रन्थस्तद्विदो नैदानाः।–દુર્ગ. સરૂપ એનો અનુવાદ 'they who are well versed in Vedic metres.' આવો કરે છે.

(૧૩) सूक्तभाजो हविर्भाज—બૃહદ્દેવતામાં આવું જ વર્ગીકરણ જોવા મળે છે—

देवतानामधेयानि मन्त्रेषु त्रिविधानि तु।
सूक्तभाञ्ज्ययवर्भागिज तथा नैपातिकानि तु ॥ १-१७

निपातभाजः—અહીં નિપાત એટલે ઉલ્લેખ. ટીકાકાર કહે છે કે ઉલ્લેખ બે પ્રકારે હોઈ શકે. બીજા દેવતાઓ સાથે સમાનભાવે સ્તુતિ કરવામાં આવે અથવા તો ગૌણરૂપે સ્તુતિ કરવામાં આવે. બૃહદ્દેવતા પ્રમાણે બીજા દેવતાઓવાળા મંત્રોમાં સાલોક્ય કે સાહચર્યને લીધે જેનો ઉલ્લેખ થાય તે નૈપાતિક કહેવાય.

अथातोभिधानैः संयुज्य.. અહીં ગ્રન્થકાર એક મહત્ત્વનો મુદ્દો જણાવે છે. इन्द्राय वृत्रघ्ने, इन्द्राय अंहोमुचे વગેરે સ્તુતિઓ પણ કરવામાં આવે છે અને કેટલાક તેની યાદી પણ બનાવે છે..પણ લેખકે એમ કર્યું નથી. એમણે તો જે રૂઢ પ્રયોગો છે તે અને જેને પ્રધાનતઃ સ્તુતિ આપેલી છે તેની જ ગણતરી કરી છે. કર્મને આધારે પણ કેટલાક યાદી કરે છે જેમ કે वृत्रहा पुरन्दरः ઈત્યાદિ. પણ એથી ગ્રન્થગૌરવ થાય છે. વળી बुभुक्षिताय ब्राह्मणायोदनं देहि જેવા વાક્યોમાં જેમ बुभुक्षित શબ્દ વિશેષ્યની માત્ર વિશિષ્ટ અવસ્થા બતાવે છે,

બીજો પદાર્થ બતાવતો નથી તેમ આ વિશેષણો પણ દેવતાઓના માત્ર વિશિષ્ટ વ્યાપાર બતાવે છે, બીજા દેવતાનું સૂચન કરતા નથી. અહીં સમામનેના ઉત્તમ પુરુષ એકવચનને લીધે જે ચર્ચાસ્પદ મુદ્દો કર્તૃત્વ અંગે ઊભો થાય છે તેની ચર્ચા અગાઉ કરેલી હોવાથી અહીં પાછી કરી નથી.

(૧૪) अथातोऽनुक्रमिष्याम...—ટીકાકાર દૈવતકાંડમાંની યાસ્કની પદ્ધતિ બતાવતાં આ પ્રમાણેનો ક્રમ બતાવે છે : (૧) અભિધાન अग्निः, (૨) અભિધેય-अयं पार्थिवः; (૩) અભિધાન વ્યુત્પત્તિ अग्रणीर्भवति વગેરે. (૪) પ્રાધાન્ય સ્તુતિ-ઉદાહરણ-अग्निमीळे...; (૫) એનું નિર્વચન-अग्नि याचामि; (૬) વિચાર-स न मन्येतायमेवाग्निः...; (૭) ઉપપત્તિ-यस्तु सूक्तं भजते यस्मै हविर्निरूप्यते ।; (૮) અવધારણ-अयमेव सोऽग्निः । આમ અષ્ટધા વ્યાખ્યા પ્રકાર છે.

अंगं नयति सन्नममानः—એ જેનો આશ્રય લે છે તેને આત્મસાત્ કરે છે અર્થાત્ બાળી નાખે છે.

त्रिभ्य आख्यातेभ्यो जायते...—શાકપૂણિને મતે अग्नि શબ્દ इ (=જવું) अञ्च् (=પ્રકાશવું) અથવા दह् (=બાળવું) અને नी (=લઈ જવું) એ ત્રણ ધાતુઓમાંથી વ્યુત્પન્ન થાય છે. ટીકાકાર કહે છે—एति च व्यनक्ति च रूपाणि अथवा एति च दहति च नयति च हवींषि देवेभ्य इति ।

(૧૬) स न मन्येत...—सः = शिष्यः

(૧૭) समनस इव योषा :—एकस्मिन् भर्तरि यासां मनांसि वर्तन्ते ताः समनसः ।-दुर्ग.

(૧૮) निपातमेवैते...—निपातो नाम अप्राधान्यं भक्तिरित्यर्थः ।-दुर्ग.

(૧૯) पशवोऽग्निमभिसर्पन्ति—સરખાવો अग्निर्हि देवानां पशुः । ઐ. બ્રા. ૧.૧૫.

(૨૦) जातवेदसे....तस्यैषा परा भवति—સરૂપ માને છે કે આ ઉદાહરણ આખું જ પ્રક્ષિપ્ત છે-The whole comment is ounitted by Mss. of the longer recension, Roth and Durga. The stanza, together with its explanation is spurious. The style in which this passage is written is quite different from

that of yāska and similar to that of the author of the 14th chapter. It is, as a matter of fact, identical with the commentary of 14·33. The few minor differences seem to be made with a deliberate intention to give it a different appearance, but without success."–Sarup.

(૨૧) अपि वा विश्वानर एव...—વૈશ્વાનર શબ્દ विश्वान् + अरमांथी સમજાવેલો છે. अर > ऋ. ટીકાકાર સમજાવે છે તેમ विश्वानि ह्यसौ भूतानि प्रति ऋतः प्रविष्ट इत्यर्थः ।

(૨૨) तत्को वैश्वानरः :—વૈશ્વાનર વિશે જુદા જુદા મતો યાસ્ક રજૂ કરે છે.

आचार्याः :—ટીકાકારને મતે આચાર્યો એ કેટલાક નૈરુકતો હોવા જોઈએ. એમને મતે વૈશ્વાનર મધ્યમ સ્થાનના દેવતા છે

(૨૩) पूर्वे याज्ञिका :—ટીકાકાર કહે છે–साक्षात्कृतधर्माणः इत्यर्थः । આ અર્થ યોગ્ય લાગતો નથી. જેમ પાછળથી ન્યાયદર્શનમાં પ્રાચીન ન્યાય અને નવ્યન્યાય એમ બે ભિન્ન ગણાયા તેમ યાસ્કના સમયમાં યાજ્ઞિકોમાં પણ આવો ભેદ હોય એ શક્ય છે.

यथां लोकानां रोहेण....—આ આખી દલીલ યજ્ઞ ક્રિયા સાથે સંબન્ધ રાખે છે. पृथिवी, अन्तरिक्ष અને द्यौः એમ ત્રણ લોક ચડતા ક્રમમાં છે. એ જ રીતે ત્રણ સવનો છે, प्रातःसवन, माध्यन्दिनसवन અને तृतीयसवन એ ત્રણ સવનોમાં પણ ચડતો ક્રમ ગણેલો છે. આમ હોતા પ્રાતઃસવનમાં પૃથિવીલોકના, માધ્યન્દિનમાં અન્તરિક્ષ લોકના અને તૃતીયસવનમાં દ્યુલોકના દેવતાઓની સ્તુતિ કરે છે. કેટલાક કર્મમાં આરોહ પછી ઊતરતા ક્રમમાં સ્તુતિ કરવાની હોય છે અને એનો આરંભ અગ્નિમારુત શસ્ત્રના વૈશ્વાનરીય સૂક્તથી (૬.૮–૯) થાય છે. આમ ક્રમ પ્રમાણે વૈશ્વાનર પ્રથમ હોવાથી વૈશ્વાનર આદિત્ય છે એમ નક્કી થાય છે.

द्वादशविधं कर्म—द्वादशमासप्रविभागलक्षणं कर्म—દુર્ગ.

निवित्—निविदिति आकृतिविशिष्टो मन्त्रः शस्त्रमध्यपाती ।—દુર્ગ.

छान्दोमिकं सूक्तम्—વા. સં. ૩૩.૯૨.

हविष्पान्तीयं सूक्तम्—ઋ. ૧૦.૮૭.૪ સરૂપ हविष्पान्तीय નો અનુવાદ 'Libation to be drunk' કરે છે.

विश्वानरस्यैते ज्योतिषी—શાકપૂણિને મતે અન્તરિક્ષ અને દ્યુલોકના દેવતા વિશ્વાનર છે અને તેનાથી પાર્થિવ અગ્નિ ઉત્પન્ન થાય છે તેથી પાર્થિવ અગ્નિ

વૈશ્વાનર છે. શાકપૂણિ પાર્થિવ અગ્નિની ઉત્પત્તિ જે રીતે વિદ્યુત્ અને સૂર્યના કિરણોમાંથી સમજાવે છે તે નોંધપાત્ર છે. સરૂપ કહે છે—"This shows that Yāska was familiar with the scientific law of the refraction of heat and light."

न च पुनरात्मनात्मा—वैश्वानरो यतते सूर्येण માં વૈશ્વાનરની પ્રથમા અને સૂર્યની તૃતીયા વિભક્તિ છે. આમ એ બે જુદાં છે એ સિદ્ધ થાય છે. મન્ત્રદ્રષ્ટાએ આ ભેદ જોઈને જ મન્ત્ર કહ્યો છે.

(२४) यदा खलु वासावादित्योऽग्नि—અહીં શાકપૂણિ કહે છે કે વર્ષકર્મ બધાને માટે જ સમાન છે એટલે તેને આધારે વૈશ્વાનરને મધ્યમસ્થાનના દેવતા ગણવાની જરૂર નથી.

यथो एतद्रोहात्...—અહીંથી પૂર્વે याज्ञिकाः ની દલીલોનો જવાબ શરૂ થાય છે.

बहुभक्तिवादीनि हि..—भक्तिर्नाम गुणकल्पना येन केनचिद् गुणेन ब्राह्मणं सर्वं सर्वथा ब्रवीति, तत्र तत्त्वमन्वेष्यमेव भवति ।—દુર્ગ.

(३१) होत्रजपस्तु...—હોતૃ જપ આ પ્રકારનો છે–देव सवितरेतं त्वा वृणतेऽग्नि होत्राय स ह पित्रा वैश्वानरेणेति । અર્થાત્ અહીં વૈશ્વાનર અગ્નિથી ભિન્ન છે. યાસ્કે કરેલા આ ઉલ્લેખ પરથી એમ સ્પષ્ટ થાય છે કે એ શાકપૂણિના મતને સર્વથા સ્વીકારતા નથી. એમનો મત સમાધાનકારી જ છે કે સૂક્ત અને હવિ પાર્થિવ વૈશ્વાનરને અપાય છે જ્યારે અન્તરિક્ષ અને દ્યુસ્થાનના દેવતાને પણ વૈશ્વાનર એવું નામ નૈપાતિક રૂપે આપેલું છે.

# નિર્વચનસૂચિ

'નિર્વચનસૂચિ' એ શીર્ષક ડૉ. લક્ષ્મણ સરૂપના Indices and Appendices to the Nirukta એ ગ્રંથમાંથી લીધું છે. અકારાનુક્રમે નિર્વચનો આ રીતે આપવાની પદ્ધતિમાં હાનેસ સ્કોલ્ડનું અનુસરણ છે, અને નિર્વચનોનું પૃથક્કરણ આપ્યા પછીની નોંધો કે ટીકાઓ સામાન્યતઃ ડૉ. વર્માને અનુસરે છે, એ સૌનો અહીં પ્રગટ અને સ્પષ્ટ સાભાર ઉલ્લેખ કરવો આવશ્યક ગણાય.

યાસ્કનાં નિર્વચનોને ઇન્ડો-યુરોપિયન વ્યુત્પત્તિઓનાં પ્રકાશમાં તુલનાત્મક ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ તપાસીને તથા લગભગ દરેક નિર્વચનનું મૂલ્ય અલગ તારવીને એ દૃષ્ટિએ સમગ્રપણે યાસ્કનું પ્રદાન કેટલું તથા કેટલું મહત્ત્વનું છે તેનો સ્પષ્ટ આંક ડૉ. વર્માએ બાંધી આપ્યો છે. એટલે નિરુક્તનાં ગણ્યાંગાઠ્યાં અધ્યયનોમાં ડૉ. વર્માનો ફાળો મૂલ્યવાન છે એમાં શંકા નથી. નિરુક્ત ઉપર તૈયાર થતું કોઈ પણ પુસ્તક એમના સુવિચારિત અભિપ્રાયોની ઉપેક્ષા ન જ કરી શકે તેથી ટીપ્પણમાં સતત ડૉ. વર્માના અભિપ્રાયોની નોંધ લેવાતી રહી છે, તે જોઈ શકાશે. એમના મતથી જુદા પડવાનો કે ક્યારેક તેમણે મૌન સેવ્યું હોય ત્યાં કશુંક કહેવાનો પ્રયત્ન સાહસવૃત્તિ જ છે એ સ્પષ્ટ કરવાની જરૂર નથી.

## નિરુક્ત અ. ૧, ૨, ૪, ૭ માં આપવામાં આવેલાં તમામ નિર્વચનોની અકારાનુક્રમે યાદી

✓ અંશુ (૨/૫) સોમનો છોડ, સોમરસ.

૯ (૧) अंशुः शम् अष्टमात्रो भवति ।
(૨) अननाय शं भवतीति वा ।

(૧) शम् (=अं) + √ अश्, अंश् (=श्) + उः
शम् – કલ્યાણ. √ अश् – મેળવવું.
જે સ્પર્શતા વેંત કલ્યાણપ્રદ બને છે.

(૨) अन् (=अं) + शम् (श्). √ अन् – શ્વાસ લેવો.
જે જીવનને માટે કલ્યાણપ્રદ છે.

→ अंशु ને अंश સાથે સંબંધ હોય એમ લાગે છે. अंशः > √ अश् – 'પહોંચવું;' ઇન્ડો-યુરો० *enk–'પહોંચવું.'

अंहति, अंहस्, अंहु (४/२५) — ઉતાવળ, દુઃખ.

हन्तेः निरूढोपधाद् विपरीतात् ।

અંશે √हन् – 'હણવું' આંથી વ્યત્યય વડે સાધેલાં.

→ પરંતુ વ્યત્યય (हन् > अन्ह) બહુ પ્રબળ અને તેથી અસંભવિત છે. કોઈક સમાંતર રૂપ ભાષામાં ન જડે ત્યારે જ યાસ્ક નિર્વચન માટે આવા ઉપાયો અજમાવે છે. ઈન્ડો-યુરો. ધાતુ *angh– 'સખત કરવું' યાસ્કને જાણીતો ન હતો. ગ્રીક anghus – 'સાંકડું'. લેટિન angustus 'સાંકડું.'

/ अकूपार (४/१८) અમર્યાદિત, કાચબો.

(१) अकुपरणस्य दानस्य ।

(२) आदित्यः अपि अकूपार उच्यते । अकूपारो भवति दूरपारः ।

(३) समुद्रः अपि अकूपार उच्यते । अकूपारो भवति महापारः ।

(४) कच्छपोऽपि अकूपार उच्यते । अकूपारो न कूपं ऋच्छति इति ।

(१) अ + कु + परण – નથી જે અલ્પ પ્રમાણમાં ભરેલું, પુષ્કળ, અમર્યાદિત.

(२) अ + कू + पार – નથી જેનો નજીક પાર, સૂર્ય.

(३) अ + कू + पार – નથી જેનો અલ્પ પાર, સમુદ્ર.

(४) अ + कूप + √ऋ જવું. નથી જે કૂવા પાસે જતો, કાચબો.

→ એક જ શબ્દનાં યાસ્ક અર્થભેદ પ્રમાણે ચાર નિર્વચન આપે છે. ડૉ. વર્મા તેથી યાસ્કને 'mechanical juggler' જેવા કયારેક બની જતા જણાવે છે (જુઓ એમનો ગ્રંથ, પૃ. ૮). પણ નિર્વચન એટલે વ્યુત્પત્તિ એ સમીકરણ નિરુક્તમાં સર્વત્ર યોગ્ય નથી એમ પ્રસ્તાવનામાં બતાવ્યું છે જ (પૃ. ૩૦). યાસ્ક નિર્વચન આપે છે, વ્યુત્પત્તિ નહીં. વળી નિર્વચનના સિદ્ધાંતો વર્ણવતાં એણે अर्थनित्यः परीक्षेत એમ પણ કહ્યું જ છે.

પદપાઠમાં આ શબ્દનું પૃથક્કરણ નથી કરાયું. સાયણ–अकुत्सितः पारः यस्य– નથી કુત્સિત જેનો અંત'. રોય–ગ્રાસમેન – अऽकूपार 'અમર્યાદિત'. આ બધા જ આ શબ્દને વિશેષણ માને છે. બર્ગેઈન એને ઈન્દ્રનું એક નામ માને છે. રાજવાડે પુષ્કળ ધનવાળી કોઈક દેવતાનું નામ માને છે, પણ એને મતે શબ્દમાંનો દરેક વર્ણ ધનનો પર્યાય છે. उ = कु = उ = पा = र = ધન. કેવળ તરંગી અર્થઘટન.

**अक्षि** (१/९) આંખ.

(१) अक्षिः चष्टेः ।

(२) अनक्तेः इति-आग्रायणः ।

(१) √चक्ष् – જોવું. (२) √अञ्ज् – આંજવું, સ્પષ્ટ કરવું, સુંદર થવું (?)

→ પરંતુ ઇન્ડો–યુરો० * oqu– 'જોવું'. ગ્રીક ósse – 'બે આંખો'.

ડૉ. વર્મા સહાનુભૂતિપૂર્વક નોંધે છે કે યાસ્કના કાળમાં ઇન્ડો–યુરોપીય કુળની અન્ય ભાષાઓનાં સમાંતર રૂપો તપાસવાની કોઈ શક્યતા ન હતી. તેથી કયારેક તે શબ્દના મૂળની નિકટતમ પહોંચવા ઘણો પ્રયત્ન કરે છે. √अञ्ज् અને अक्त એ સંજોગોમાં પામી શકાય તેટલા નજીકના અંશો છે. 'This is a typical example of the limitations and struggles of a primitive science'. (એમનો ગ્રંથ પૃ. ६)

**अग्नि** (७/१४) અગ્નિ.

(१) अग्निः कस्मात् ? अग्रणीः भवति ।

(२) अग्रं यज्ञेषु प्रणीयते ।

(३) अङ्गं नयति संनममानः ।

(४) अक्नोपनो भवति इति स्थौलाष्ठीविः । न क्नोपयति, न स्नेहयति ।

(५) त्रिभ्यः आख्यातेभ्यः जायते इति शाकपूणिः । इतात् । अक्तात् दग्धाद् वा । नीतात् । स खलु इतेः अकारम् आदत्ते, गकारम् अनक्तेः वा दहतेः वा । नोः परः ।

(१) (२) अग्(र) આગળ + √नी – લઈ જવું. જે આગળ લઈ જાય છે, કે યજ્ઞમાં આગળ લવાય છે.

(३) अङ्ग – અંગ + √नी. પદાર્થમાત્રને જે અંગભૂત કરી મૂકે છે.

→ ખરેખર તો છેલ્લો नि પ્રત્યય છે. તેને બદલે યાસ્ક √नी કલ્પે છે. જુઓ ઇન્ડો–યુરો० *egni-s 'અગ્નિ'. લેટિન ignis – 'અગ્નિ'.

(४) अ – નિષેધાર્થક + √क्नू ભીંજવવું. જે ભીંજવતો નથી, જે ચીકણું કરતો નથી.

(५) √इ (= अ) + √अञ्ज् के √दह् (=ग्) + √नी (= नि):
जे जाय छे, प्रकाशे के बाळे छे, दोरे छे.

→ डॉ. वर्मा आ উલ્લાने तेमज अंशु, जठर, पुत्र जेवा शब्दोना निर्वचनने 'Condensed Words'ना वर्गमां मूके छे. উલ્લા निर्वचनमां शब्दना दरेक अंशने कोई संबंधित धातुना अवशेष तरीके बताव्यो छे. नामानि आख्यातजानि ए सिद्धांतनुं वळगण अहीं प्रमाणभान भूलतुं जणाय छे. नाममात्र धातुमांथी बनेलां छे एम माननार प्राचीन भारतीय व्युत्पत्तिकार–निरुक्तकारनो शब्दने आम धातुओना खंडित टूकडा रूपे समजाववानो आ मरणियो प्रयास छे. कोई पण एक धातु द्वारा कोई शब्द न समजावाय त्यारे आम निर्वाच्य शब्दमां कल्पित धातुओना अवशेष जोवानो प्रयत्न थतो. अग्निनां पांच के जातवेदस्नां ७ निर्वचनो यास्क आपे छे तेथी डॉ. वर्मा कहे छे, "The very injunction of Yāska that no word should be left underived (न त्वेव न निर्ब्रूयात् N. II. 1) shows that he had a passion, a craze for etymology." (एमनो ग्रंथ पृ. ३)

प्रो. कृतहसिंघनो मत रसप्रद छे. एमने मते स्थौलाष्ठीविनुं निर्वचन सौथी वधु स्वीकार्य छे. √क्नुय् ने तेओ जळना अवाजनो निर्देश करतो अने पाछळ तत्संबंधी भींजववानी क्रिया सूचवतो धातु लेखे छे. अग्निनी शोध थई तेनी ये पहेलां प्राणीने तेमज मनुष्यने प्रकृतिनां तत्त्वोमां पहेलो अनुभव जळपदार्थनो. तेथी ज्यारे तेणे अग्निनो अनुभव कर्यो त्यारे तेने अतिपरिचित जळना संदर्भमां ओळखवानो प्रयत्न कर्यो. अने तेथी जळथी उलटां ज लक्षणोवाळा अग्निने तेणे अ–क्नुय् कह्यो. अग्निना लेटिन नाम ignis मां पण आ ज व्युत्पत्तिनो पुरावो मळे छे. त्यां in-gnis एम निषेधार्थक in लागीने शब्द बन्यो छे [जेमके ignobilis – in + gnobilis (noble), ignorare – in + gnoscire (know)], अने gnis आपोआप ध्वनि अने अर्थ बंने दृष्टिए √क्नुय् साथे बंधबेसतो थई जाय छे.

अङ्क (२/२८) वळांक.

अङ्कः अञ्चतेः । √अञ्च् – वळवुं.

→ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ યાસ્કે બતાવ્યા કરતાં ઊંધી પ્રક્રિયા થઈ છે. ખરું જોતાં તો, ઇન્ડો-યુરો० √अङ्क् ઇન્ડો-આર્યનમાં √अञ्च् બને છે. ઇન્ડો-યુરો० क् > ઇન્ડો-આર્યન च्. છતાં કણ્ઠ્ય અને તાલવ્ય વ્યંજનો વચ્ચેનું સામીપ્ય યાસ્કે યોગ્ય રીતે નોંધ્યું છે. એ જ રીતે मृगः > √ मृज् 'જવું' ની આપનમાં. તુલનાત્મક ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ સંપૂર્ણપણે સ્વીકાર્ય.

अङ्ग (४/३) અંગ.

(१) अङ्गम् अङ्गनाद् । (२) अञ्चनाद् वा ।

(१) √अङ्ग् – જવું (२) √अञ्च् – વળવું.

→ अङ्कनी નોંધ જુઓ.

अज (४/२५) જન્મ ન પામનાર.

अजा: अजना: । अ निषेधार्थक + √ जन् – જન્મવું.

→ ઋગ્વેદમાંથી લીધેલા ઉદાહરણમાં अजाश्वः પૂષન્‌નું વિશેષણ છે. એનો અર્થ — 'જેના ઘોડા કદિ જન્મ પામતા નથી'. દુર્ગ અહીં अज – એટલે બકરું એવો અર્થ કરે છે પણ આ અજ વિષે તે માન સેવે છે.

પ્રો. ફતહસિંઘ એ अजा કલ્પે છે એક બકરાના અર્થવાળો શબ્દ તેઓ √ अज् 'જવું' માંથી, અને બીજો વાણીના અર્થવાળો अ + √जन् 'જન્મ પામવું' માંથી વ્યુત્પન્ન કરે છે. અંતે કવિએ શ્લેષ કરવા અને રૂપકાત્મક વર્ણન કરી શકાય માટે બંને શબ્દોને અભિન્ન કરી મૂક્યા એમ કહે છે (VE p. 26).

अज्म (४/१३) માર્ગ.

अज्मम् अजनिम् अजिम् ।

√ अज् – હાંકવું, પ્રેરવું.

अतिथिः (४/५) મહેમાન.

(१) अतिथिः अभ्यतितो गृहान् भवति ।

(२) अभ्येति तिथिषु परकुलानि इति वा, [परि]गृहाणि इति वा ।

(१) (अभि +) √अत् – ગતિ કરવી, ના તરફ જવું.

(२) (अभि+) + √ इ (કે કેટલાક √ अय्) જવું + तिथि–દિવસ. lunar day (સ્કોલ્ડ).

→ પહેલું નિર્વચન તુલનાત્મક ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ ઘણું, કરીને સ્વીકાર્ય છે: ઇન્ડો-યુરો० *et-'જવું'. લેટિન Annus-'વર્ષ', atnosમાંથી. રાજવાડે માને છે કે ઋગ્વેદમાં अतिथिનો અર્થ 'મહેમાન' નહીં પણ 'દાનશીલ ધનિક' થાય છે. "अतिथि: does not mean a guest but a donor that possesses wealth." (Words in Ṛgveda, P. 266)

अत्य (४/१३) દોડનાર અશ્વ.

(१) अत्या: अतना: । √अत् – જવું, ચાલવું, દોડવું.

→ ઇન્ડો-યુરો० *at- 'જવું.' તુ० ભા० ની દૃષ્ટિએ સ્વીકાર્ય.

પ્રો. ફતહસિંઘ अति + √इ 'બીજાં બધાં પ્રાણીઓ કરતાં વેગથી જનાર' એ રીતે અર્થ નિપજાવે છે. અને બ્રાહ્મણવિધાન ટાંકે છે : तस्मादश्वः पशूनत्येति तस्मादश्वः पशूनां श्रेष्ठत्वं गच्छति ॥ (शतपथब्रा०).

अदिति (४/२२) દેવીનું નામ.

अदितिः अदीना देवमाता ।

अ + (दीना <) √दो બાંધવું, રોકવું. 'ન બંધાયેલી'.

→ આ વ્યુત્પત્તિ લોકપ્રચલિત છે કે યાસ્કે પોતે આપેલી છે, તેમજ એ ભારેનો આધાર શો તે જાણી શકાતું નથી.

પ્રો. ફતહસિંઘ 'સર્વોચ્ચ તત્ત્વનો વિનાશક અંશ' એ અર્થમાં अदिति શબ્દ √अद् 'ખાવું, ભક્ષણ કરવું' પરથી નિપજાવે છે. अदिति શબ્દ અગ્નિ, દ્યૌસ્, દ્યાવાપૃથિવી, વાક્, ગૌ, પરમોચ્ચ સત્ય, આદિત્યોની જનની; આ બધાં માટે વપરાયો છે તે લક્ષમાં લઈને તેઓ √अद् કલ્પે છે. કેમ કે દ્યાવાપૃથ્વી અન્ન આપે છે, તે જ પ્રમાણે અગ્નિ, ગાય, માતા અને દૂધ પણ પોષણ આપે છે. બ્રહ્મની શક્તિ તરીકે વાક્ પણ મૃત્યુના સ્વરૂપમાં સર્વભક્ષી છે. એ બધાં સ્થાનોએ अदिति √अद् માંથી સમજાવી શકાશે. વળી તૈત્તિરીયબ્રાહ્મણમાં કહ્યું છે : अदितिर्वै प्रजाकामा ओदनम् अपचत् तत उच्छिष्टम् आश्नात्, सा गर्भम् अधत्त तत आदित्या अजायन्त । આમ પ્રજાની ઇચ્છાથી તેણે ઓદન રાંધ્યું. વળી તે विश्वस्य भर्त्री जगतः प्रतिष्ठा (तै० બ્રા०) કહેવાઈ છે. એટલે આર્યપ્રજાના અતિ પ્રાચીન કાળમાં √अद् માંથી બનેલો अदिति શબ્દ હોવો જોઈએ એમ તેઓ માને છે. ઔચિત્યને ખાતર મન નોંધવા જેવો છે ખરો.

**अद्‌भुत** (१/१) અદ્‌ભુત.

अभूतम् । अ + √भू थवुं, होवुं.

→ वच्चेना व्यंजन द्‌नी संपूर्ण उपेक्षा थती होवाथी आ व्युत्पत्ति शिथिल बने छे. ઈન્ડો-યુરો० *dhebh- 'છેતરવું'. ગ્રીક atémbō – 'હું છેતરું છું.' तेथी भाषाशास्त्रनी दृष्टिए अद्‌भुत = 'न छेतरी शकाय तेवुं.' (अ + √दभ् 'છેતરવું'. સરખાવો – 'દંભ'.)

અહીં પણ જુઓ રાજવાડે: "It is clear that अद्‌भुत means wealth, and then one possessed of wealth." (એજન, પૃ. ૨૬૭)

**अद्मसत्** (४/१६) માતા, યજમાન.

अद्मसद् । [अद्म अन्नं भवति । √अद् – ખાવું.]

(१) अद्मसादिनी इति वा (२) अद्मसानिनी इति वा ।

(१) अद्म – અન્ન, ભોજન + √सद् – બેસવું. ભોજન વખતે બેસનારી.

(२) अद्म + √सन् મેળવવું. ભોજન-મેળવનારી.

→ તુલનાત્મક ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ કદાચ સ્વીકાર્ય બને તેવું નિર્વચન. ઈન્ડો-યુરો० *ed- 'ખાવું'. લેટીન edo – 'હું ખાઉં છું'. ઈન્ડો-યુરો० *sed- 'બેસવું'. લેટીન sedeo – 'હું બેસું છું'.

**अद्य** (१/६) આજે.

अद्य अस्मिन् द्यवि ।

अ (स्मिन्) આ + द्यौः દિવસ.

→ તુલના० ભાષા० ની દૃષ્ટિએ સ્વીકાર્ય. अ નું મૂળ છે ઈન્ડો-યુરો० સર્વનામ *e– 'આ', 'પેલું'. અને *dyū–, *dei – 'પ્રકાશવું'.

अद्य માંનો द्य પ્રાચીન ઈન્ડો-આર્યન द्यौः (द्याउस्) સુધી પહોંચે છે. (લેટિન dies – 'દિવસ'.) એમાંથી द्य અનપેક્ષિત રીતે ખરી પડ્યો છે તે નિયમવિરુદ્ધ છે.

**अद्रि** (४/१४) પથ્થર, સોમવેલ વાટવાનો પથ્થર, ખડક, વજ્ર.

(१) अद्रिः आदृणाति एनेन ।

(२) अपि वा अत्तेः स्यात् । ते सोमादः इति ह विज्ञायते ।

(१) आ (ઉપસર્ગ) + √दृ ચીરવું. (२) √अद् – ખાવું.

→ દરેક ભાષામાં લોકપ્રચલિત (Popular) વ્યુત્પત્તિઓ હોય છે. એવી કેટલીક નિરુક્તમાં પણ સમાવિષ્ટ છે. એમાંની કેટલીક બ્રાહ્મણગ્રંથોમાંથી, કેટલીક પરંપરામાંથી, કેટલીક લોકકથાઓમાંથી ઊતરી આવી છે, જ્યારે કેટલીક યાસ્કની પોતાની તરંગલીલામાંથી સર્જાઈ છે. આવી વ્યુત્પત્તિઓ ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ શિથિલ હોય છે અને ક્યારેક તો ખૂબ તરંગી હોય છે. અદ્રિની વ્યુત્પત્તિ તેનું ઉદાહરણ છે.

પાછળથી રૂપકાત્મક રીતે એ શબ્દ વાદળના અર્થમાં પણ વપરાતો થયો.

**अधर** (૨/૧૧) નીચલું.

अधोऽरः। अधस् + अर (< √ ऋ) નીચે જતું.

→ ઇન્ડો-યુરો० *ndh- + પ્રત્યય -ero. જુઓ અંગ્રેજી under.

**अधस्** (૨/૧૧) નીચે.

अधः न धावति इति ऊर्ध्वगतिः प्रतिपिद्धा।

अ-નિષેધક + √ धाव् 'દોડવું'. નથી દોડતું જે (ઊંચે).

→ ઇન્ડો-યુરો० *ndhos, લૅટિન inferne 'નીચે.'

આ બંને શબ્દોમાં યાસ્કનું નિર્વચન ભાષાશાસ્ત્રની અવિકસિત અવસ્થાને કારણે, પ્રાથમિક દશાનું રહી જાય છે. જુઓ अक्षि ઉપરની નોંધ.

**अध्वर** (૧/૮) યજ્ઞ.

अध्वरः इति यज्ञनाम। ध्वरतिः हिंसाकर्मा। तत्प्रतिषेधः।

अ + √ ध्वर् જેમાં હિંસા નથી તે.

સરખાવો : वैदिकी हिंसा हिंसा न भवति।

- મૂળ ઇન્ડો-યુરો० *ndh- 'જવું'. પાલિ: अन्धति- 'તે જાય છે.' તે પરથી अध्वर- રસ્તો.

પ્રો. ફતહસિંહ : "મૂળે તો अध्वर > अ + √ धूर्व् 'ઈજા પહોંચાડવી.' √धूर्व् धूः धूः અવાજથી બળતા દાવાગ્નિનો સૂચક છે. अध्वर ને अध्वन् માંથી નિપજાવવું અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ યોગ્ય નથી. કદાચ अध्वन् એટલે જ મૂળમાં તો 'મંત્રીય કે અન્ય કર્મ દ્વારા નિર્વિઘ્ન બનાવાયેલો પ્રવાસ' અને પછી એનો યજ્ઞમાં અર્થ સંક્રાન્ત થયો હશે.

अध्वर्यु (૧/૮) એક વિશિષ્ટ પ્રકારનો પુરોહિત.

(१) अध्वर्युः अध्वरयुः अध्वरं युनक्ति, अध्वरस्य नेता, अध्वरं कामयते इति वा।
(२) अपि वा अधीयाने युः उपबन्धः
(१) अध्वर – યજ્ઞ + यु (< √युज्) યોજવું, ઇચ્છવું.
(२) अधि + √इ અધ્યયન કરવું + यु તદ્ધિત પ્રત્યય.
→ પ્રાથમિક દશાની વ્યુત્પત્તિ.

अनर्व (૪/૨૭) અનિવાર્ય, સ્વતંત્ર.

अनर्वम् अप्रत्यृतम् अन्यस्मिन्।
अन् નિષેધવાચક + (प्रति) + √ऋ જવું. બીજા તરફ ન જવું.
→ ऋ નો ગુણ अर् થાય. તેથી યાસ્ક શબ્દમાં સ્વરના ગુણવૃદ્ધિની ઘટનાથી પરિચિત છે એમ સમજાય છે. એ રીતે પણ આ નિર્વચન તુ૦ ભા૦ની દૃષ્ટિએ સ્વીકાર્ય છે. ऋ નું ઇન્ડો–યુરો૦ મૂળ કદાચ *elā– 'હાંકવું, પ્રેરવું' હશે. ગ્રીક elaō 'હું પ્રેરું છું'.

अनुष्टुभ् (૭/૧૨) એક વૈદિક છંદ.

अनुष्टुभ् अनुष्टोभनात्। 'गायत्रीम् एव त्रिपदा सतीम् चतुर्थेन पादेन अनुष्टोभति' इति च ब्राह्मणम्।
अनु + √स्तुभ् વધારાની સ્તુતિ. (ગાયત્રીનાં ત્રણ ચરણમાં ચોથું ઉમેરવાથી બને છે તેથી.)
→ ઇન્ડો–યુરો૦ *steu– 'મોટેથી પ્રશંસા કરવી.' તેમાં-bh-ઉમેરાઈને √स्तुभ् બને છે. અવેસ્તા स्तओइति – 'તે પ્રશંસા કરે છે.' સ્વીકાર્ય નિર્વચન.

अनु संतयीत्वत् (૨/૨૮) સતત અને સંપૂર્ણ રીતે ખેંચાતું.

तनोतेः पूर्वया प्रकृत्या निगमः।
अनु + सम् + √तन् – તાણવું, ફેલાવું.
→ ડૉ. વર્મા કહે છે : Yaska's note may be a mere Paraphrase of the word, indicating that the radical idea of the word is 'stretching'. પીટર્સબર્ગ-શબ્દકોશ, ગ્રાસમેન અને રાજ્વાડે શબ્દને √तु માંથી નીપજાવે છે.

अन्त (૪/૨૫) અંત

अन्तः अततेः । √अत् કરવું.

→ પરંતુ ઇન્ડો-યુરો૦ *अन्त-'સામું', સામે'. ગ્રીક अन्त-'સામું'.

अन्तरिक्ष (૨/૧૦) અંતરિક્ષ, અવકાશ, આકાશ.

(૧) अन्तरिक्षम् कस्माद्? अन्तरा क्षान्तं भवति ।

(૨) अन्तरा इमे इति वा ।

(૩) शरीरेषु अन्तरक्षयम् इति वा ।

(૧) अन्तरा વચ્ચે + √क्षम् સહન કરવું. (સ્વર્ગ અને પૃથ્વીની) વચ્ચે સ્થિર રહેલું.

(૨) अन्तरा.

(૩) (શરીરોની) अन्त. અંદર + अ નિષેધવાચક + √क्षि નાશ કરવો. દેહની અંદર નાશ ન પામનાર.

→ अन्तरा हि इदं द्यावापृथिव्यो - દુર્ગ. યાસ્કનાં નિર્વચનોમાં इ ની ઉપેક્ષા થાય છે. આ इ કદાચ સપ્તમીનો પ્રાચીન પ્રત્યય હોય. क्ष કદાચ,

√क्षि 'રહેવું' નો અનિયમિત અવશેષ હોય એ પણ અશક્ય નથી. જુઓ રાજવાડે: अन्तरि may be the loc. sing. of अन्तर. क्ष = क्षेति. That which exists between heaven and earth. (એજન પૃ. ૩૮)

પ્રો. ફતહસિંહ શતપથ બ્રાહ્મણને આધારે એક વધુ નિર્વચન આપે છે: अन्तरा + √ईक्ष् 'જોવું'. આકાશમાં ચમકતા તારાઓને વિશ્વની અનેક આદિમ પ્રજાઓએ પરમાત્માનાં અનેક ચક્ષુઓ માન્યાં છે. જુઓ : "The sky with numerous stars would have easily suggested to the primitive man some power having so many eyes and looking at everything between heaven and earth".

પ્રો. ફતહસિંહ બધા જ વૈદિક ગ્રંથોમાંથી જેટલાં નિર્વચનાત્મક વિધાનો મળે તે એકઠાં કરીને તેમનો પરસ્પર સંબંધ સ્થાપવાનો કે તે બધાં જ નિર્વચનોને ન્યાય્ય ઠેરવવાનો પ્રયત્ન કરે છે, આથી ઘણીવાર તેમનાં નિર્વચનો યાસ્કના અતિ-

સામાન્ય નિર્વચનો જેટલાં પણ સ્વીકાર્ય રહેતાં નથી. યોગ્ય તો એમ હોઈ શકે કે અમુક પદાર્થ કે ઘટનાની કોઈક પણ રીતે ગમે તે એક સંજ્ઞા નિશ્ચિત થયા પછી એ પદાર્થ કે ઘટનાનાં બીજાં લક્ષણો ધ્યાનમાં આવતાં તે લક્ષણોને પણ પેલી જ એક સંજ્ઞા દ્વારા સમજાવવાનો–દર્શાવવાનો પ્રયત્ન થયો હોય, અને તેમાંથી યાસ્કે આપ્યાં છે તેવાં વિવિધ પ્રકારનાં અને કક્ષાનાં નિર્વચનો સંભવે. આજે પણ એ બધાં જ વૈદિક નિર્વચનોને શબ્દનાં મૂળ નામમાંથી તારવવાનો કે બધાં જ નિર્વચનોને યોગ્ય ઠેરવવાનો પ્રયત્ન કરીએ તો યાસ્ક કરતાં કે પરંપરાવાદી પંડિતો કરતાં આપણે જરાય આગળ વધી શકયા નથી, એટલું જ નહીં, કદાચ વસ્તુને આપણે સાચા સ્વરૂપમાં ઓળખવા પણ માગતા નથી એમ કહેવું પડે.

अन्य (१/६) અન્ય, બીજો.

अन्यः न आनेय । अ નિષેધવાચક + आ + √नी લાવવું. ન લાવવા જેવો.

→ नामानि आख्यातजानि એ માન્યતાનું અહીં અનુસરણ થયું છે. પણ ખરેખર તો શબ્દમાં કોઈ ધાતુ નથી. ઇન્ડો-યુરો० સર્વનામ *eno- કે *no- 'પેલું' સાથે अन्यને સંબંધ છે.

अपीच्य (४/२५) ગુપ્ત.

अपीच्यम् अपगतम्, अपचितम्, अपहितम्, अन्तर्हितम् वा ।

अप + √चि ખસેડવું, દૂર મૂકવું. દૂર મૂકેલું.

→ ડૉ. વર્મા શબ્દ કદાચ अप + √अच् માંથી બન્યો હોવાનું કહે છે, અને નિર્વચનને યાસ્કની અપૂરતી ભાષાશાસ્ત્રીય સજ્જતા કે વૈદિક ગ્રંથોના અપૂરતા નિરીક્ષણને લીધે પ્રાથમિક દશાનું કહે છે.

अपीच्य ने अपि + √अच् માંથી સિદ્ધ કરવું વધારે સયુક્તિક લાગે છે. પાછળો अ લુપ્ત થઈ આગલો સ્વર દીર્ઘ બનવાની પ્રક્રિયા અહીં પણ प्रतीप, अनूप ના જેવી જ છે. अपि – નજીક + √अच् 'વાળવું' એ અર્થમાં યાસ્કે આપેલા ઋગ્વેદના અવતરણનો અર્થ પણ સમજાવી શકાય છે. "**અહીં, આ ચંદ્રમાના ઘરમાં તેમણે સૂર્યના કિરણને (નજીક) વાળવાયોગ્ય માન્યું**". अपीच्य – 'ગુપ્ત' એ અર્થ સ્વીકારીએ તો अपि + √धा ની જેમ 'સંતાડવું' એ અર્થવાળા अपि + √अच् ધાતુની કલ્પના કરવી પડશે.

યાસ્ક અને પદપાઠકારોના સંબંધની ચર્ચા કરતાં ડૉ. વર્મા પણ अपि + √अञ्च् માંથી अपीच्यને નિષ્પન્ન કરવાનું વધારે સ્વીકાર્ય ગણે છે. (એમનો ગ્રંથ પૃ. १५८).

**अभिसंचरेण्य** (૧/૬) અસ્થિર.

अभिसचरेण्यम् अभिसंचारि । अभि + सम् + चर् જવું. (જુદી જુદી વસ્તુઓ) પ્રત્યે આકર્ષાતું.

→ યાસ્ક આખાને એક શબ્દ તરીકે સમજાવે છે. પદપાઠકાર अभि ને અલગ કરે છે. ઓલ્ડેનબર્ગ આખાને એક શબ્દ માનીને સ્વરાંકન ખોટું છે એમ કહે છે.

**अभीक्ष्ण** (૨/૨૫) વારંવાર.

अभीक्ष्णम्, अभिक्षणं भवति ।

अभि ના તરફ + क्षणम्. ક્ષણ માટે જ સામે આવતું.

→ રાજવાડે. अभि + ईक्षण — એક નજર કરવામાં થતો સમય અને પછી अभीक्षण નું વિકૃત રૂપ તે अभीक्ष्ण એમ શબ્દને નિષ્પન્ન કરે છે, પણ વિકૃતિનું સ્વરૂપ સમજાવું મુશ્કેલ છે.

**अमृत** (૨/૨૦) અમર.

अमृते अमरणधर्माणौ ।

अ નિષેધવાચક + √ मृ મરવું. ન મરેલું.

**अय** (૨/૭) ગતિશીલ, ચપળ.

अयासः अयनाः । √ इ જવું.

→ પીટર્સબર્ગ શબ્દકોશમાં આ શબ્દ अ + यास् (> यस् 'આયાસ કરવો') એમ નિષ્પન્ન કર્યો છે તદનુસાર अयास्–'પ્રયત્નરહિત, સરળ'. પણ યાસ્કનું નિર્વચન તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ શક્ય લાગે છે. (વૈદિક अयासः = अयाः . . अय નું બ૦ વ.)

**अर** (૪/૨૭) (પૈડાંનો) આરો.

अराः प्रत्यृताः नाभौ । (प्रति) + √ ऋ જવું. (પૈડાંની નાભિ તરફ) ગયેલ.

→ પણ અહીં √ ऋ (ઇન્ડો-યુરો૦ *ar-) નો અર્થ 'ગોઠવવું' એવો થાય છે. ગ્રીક ararisko – 'હું ગોઠવું છું'. એટલે યાસ્કનું નિર્વચન ધ્વનિશાસ્ત્રની (phonology) દૃષ્ટિએ સાચું છે, પણ અર્થઘટનાશાસ્ત્રની (semantics) દૃષ્ટિએ અસ્વીકાર્ય છે.

अर्थ (१/१८) અર્થ.

(१) अर्थः अर्त्तेः । (२) अरणस्थः वा ।

(१) √ऋ જવું. ના તરફ જવાયેલું (ઇચ્છાયેલું – ડૉ. વર્મા).

(२) अरण દૂર + √स्था રહેવું. દૂર (ડૉ. વર્મા –, પારકામાં) રહેનાર.

→ સ્કોલ્ડ અહીં 'aim, purpose' (ધ્યેય, હેતુ) એવો અર્થ આપે છે. ડૉ. વર્મા wealth (ધન) એ અર્થ આપે છે. ડૉ. વર્મા પહેલા નિર્વચનને તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ સ્વીકાર્ય ગણે છે. (ઇન્ડો–યુરો૦ *ઃ-– 'ગતિશીલ બનવું'.) પણ યાસ્કે આપેલા અવતરણમાં તેઓએ શબ્દ meaning માટે જ વપરાયો છે. શબ્દોનો સંકેત પદાર્થનું સૂચન કરે છે, પદાર્થ તરફ ગતિ કરે છે એ રીતે સમજવાથી નિર્વચન સ્વીકાર્ય બનશે.

अर्भक (४/१५) નાનું.

अर्भके अवृद्धे । अ નિષેધવાચક + √वृध् વધવું (વ્યત્યય). ન વધેલ.

→ પણ ઇન્ડો૦ યુરો૦ *orbo– 'અનાથ બનેલું'. ગ્રીક Orphanós – અનાથ. અંગ્રેજી Orphan. યાસ્કનું નિર્વચન માત્ર સમજૂતી જ છે, વ્યુત્પત્તિ નથી.

अवस (१/१७) ગતિશીલ.

अवसं (गावः पथ्यदनम्), अवतेः गत्यर्थस्य, अस नामकरणः ।

√अव् જવું +-अस નામવાચક પ્રત્યય.

→ ડૉ. વર્મા अवस નો અર્થ 'અન્ન, ભાથું' કરે છે તે પણ અશક્ય નથી. એ અર્થ કરતાં યાસ્કના અવતરણ તથા નિર્વચનનો અર્થ આમ થશે: "પગવાળા ભાથા ઉપર, હે રુદ્ર કૃપા કર. પગવાળું ભાથું, ગાયો – માર્ગનું ભોજન". ડૉ. વર્મા આ નિર્વચનને અસ્પષ્ટ (hazy) કહે છે. તેઓ √अव् 'રક્ષવું' પરથી अवस 'protective agent' – (પોષક) એ અર્થને શક્ય ગણાવે છે.

अश्व (२/२७) ઘોડો.

(१) अश्वः कस्मात्? अश्नुते अध्वानम् ।

(२) महाशनो भवति इति वा ।

(१) √अश् પહોંચવું, મેળવવું. જે માર્ગે પહોંચે છે.

(२) √अश् ખાવું. જે ખૂબ ખાય છે.

→ નામ માત્ર ધાતુમૂલ છે એ માન્યતાનો પ્રભાવ આમાં દેખાય છે. ઇન્ડો-યુરો० *ekŭo-અને લેટિન equus- ઘોડો.

અહીં પણ પ્રો. ફતહસિંહ કહે છે: "Of all these derivations, 1 and 2 deriving the word from *as* 'to eat' and *as* 'to pervade' seem quite natural.' (એમનો ગ્રંથ પૃ. ૬૮).

अश्व (७/२०) અગ્નિ.

समश्नुवानम् । = सम् + √ अश् પહોંચવું, મેળવવું.

अहर् (२/२०) દિવસ.

अहः कस्माद् ? उपाहरन्ति अस्मिन् कर्माणि ।

(उप) + आ + √ हृ લાવવું, મેળવવું, આપવું, પામવું, સિદ્ધ કરવું, હાથમાં લેવું, વગેરે. જેમાં કર્મો કરાય છે.

→ નિર્વચન અસ્પષ્ટ છે. ઇન્ડો-યુરો० આર્ય ભાષા અહીં કશો પ્રકાશ પાડી શકતી નથી.

अहि (२/१७) સાપ.

(१) अहिः अयनाद् । एति अन्तरिक्षे ।
(२) (१) अयम् अपि इतरो अहिः एतस्माद् एव ।
(२) निर्ह्रसितोपसर्गः, आहन्ति इति ।

(१) √इ જવું. અંતરિક્ષમાં જાય છે.
(२) (१) √ इ માંથી જ.
(२) आ (હ્રસ્વ થઈને अ) + √हन् મારવું.

→ પણ ઇન્ડો-યુરો० *angu(h)i-'સાપ'. નિર્વચન વિચિત્ર છે. ઉ-વમાં √ इ + आ + √हन् આપે છે તે શરતચૂક જ હોવી જોઈએ.

પ્રો. ફતહસિંહ: "अहिः- Snake, derived probably from *hi* 'to go' with negative prefix A, thus meaning not going but creeping." સમર્થનમાં તેઓ શતપથબ્રા० અને સાયણને ટાંકે છે.

**अहिगोपा** (२/१७) સર્પે સાચવેલા.

अहिना गुप्ताः । अहि + √गुप् રક્ષવું

**आचार्य** (१/४) આચાર્ય, શિક્ષક.

(१) आचार्यः आचारं ग्राहयति ।

(२) आचिनोति अर्थान्, आचिनोति बुद्धिम् इति वा।

(१) आचारः—પરંપરાગત વ્યવહાર, સદ્વર્તન. જે આચાર ગ્રહણ કરાવે છે.

(२) आ + √चि, વ્યવસ્થિત કરવું, એકઠું કરવું. જે જ્ઞાનવિષયોને વ્યવસ્થિત કરે છે, બુદ્ધિને સંચિત કરે છે.

→ પહેલું નિર્વચન, પ્રાથમિક અવસ્થાનું, તો યે વધારે સારું છે. રાજ્વાડે અહીં आचार्यની માત્ર વ્યાખ્યા છે, નિર્વચન નથી એમ જણાવે છે. પણ आचार्यમાં आचार શબ્દ સમાયેલો છે જ, એટલે ગમે તેટલું પ્રાથમિક તો યે એ સાચી દિશાનું નિર્વચન તો છે જ. પાણિનિનું સૂત્ર तत्र साधुः (4.४.९८) વધારે વિકાસ દર્શાવે છે.

**आदघ्न** (१/९) મુખ સુધી પહોંચતું.

आस्यंदघ्नाः अपरे ।

आस्यं-મુખ + √दघ् પહોંચવું.

→ અસામાન્ય એવા રૂપને કારણે કદાચ, પદપાઠમાં શબ્દનું પૃથક્કરણ નથી કરાયું. સાયણ યાસ્કના નિર્વચન સાથે સંમત થાય છે અને आस्य > आ ની અનિયમિતતા पृषोदरादि (પા. સૂ. ૬.૩.૧૦૯) દ્વારા आस्यप्रमाणोदक એ રીતે સમજાવે છે. રાજ્વાડે મરાઠી નિરુક્ત (પૃ. ૨૮)માં आद-ઘૂંટણ અને आदघ्न એટલે 'જેના હાથ ઘૂંટણે અથડાય છે', એવો અર્થ સૂચવે છે. પણ ઉદાહૃત મંત્રના સંદર્ભમાં જોતાં આંખવાળા, કાનવાળા, મુખવાળા, બગલવાળા એ જ ક્રમ બરાબર છે.

**आदितेय** (७/२९) અદિતિનો પુત્ર.

आदितेयम् अदितेः पुत्रम् ।

अदिति સંજ્ઞા० નામ પરથી.

→ अ ની વૃદ્ધિ आ થાય છે, એ નિયમનો પણ, યાસ્કે ક્યાંય સ્પષ્ટ ઉલ્લેખ ન કર્યા છતાં, એને ખ્યાલ છે, એમ આ નિર્વચન પરથી સમજાય છે. સંપૂર્ણ સ્વીકાર્ય.

आदित्य (२/१३) સૂર્ય.

(१) आदित्यः कस्माद्? आदत्ते रसान्, आदत्ते भासम् ज्योतिषाम्।
(२) आदीप्तो भासा इति वा।
(३) अदितेः पुत्र इति वा।

(१) आ + √दा લેવું, ગ્રહણ કરવું.-રસોને, નક્ષત્રોના। તેજને ગ્રહણ કરે છે.

(२) आ + √दीप् પ્રકાશવું. તેજ વડે પ્રકાશિત છે.

(३) अदिति (અંતરિક્ષ)નો પુત્ર.

→ યાસ્ક અનેક નિર્વચનો આપે છે, તેથી એ પોતે સાચી વ્યુત્પત્તિની બાબતમાં નિશ્ચિત નથી એમ ડો. વર્મા કહે છે (એમનો ગ્રંથ પૃ. ૩૨). ફરીથી યાદ કરીએ કે યાસ્ક જેને નિર્વચન કહે છે તેને 'વ્યુત્પત્તિ'નો પર્યાય ગણી શકાય તેમ નથી. વ્યુત્પત્તિ કરતાં એનો અર્થ સમજૂતી તરફ વધારે ઢળતો છે.

પ્રો. ફતહસિંહ : Ādityas are essentially lumionous, gods of celestial light. Like the light-gods in other mythologies (cf. Dyaus, Odin, Helios, etc.), they are the observers of the order (ऋत्वान). Thus Ādityas are the most ethical gods.

In the above characteristics, they entirely agree with Aditi, who, starting from the conception of fire, the feeder from *ad* 'to eat' *rose to the state of Agni, the terrestrial* and celestial light and became...' what is free from bonds of any kind, whether of space or time, free from moral guilt' (MaxMüller).

Therefore, it seems to be highly natural to derive Ādityas from Aditi whose nature they so prominently partake.

आधीत (१/६) ધારેલું, વિચારેલું.

आध्यातम्। आ + √ध्या (धी) વિચારવું.

आपनीफणत् (२/२८) વારંવાર ઠેકતો જતો.

आपनीफणद् इति फणतेः चर्करीतवृत्तम्।

आ + √फण् કૂદવું. પૌનઃપુન્યાર્થક દ્વિરુક્તિ, વર્તમાન કૃદંત.

आमिनाना (२/२०) રચતી.

आमिनाने आमिन्वाने ।

आ+ √मि રચવું, સર્જવું. વર્તમાન કૃદંત.

आर्ष्टिषेण (२/११) ઋષ્ટિષેણનો પુત્ર, નામ.

(१) आर्ष्टिषेणः ऋष्टिषेणस्य पुत्रः ।

(२) इषितसेनस्य इति वा ।

(१) ऋष्टिषेण – પિતાનું નામ.

(२) √इष् મોકલવું, પ્રેરવું + सेना – સૈન્ય. મોકલ્યું છે જેણે સૈન્ય તે. 'ઇષિતસેન' (પિતૃનામ).

→ બીજામાં ઇષિતસેનને પણ વ્યક્તિવાચક નામ ગણવું પડશે. પહેલું નિર્વચન ઇન્ડો-યુરો० વ્યુત્પત્તિના નિયમોને સંપૂર્ણ રીતે અનુસરે છે, સ્વીકાર્ય.

आशयत् (२/११) સૂતો.

आशयत् आशेते. ।

आ + √शी સૂવું. હ્યસ્તન ભૂત० ત્રી. પુ. એ. વ

आस्य (१/९) મુખ.

(१) आस्यम् अस्यते. ।

(२) आस्यन्दते एनत् अन्नम् इति वा ।

(१) √अस् – ફેંકવું.

(२) आ + √स्यन्द् વહેવું. જેના તરફ અન્ન વહે છે.

→ नामानि आख्यातजानिनो પ્રભાવ. બાકી ઇન્ડો-યુરો० *ōus-, *ɔus- 'મુખ'. લેટિન ōs-'મુખ'. ધાતુ શોધવાની જરૂર નથી.

आहनस् (४/१५) ઉન્માદક, ઉત્તેજનાર.

आहननवन्तः वञ्चनवन्तः ।

आ + √हन् આઘાત કરવો. આઘાત કરનાર, ઉત્તેજનાર.

→ ડૉ. વર્માની નોંધ ગૂંચવનારી છે. ઇન્ડો-યુરો० *gʷhen-નો અર્થ એક ઠેકાણે તેઓ 'પ્રહાર કરવો' (strike) એવો આપે છે, બીજે

ઠેકાણે 'વિકસવું, ફૂલવું' (swell) એવો આપે છે. અન્ય નિર્વચનના સંદર્ભમાં आहनस्નો અર્થ તેઓ 'damned' એવો આપે છે, ઉપલા નિર્વચનના સંદર્ભમાં 'ઉન્માદક' (intoxicating) એવો કરે છે, પણ યાસ્ક તો 'છેતરનાર, લુચ્ચો' એવો અર્થ આપે છે તે સ્પષ્ટ છે! શબ્દને √हन् સાથે નહીં, પણ घन સાથે સંબંધ છે, એવી નોંધ તેઓ એકવાર પીટર્સબર્ગ શબ્દકોશ (PW)ને નામે, તો બીજીવાર નાઈઝીઝર (NW)ને નામે ચડાવે છે. ઉપલા નિર્વચનને તેઓ વિચિત્ર ગણાવે છે.

પરંતુ સમગ્રપણે જોતાં 'લુચ્ચો, હરામખોર' એ અર્થમાં आ + √हन् માંથી નિષ્પન્ન થતા આ શબ્દને ઈન્ડો-યુરો० *ghhen- 'પ્રહાર કરવો' સાથે સંબંધ છે એમ સમજાય છે, તેથી પૂર્ણપણે સ્વીકાર્ય નિર્વચન.

પદપાઠમાં શબ્દનું પૃથક્કરણ નથી થયું. યાસ્ક અને સાયણ બંને શબ્દને आ + √हन् માંથી નીપજાવે છે. પણ યાસ્ક 'શત્રુને છેતરનાર' એવો અર્થ કરે છે, સાયણ 'શત્રુનો નાશ કરનાર' એવો અર્થ કરે છે. પીટર્સબર્ગ શબ્દકોશ 'ટીપેલું, દબાવેલું' એવો અર્થ પણ આપે છે. રાજવાડે ઋગ્વેદમાં આ શબ્દ જ્યાં જ્યાં વપરાયો છે તે બધાં ઉદાહરણો તપાસીને દરેક ઠેકાણે आहनस् 'આનંદદાયક' એવો અર્થ કરે છે. પણ એ અર્થ શંકાસ્પદ છે. શતપથબ્રાહ્મણમાં आहनस्य-वादिन् એ શબ્દ 'નિર્લજ્જ વસ્તુ ઉચ્ચારનાર' એ અર્થમાં વપરાયો છે. વૈદિક ઈન્ડેક્સમાં મેકડોનલ-કીથ પણ નોંધે છે કે आहनस्या શબ્દ બહુવચનમાં અથર્વવેદનાં કામુક સૂક્તોમાં આવેલા અશ્લીલ વિષય-વસ્તુવાળા એક અંશનો દ્યોતક છે. એમને મતે आहनस्या- 'ચરિત્રભ્રષ્ટ'.

इन्द्रशत्रु (૨/૧૬) ઈન્દ્રનો શત્રુ.

(१) इन्द्रशत्रु इन्द्रः अस्य शमयिता वा ।

(२) शातयिता वा, तस्माद् इन्द्रशत्रुः ।

(१) इन्द्र + √शम् શાન્ત થવું (પ્રેરક – હરાવવું).

(२) इन्द्र + √शद् ટૂકડા કરી નાખવા.

इषिर (४/७) ગતિશીલ, સ્ફૂર્તિકારક.

(१) ईषणेन वा । (२) एषणेन वा ।

(३) अर्पणेन वा ।

(૧) √ईष् જવું, ઉતાવળ કરવી. (૨) √इष् ઇચ્છવું, પ્રેરવું, મોકલવું.
(૩) √ऋष् વહેવું, સરકવું.

→ ડૉ. વર્મા પહેલા નિર્વચનને શિથિલ ગણે છે, કેમકે √ईष्ના દીર્ઘનો શબ્દમાં હ્રસ્વ કરવો પડે છે તેથી થતા માત્રાભેદની ઉપેક્ષા થાય છે. ત્રીજાને તો તે absurdની કક્ષાંમાં મૂકે છે. પણ વચલાને સંપૂર્ણ સ્વીકાર્ય ગણાવે છે. ઇન્ડો-યુરો૦ *eis-'વેગથી ગતિ કરવી'. લેટિન ira-'ક્રોધ'.

इष्मिन् (૪/૧૬) વેગીલા.

(૧) ईषणिन: इति वा । (૨) एषणिन: इति वा ।
(૩) अर्षणिन: इति वा ।

(૧) √ईष् દોડવું, ઉતાવળ કરવી. (૨) √इष इच्छवुं, મોકલવું.
(૩) √ऋष् વહેવું, સરકવું

→ ઉપરનાની જેમ જ. વચલું સ્વીકાર્ય.

ईर्मान्तास: (૪/૧૩) 'પહોળા છેડાવાળા.'

(૧) ईर्मान्ता. समीरितान्ता. ।
(૨) पृथ्वन्ता: वा ।

(૧) (सम्) + √ईर् વિસ્તારવું + अन्त છેડો. વિસ્તારેલા અંતવાળા.
(૨) उरु પહોળું + अन्त છેડો.

→ સૂર્યના અશ્વોનું વિશેષણ. પ્રથમ નિર્વચનને રૂપકાત્મક રીતે ईर्म 'હાથ' સાથે જો સંબંધ હોય તો ઇન્ડો-યુરો૦ *ar- 'ગોઠવવું'' સાથે શબ્દ જોડાશે. અસ્પષ્ટ નિર્વચન.

उच्चै: (૪/૨૪) ઊંચે.

उच्चितं भवति ।

उद् + √चि એકઠું કરવું. ઢગલો કરેલું.

→ ઇન્ડો-યુરો૦ *ūd-'ઊંચે'+-k-પ્રત્યય. અવસ્તામાં usca 'ઉપર'. રાજવાડે उद् + च વ્યુત્પત્તિ આપે છે, પણ च ક્યાંય પ્રત્યય તરીકે પ્રાચીન ઇન્ડો-આર્યનમાં આવતો નથી.

उत्तर (૪/૨૧) વધારે ઊંચે.

उत्तर: उद्धततर: भवति ।

उद् + √हन् ઉપર ખેંચવું, ઊંચું કરવું. વધારે ઊંચકેલો હોય છે.

→ શબ્દમાં રહેલ तरનું મહત્ત્વ યાસ્કે સાચું પકડ્યું છે, પણ उद्धततर-માંથી સમધ્વનિલોપ ( Haplology ) દ્વારા उत्तर થયું હોવાની યાસ્કની કલ્પનાને ભાષાશાસ્ત્રની સંમતિ નથી. उत्तर સીધું જ उद्નું અધિકતાવાચક છે. ઇન્ડો-યુરો૦ *ŭd ઊંચે. ગ્રીક bisteros-પછીનું. ડૉ. વર્મા નોંધે છે કે યાસ્કને ખરેખર કદાચ उत्तर उद्-નું અધિકતાવાચક લાગ્યું હોય અને એણે કેવળ સમજાવવા માટે નિર્દર્શનાત્મક પદ્ધતિ અપનાવી હોય એ શક્ય છે. એ રીતે પણ યાસ્કનું નિર્વચન તે વ્યુત્પત્તિમાત્ર નથી એ હકીકત સ્પષ્ટ થાય છે.

उत्तान (૪/૨૧) પ્રોન્નત, ઊંચું, પાથરેલું, વિસ્તરેલું.

(૧) उत्तानः उत्ततानः ।
(૨) ऊर्ध्वतानः वा ।

(૧) उद् ઊંચે + √तन् ફેલાવવું. ઊંચે ફેલાવેલું.

(૨) ऊर्ध्व – ઊંચું, ઊંચકેલું + √तन् ફેલાવવું.

→ ऊत्ततान શબ્દનું પોતાનું બંધારણ જ સ્પષ્ટ નથી. અને બીજું નિર્વચન શિથિલ છે. પદપાઠમાં શબ્દનું પૃથક્કરણ થયું નથી. 'પ્રોન્નત' અર્થ સ્વર્ગને માટે બરાબર છે, પણ પૃથ્વીને માટે ? તેથી પીટર્સબર્ગ અને અન્યોને અનુસરીને 'પ્રસરેલું, વિસ્તરેલું' એ અર્થ લેવો જ યોગ્ય લાગે છે.

/ उदक (૨/૨૪) પાણી.

उदकं कस्माद् ? उनत्ति इति सतः ।

√उद् (उन्द्) ભીંજવવું.

→ સ્વીકાર્ય. સરખાવો લેટિન undu – ભીનું. unda – મોજું. સ્કેન્ડિનેવિયન udan – પાણી.

પ્રો. ફતહસિંહ उद् ઉપર + √अञ्च् જવું એમ અથર્વવેદને આધારે સમજાવીને કલ્પના કરે છે કે પહેલાં પાણી 'ઉદક' કહેવાતું કારણ કે "it was brought up from well after digging." પછી તેની ભીંજવવાની ક્રિયાને કારણે √उन्द्

'ભીંજવવું'નો અર્થ આવ્યો. તેથી उद् + √अक्ष मूળ વ્યુત્પત્તિ લાગે છે. (જો કે ઉપલાં લેટિન-સ્કેન્ડિનેવિયન પર્યાયો પણ તેઓ જ આપે છે.)

उपर (उपल) (२/२१) મેઘ.

उपरः उपलः मेघः भवति । उपरमन्ते अस्मिन् अभ्राणि । उपरताः आपः इति वा ।

उप + √रम् અટકવું: જેમાં વાદળો ખેલે છે, જેમાં પાણી અટકી ગયાં છે.

→ ઋગ્વેદમાંથી જે ઋચા યાસ્ક ટાંકે છે તેમાં તો उपरનો અર્થ મેઘ થતો નથી. ત્યાં શબ્દ प्रथमाः ના વિરુદ્ધાર્થક તરીકે વપરાયો લાગે છે. તેથી उपराः 'આગળ ઉપરના, પછીના' એવો અર્થ યોગ્ય ગણાય.

વ્યુત્પત્તિ તરીકે નિર્વચન અસ્પષ્ટ છે. उपर એટલે ઉપરનું, અને પછી કદાચ શબ્દ મેઘના અર્થમાં સંક્રાન્ત થયો હશે. उपल સ્વતંત્ર રીતે ઋગ્વેદમાં યોજાયો નથી, પ્રયોજાયો છે કેવળ એક જ સ્થાને, તે યે સમાસમાં उपलप्रक्षिणी ।

उपस्थ (७/२६) ખોળો.

उपस्थे उपस्थाने ।

उप + √स्था રહેવું, પાસે આવી રહેવું.

उभ (४/४) બંને.

उभौ : [ हस्तौ ] समुब्धौ भवतः ।

(सम्) + √उभ् બંધ કરવું, પૂરી રાખવું. સારી રીતે ગુંથાયેલા.

→ ઈન્ડો-યુરો० *mbhō(u) 'બંને'. અવસ્તા उ-व 'બંને'.

उभयाहस्ति (४/४) બંને હાથ ભરેલો.

उभाभ्याम् हस्ताभ्याम् ।

उभ બંને + हस्त હાથ.

→ રોથ નોંધે છે, કે રૂપ उभयाहस्तो કે हस्तिन् હોવું જોઈએ.

उर्वी (२/२६) વિશાળ.

(१) उर्व्यः ऊर्णोतेः ।

(२) वृणोतेः इति औणवाभः ।

(१) √ऊर्णु (ખરુ જોતાં √वृ નો વિકાર) ઢાંકવું.

(२) √वृ ઢાંકવું.

→ બીજા નિર્વચનમાં સ્વરભેદોના નિયમની સભાનતા જણાઈ આવે છે. ઈન્ડો-યુરો० *pr̥-, *uru-, *pr̥er-'વિશાળ'. યાસ્કે નોંધેલી ઉર્ : વૃ ની એકતા pr̥-, per માં પણ દેખાય છે. એટલે ધ્વનિશાસ્ત્રની દષ્ટિએ બીજું નિર્વચન સ્વીકાર્ય ખરું, પણ અર્થઘટનાશાસ્ત્રની દષ્ટિએ નિર્વચન સદોષ રહી જાય છે.

उषस् (२/१८) ઉષા.

उषाः कस्मात् ? उच्छति इति सत्याः ।

√उच्छ् – પ્રકાશવું.

→ યાસ્કે યોગ્ય રીતે ષ્ અને च्छ् ની નિકટતા પારખી છે. દુર્ગ અને રાજવાડે √उच्छ् નો અર્થ 'દૂર કરવું, હાંકી કાઢવું' એવો કરે છે, અને તે ધાતુપાઠ અનુસાર છે (उच्छी विवासो) પણ કદાચ યાસ્કના કાળમાં √उच्छ् એટલે 'પ્રકાશવું' એવો અર્થ હોય, કેમ કે નિર્વચનમાં યાસ્ક ક્રિયાપદનું કર્મ નથી આપતો. ઈન્ડો-યુરો० *us-'પ્રકાશવું'. અવસ્તા उसइति 'પ્રકાશે છે'. સંપૂર્ણ રીતે સ્વીકાર્ય એવું નિર્વચન.

उष्णिह् (७/१२) એક છંદનું નામ.

(१) उष्णिक् उत्स्नाता भवति ।

(२) स्निह्यतेः वा स्यात् कान्तिकर्मणः ।

(३) उष्णीषिणी वा इति औपमिकम् ।

(१) उत् + √स्ना નાહી નીકળવું.

(२) उद् + √स्निह् સ્નેહ કરવો.

(३) उष्णीषः – પાઘડી, શિરપેચ.

→ ડૉ. વર્મા ત્રણ નિર્વચનોને ત્રણ જુદી જુદી કક્ષાનાં ગણાવે છે. પહેલું નિર્વચન શક્ય નથી, કેમકે શબ્દમાં આવતા હ્ ની એમાં ઉપેક્ષા થાય

છે. તેથી એ પ્રાથમિક દશાનું અને ભૂલભરેલું છે. (ડૉ. વર્મા 'વધારાના વર્ણોથી ઊભરાતી' એમ ભાષાંતર કરે છે.) છેલ્લું ઉપમાર્થક નિર્વચન લોકપ્રચલિત ઉક્તિના પ્રકારનું છે. બે શબ્દો उष्णिह् અને उष्णीष નો સંબંધ કેવળ વર્ણસામ્યને લીધે જ છે, અને તે સંબંધ શિથિલ અને ઉપરછલ્લો છે. છંદના માપમાં વધારાનાં ચાર વર્ણો આવે છે તે પાઘડી જેવા લાગ્યા હશે. વચલું નિર્વચન તુલના૦ ભાષા૦ ની દૃષ્ટિએ કદાચ સ્વીકાર્ય ગણી શકાય. √स्निह् – 'ચાહવું', 'જે અત્યંત લોકપ્રિય અને તેથી સ્નેહ કરવા યોગ્ય છે.' ઇન્ડો-યુરો૦ *snigwh–'બરફ પડવો'. અર્થમાં વિકાસ થયો હોવાની પૂરી શક્યતા છે, પણ તેમ છતાં उद् ઉપસર્ગમાંના द् નું શું થયું તે સમજાવી શકાતું નથી.

उष्णीष (७/૧૨) પાઘડી, શિરપેચ.

उष्णीषम् स्नायतेः । √स्ना નહાવું. 'જે ધોવાય છે.' (ડૉ. વર્મા)
→ उ સ્વરની ઉપેક્ષા થતી હોવાને કારણે સદોષ નિર્વચન. ખરેખર તો શબ્દને ઇન્ડો-યુરો૦ *us–, *ues– 'ની આસપાસ વીંટાળવું', નોર્વેજિયન vasa– 'ગૂંચવવું'ની સાથે સંબંધ છે.

उस्रा/उस्रिया (४/૧૯) ગાય.
उस्रिया इति गोनाम । उत्स्राविणो अस्यां भोगाः ।
उद् + √स्रु, स्राव् વહેવું. જેમાંથી ભોગો સ્રવે છે.
→ ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ उस्र 'બળદ'. તેના મૂળમાં છે ઇન્ડો-યુરો૦ *us – 'ભીંજવવું' (વીર્ય વડે). उस्रा તેનું સ્ત્રીલિંગ. ભાષાશાસ્ત્રની અવિકસિત દશાને કારણે પ્રાથમિક દશાનું નિર્વચન.

ऋग्मिय (७/૨૬) ઋચાવાળું, પૂજનીય.
(१) ऋग्मियम् ऋग्मन्तम् इति वा ।
(२) अर्चनीयम् इति वा ।
(३) [पूजनीयम् इति वा ।]
(१) ऋच् ઋચા + मीय પ્રત્યય.
(२) √अर्च् પ્રશંસા કરવી, ગાવું, ઊજવવું.
(३) [√अर्च् પૂજવું, આદર કરવો.] (ખરેખર તો, બીજા નિર્વચનના પર્યાય રૂપે).

→ આ બધા સમાનાર્થીની વચ્ચેની અર્થચ્છાયાઓનો ભેદ સ્પષ્ટ નથી તેથી અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ નિર્વચન સ્વીકારી શકાય તેમ નથી. જો કે ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ નિર્વચન યોગ્ય રીતે √ऋच् કે √अर्च् સાથે જોડાયેલું છે. ઇન્ડો-યુરો० erk – 'સ્પષ્ટ અવાજ કરવો'.

ऋच् (१/८) ઋચા.

ऋक् अर्चानि ।

√अर्च् (ऋच्) પ્રશંસા કરવી.

→ ऋच् અને अर्च् એક જ ધાતુનાં બે સ્વરૂપો લાગે છે. પ્રો. ફતહસિંહ માને છે કે મૂળ તે ધાતુનો અર્થ 'અગ્નિ પ્રકટાવવો' (તેથી अर्क–સૂર્ય) એવો હતો. 'It is therefore, no wonder that, like the word Arka, derived from ARC, the RK derived from RC also came to mean (2) Agni (3) Vāk (4) Brahman (5) Prāṇa. The evolution may also be due to the fact that RK was the name of the ve se of Rgveda and hence the quintessence of the speech (vāk) cf. वाच ऋग् रसः ।" છાં. ઉ. ૧, ૧, ૨

ऋत (२/२५) પાણી.

ऋतम् इति उदकनाम । प्रत्यृतं भवति ।

(प्रति) + √ऋ: ખોસવું, પ્રવેશવું. ના તરફ ગયેલું.

ऋतावरी (२/२५) જળવાળી.

ऋतावरीः ऋतवती ।

ऋतु (२/२५) ઋતુ, નિશ્ચિત કાળ, સમય.

ऋतुः अर्तेः गतिकर्मणः ।

√ऋ – જવું.

→ √ऋ ધાતુ અહીં 'ગતિના' અર્થમાં નહીં પણ ગોઠવવાના અર્થમાં લેવો જોઇએ. ऋतु સાથે ऋत (મહાનિયમ) અને ऋति પણ જોડાયેલાં

છે. રાજવાડે યાસ્કનું નિર્વચન સ્વીકારે છે. પણ ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ સ્વીકાર્ય હોવા છતાં અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ તે સ્વીકારી શકાય તેમ નથી. ઇન્ડો–યુરો૦ *ar– 'ગોઠવવું.'

ऋधक् (૪/૨૫) સમૃદ્ધ કરનાર.

(૧) પૃથક્‌ના અર્થમાં. (पृथग्भावस्य प्रवचनं भवति.)

(૨) ऋध्नोत्यर्थे....ऋध्नुवन् । √ऋध्– સમૃદ્ધ થવું.

→ ઇન્ડો–યુરો૦ *al– 'વધવું, વિકસવું', અને–*dh*–વિસ્તરણ. ગ્રીક **álthomai** 'હું વધું છું.' તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ કદાચ સ્વીકાર્ય ગણી શકાય ખરી, સ્કોલ્ડે પહેલો અર્થ નોંધ્યો નથી.

ऋषि (૨/૧૧) ઋષિ.

(૧) ऋषिः दर्शनात् । स्तोमान् ददर्श इति औपमन्यवः ।

(૨) तद् यद् एनान् तपस्यमानान् ब्रह्म स्वयंभु अभि आनर्षत् ते ऋषयः अभवन् तद् ऋषीणाम् ऋषित्वम् । इति विज्ञायते ।

(૧) √दृश् (= √ऋष्) જોવું.

(૨) (अभि) + √ऋष् (ના તરફ) વહેવું.

→ સ્કોલ્ડ ઉપર પ્રમાણે બે નિર્વચનને સ્વતંત્ર ગણે છે. ડૉ. વર્મા પહેલું જ માત્ર નોંધે છે અને તેને ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ સ્વીકાર્ય પણ અર્થ-ઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ અસ્વીકાર્ય વ્યુત્પત્તિના વર્ગમાં મૂકે છે. બીજામાં એમણે કદાચ પહેલાનું સમર્થન જોયું હશે, અને તૈત્તિરીય આરણ્યકના અવતરણનો અર્થ જોતાં એમાં પણ 'ના તરફ વહી આવ્યું' એટલે 'પ્રકટ થયું', દેખાયું' એ જ અર્થ √ऋष्‌નો લેવો પડશે. ભાષા-શાસ્ત્રની દૃષ્ટિએ √ऋष्, ઇન્ડો–યુરો૦ *ers– *eras– એટલે 'વહેવું.' લિથુનિયન arzus–'પ્રગલ્ભ'. ગ્રીક ársen–'પુરુષ'. અવસ્તા aršan–'માણસ', તેથી ઋષિનો સીધો શાબ્દિક અર્થ 'હોંશીલો, દર્પયુક્ત' એવો થશે. રાજવાડે ઋષિ એટલે 'કવિ' અર્થ કરે છે. તેની સાથે આનો સીધો સંબંધ દેખાશે.

યાસ્કે આપેલાં બંને પ્રમાણોને સ્વતંત્ર માનીને સ્કોલ્ડે આપેલો અર્થ બીજા નિર્વચનનો સ્વીકારી શકાય તો નિર્વચન તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ પૂર્ણ સ્વીકાર્ય બને.

**एरिरे** (४/२३) ઉત્તેજિત થયા.

एरिरे इर्यातिः उपसृष्टः अभ्यस्तः ।

आ + √ईर् ની દ્વિરુક્તિ પરોક્ષ ત્રી. પુ. બ. વ.

→ તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ કદાચ સ્વીકાર્ય.

**एव** (२/२५) માર્ગ.

(१) एवैः अयनैः (२) अवनैः वा.

(१) √इ (કદાચ √अय्) જવું.

(२) √अव् ગતિશીલ કરવું.

→ યાસ્કની સ્વરગુણના નિયમની સભાનતા આમાં જણાય છે. પહેલું નિર્વચન સંપૂર્ણપણે સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૦ *ei-'જવું'. ગ્રીક eimi 'હું જઈશ.'

**क** (२/१४) સુખ.

कम् इति सुखनाम । (सु)ख.

**ककुभ्** (७/१२) એક વૈદિક છંદનું નામ.

ककुप् ककुभिनी भवति । ककुप् च (कुब्जः) च ।
(१) कुजतेः वा (२) उब्जतेः वा ।

(१) √कुज् વાંકા વળવું (२) √उब्ज् દબાવવું, નમવું.

→ ઉષ્ણિક્ છંદનું દીર્ઘ ચરણ વચ્ચે ખસતાં કકુભ્ બને છે. પહેલું નિર્વચન શિથિલ છે, બીજું તો દેખીતું જ મૂર્ખાઈભરેલું છે. આધુનિક ભાષાશાસ્ત્ર ककुभ् નો અર્થ 'આકાશ, ઘુમ્મટ' આપે છે. ઇન્ડો-યુરો૦ *qeu- 'નમવું'. ગ્રીક kūbbás 'નમેલો'. એને ककुद् (બળદની ખૂંધ) સાથે સંબંધ છે છંદોનાં આવાં નામોમાં કદાચ લોકપ્રચલિત ખ્યાલોએ થોડોક ભાગ ભજવ્યો પણ હોય (જુઓ कुब्जः).

**कक्ष** (२/२) બગલ.

(१) कक्षो गाहतेः । क्षः इति नामकरणः ।

(२) ख्यातेः वा अनर्थको अभ्यासः । किम् अस्मिन् ख्यानम् इति ।

(३) कषतेः वा । तत्सामान्यात् मनुष्यकक्षः, बाहुमूलसामान्यात् अश्वस्य ।

(१) √ गाह् (= क) डूબકી મારવી + નામવાચક પ્રત્યય क्ष.

(२) किं (= क) + √ ख्या (=क्ष) કહેવું. દ્વિરુક્તિ. એમાં શું કહેવાનું ?

(३) √ कष् ઘસવું, ખંજવાળવું.

→ ડૉ. વર્મા આને नामानि आख्यातजानि એ નિયમના પ્રભાવથી અપાયેલું નિર્વચન ગણાવે છે. ઈન્ડો–યુરો० *qoksa – શરીરના અમુક અંગનું નામ. લેટિન ccxa – 'નિતંબ'.

**कच्छ** (४/१८) (કાચબાનું) મોં, નદીકાંઠો

(१) कच्छः खच्छः खच्छदः ।

(२) अयम् अपि इतरो नदीकच्छः एतस्मादेव । कम् उदकम् तेन छाद्यते ।

(१) ख પ્રદેશ + √छद् ઢાંકવું. પ્રદેશને ઢાંકનાર.

(२) क પાણી + √छद् ઢાંકવું. પાણી તેનાથી ઢંકાય છે. (કે પાણી વડે જે છવાય છે).

→ એક જ શબ્દનાં ધારક કાચબાના મોંનો અર્થ લેતી વખતે ख + √छद् અને નદીકાંઠાનો અર્થ લેતી વખતે क + √छद् એમ બે નિર્વચન આપે છે તેથી ડૉ. વર્મા આને યંત્રવત્ અપાયેલાં નિર્વચનોના સમૂહમાં મૂકે છે.

**कच्छप** (४/१८) કાચબો.

(१) कच्छपः कच्छं पाति, कच्छेन पाति इति वा ।

(२) कच्छेन पिबति इति वा ।

(१) कच्छ મુખ + √पा રક્ષવું. મુખને રક્ષે છે, મુખ વડે રક્ષે છે.

(२) कच्छ મુખ + √पा (पिब्) પીવું. મુખથી પીએ છે.

→ નિર્વચન સમજાવી શકાય તેવું નથી. સ્કન્દસ્વામી વિસ્તારપૂર્વક કાચબાની પીઠ પર રહેલું कच्छ-નામનું અંગ સમજાવે છે. કાચબાનાં અંગોની સ્થિતિસ્થાપકતા એના પર અવલંબે છે, એને લઈને કાચબો પોતાનાં અંગો સંકોચી શકે છે અને એનાથી તે પાણી પીએ છે. દુર્ગ :–
स हि किञ्चिद् दृष्ट्वा स्वशरीरे एव मुखसंपुटं प्रवेशयति । संपुटे हि कच्छशब्दः प्रसिद्धः प्राणिवाच्यः कच्छपुटः इति ।

**कद्राति** (२/३) ખરાબ ગતિ.

द्राति इति गतिकुत्सना । कद्राति इति द्रातिकुत्सना ।

क ખરાબ + √द्रा ખરાબ રીતે દોડવું.

**कनीनका** (४/१५) દીગલી, કન્યા.

कनीनके कन्यके । कन्यका – કન્યા.

→ 'આ શબ્દનું સ્ત્રીલિંગરૂપ ઋગ્વેદમાં એક જ વાર વપરાયું છે.' સ્કોલ્ડ. જુઓ कन्या તેમજ विद्रधे । મેક્ડોનલ અને કીથને મતે–ઋગ્વેદમાં આ શબ્દનો અર્થ 'કન્યા' જ છે કે પછી ત્યાં પે ઉત્તરકાલીન 'કનીનિકા' (આંખની કીકી) એ શબ્દનો સમાનાર્થક છે તે સ્પષ્ટ નથી. (વૈદિક ઇન્ડેક્સ)

**कन्या** (४/१५) કન્યા.

(१) कन्या कमनीया भवति ।
(२) क्व इयं नेतव्या इति वा ।
(३) कमनेन आनीयते इति वा ।
(४) कनतेः वा स्यात् कान्तिकर्मणः ।

(१) √कम् ઇચ્છવું, ચાહવું. ચાહવા યોગ્ય.

(२) क्व ક્યાં + √नी. ક્યાં આને લઈ જવી? (લગ્ન થયા પહેલાં લોકો ઘણીવાર આમ પૂછે છે.)

(३) कमन પ્રેમી, પ્રેમ + आ √नी લાવવું. પ્રેમી વડે–પ્રેમથી લવાય છે.

(४) √कन् પ્રકાશવું.

→ પહેલા નિર્વચન વિશે ડૉ. વર્મા કશું ટીકાટીપ્પણ કરતા નથી. પરંતુ એમાં સમધ્વનિલોપ (Haplology) ના સિદ્ધાંત અનુસાર શબ્દ સમજાવવાનો પ્રયત્ન થયો છે એમ બતાવી શકાય. બીજા અને ત્રીજા

નિર્વચનમાં શબ્દના છૂટા છૂટા વર્ણોને સંક્ષિપ્ત શબ્દો તરીકે જોવાનો પ્રયત્ન થયો છે. છેલ્લું નિર્વચન પણ કેવળ ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ જ સ્વીકાર્ય છે, કેમકે અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ. ઇન્ડો–યુરો૦ *ken– 'તાજા થવું', પ્રત્યગ્ર બનવું.' લેટિન્: recens 'તાજું', હમણાનું". જ્યારે યાસ્ક √कन् 'પ્રકાશવું' એ અર્થમાં લે છે તેથી અર્થઘટનના ભેદને કારણે અસ્વીકાર્ય બને છે. (વૈદિક ઇન્ડેક્સમાં ઋગ્વેદમાં પણ અત્યંત દુર્લભ એવો कना (=કન્યા) શબ્દ પણ નોંધેલો છે.)

**कम्बल** (૨/૨) કામળો.

कम्बल. कमनीयो भवति। √कम् ગમવું. ગમવા જેવો.

→ પણ પ્રાચીન ઇન્ડો–આર્યન ભાષામાં म् અને ब् મળતા આવે એમ બનતું જણાયું નથી.

**कम्बोज** (૨/૨) એક પ્રજાનું નામ.

(૧) कम्बोजाः कम्बलभोजाः।
(૨) कमनीयभोजाः वा।

(૧) कम् (बल) કામળો + √भुज् માણવું. કામળો ભોગવનારા.
(૨) √कम् ગમવું, ચાહવું + √भुज् ભોગવવું. સુંદર વસ્તુઓ ભોગવનારા.

→ આ નિર્વચનોના અર્થ વિશે કશી શંકા નથી. પણ એમાં આપેલી વીગતોની સત્યતા વિશે કશા પુરાવા જડતા નથી. તેથી નિર્વચનો નિરાધાર રહી જાય છે. સ્કન્દસ્વામિન્ જો કે ટીકામાં જણાવે છે કે આ લોકો મ્લેચ્છ દેશમાં રહેનાર હોવાથી ગમે તે ખાય છે, જાતીય બાબતોમાં કે મદ્યપાનાદિમાં કશી મર્યાદા જાળવતા નથી વગેરે. વળી નિર્વચનોમાં વ્યંજનોની ઉપેક્ષા થતી હોવાથી નિર્વચન શિથિલ પણ રહી જાય છે. યાસ્ક બતાવે છે તેમ કમ્બોજ પ્રજાની ભાષા આર્યોથી ભિન્ન છે. પછીથી તે સિન્ધની ઉત્તર પશ્ચિમે વસી.

**कर्ण** (૧/૯) કાન.

(૧) कर्णः कृन्ततेः। निकृत्तद्वारो भवति।
(૨) ऋच्छतेः इति आग्रायणः। (ऋच्छन्ति इव से उदगन्ताम्। इति ह विज्ञायते।)

(૧) √कृत् કાપવું. જેનું દાર કાપેલું છે.

(૨) √ऋ, ऋच्छ् જવું. ખુલ્લા અવકાશ તરફ જનાર.

→ नामानि आख्यातजानि ને અનુસરીને અપાયેલાં નિર્વચનો. બીજું નિર્વચન મૂર્ખાઈભરેલું છે. ઇન્ડો-યુરો૦ *qer-'પકડ'. અવાજને પકડે છે માટે कर्ण.

**कल्याण** (૨/૩) ભલું.

कल्याणम् कमनीयम् भवति ।

√कम् – ગમવું. ગમવા યોગ્ય.

→ कम् નું સંક્ષિપ્ત क લેવું પડશે. વર્ણોને સંક્ષિપ્ત શબ્દો માનનારું નિર્વચન. ઇન્ડો-યુરો૦ *qal- 'સુંદર'. ગ્રીક kallos 'સૌંદર્ય'.

**कल्याणवर्णरूप** (૨/૩) પવિત્ર રંગોના સૌંદર્યવાળું.

कल्याणवर्णस्य इव अस्य रूपम् ।

कल्याण કલ્યાણપ્રદ, સુંદર, પવિત્ર + वर्ण રંગ + रूप આકાર, રૂપ, દેહ.

**कायमान** (૪/૧૪) જોતો, ઇચ્છતો.

(૧) कायमानः चायमानः । (૨) कामयमान इति वा ।

(૧) √चाय् જોવું. (૨) √कामय् ઇચ્છા કરવી. (કે √कम् પ્રેરક).

→ ઇન્ડો-યુરો૦ *qā- 'ઇચ્છા કરવી'. (લેટિન cārus – 'પ્રેમી'). યાસ્કના સમયમાં ભાષાશાસ્ત્રની અવિકસિત દશાને કારણે આ નિર્વચન પ્રાથમિક અવસ્થાનું રહી જાય છે. qā-માંથી काय् અને चाय् બંને ધાતુઓ સંભવી શકે છે.

**काल** (૨/૨૫) કાળ.

कालः कालयतेः गतिकर्मणः ।

√कल् હાંકવું, પ્રેરવું. (પ્રેરક-જવું).

→ ઇન્ડો-યુરો૦ *qel-'હાંકવું, પ્રેરવું'. ગ્રીક kello-'હું હાંકું છું'. તુલના૦ ભાષા૦ ની દૃષ્ટિએ કદાચ સ્વીકાર્ય.

**काष्ठा** (२/१५) દિશાઓ, ખૂણાઓ, સૂર્ય, લક્ષ્યસ્થાન, જળ.

(१) काष्ठाः दिशः भवन्ति । क्रान्त्वा स्थिताः भवन्ति ।
(२) काष्ठाः उपदिशः भवन्ति । इतरेतरं क्रान्त्वा स्थिताः भवन्ति ।
(३) आदित्यः अपि काष्ठा उच्यते । क्रान्त्वा स्थितः भवति ।
(४) आजि-अन्तः अपि काष्ठा उच्यते । क्रान्त्वा स्थितः भवति ।
(५) आपः अपि काष्ठा उच्यन्ते । क्रान्त्वा स्थिताः भवन्ति स्थावराणाम् ।

√ क्रम् (=क्रा) પગલાં ભરવાં, ચાલવું + √ स्था ઊભા રહેવું, સ્થિર થવું. જઈને, ચાલીને રહે છે, સ્થિર થાય છે.

→ ડૉ. વર્મા માત્ર બીજા નિર્વચનને અલગ વર્ણોમાં સંક્ષિપ્ત શબ્દો બતાવવાનો પ્રયત્ન કરતી વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે. અન્ય નિર્વચનો વિશે તેઓ કશી ટીકા કરતા નથી. રાજવાડેના મતે મૂળ તો काष्ठा એટલે ખેતર ફરતે બાંધેલી વાડ. પણ ઋગ્વેદમાં વાડ કદાચ શરતના મેદાનની પણ હોઈ શકે. અને કેટલીક ઇન્ડો-યુરો૦ ભાષાઓમાં આ શબ્દનાં સમાંતર રૂપો શરતની દોડ સાથે સંબંધ ધરાવતાં મળી આવે છે. જેમકે લેટિન curro – 'દોડવું'. તેથી काष्ठा નું મૂળ ડૉ. વર્મા ઇન્ડો-યુરો૦ *kṛsṭa માં બતાવે છે. મેકડોનલ-કીથના મતે શબ્દનો અર્થ રથોને દોડવાનો 'માર્ગ' એવો લાગે છે. ઋગ્વેદમાં અને પછી 'સ્પર્ધામાં દોડવાનું ઇષ્ટ સ્થાન' અથવા 'અન્તિમ લક્ષ્ય' (परमा-काष्ठा) એવો પણ એનો અર્થ છે. એ જ અર્થમાં સરખાવો : कार्पमन् ।

**कुचर** (१/२०) દુરાચારી, સર્વગામી.

(१) कुचरः इति चरतिकर्म कुत्सितम् ।
(२) अथ चेत् देवताभिधानम्, क्व अयं न चरति इति ।

(१) कु ખરાબ + √चर् ચાલવું, આચરવું. ખરાબ આચરણવાળો.
(२) क्व ક્યાં + √चर् જવું. (દેવતાનું અભિધાન હોય તો) એ ક્યાં નથી જતો ?

→ પહેલું નિર્વચન સ્વીકાર્ય. चर् > ઇન્ડો-યુરો૦ *qụ̄el- 'વળવું'. ગ્રીક pélomai 'હું ફરું છું'. कु ને માટે કોઈ સમાંતર ઇન્ડો-યુરો૦ રૂપ કે શબ્દ મળતાં નથી. બીજા નિર્વચનને ડૉ. વર્મા ન સમજાતી વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે.

कुब्ज (७/१२) કૂબડો.

જુઓ ककुम् (√कुज् કે √उब्ज्)

→ પાસપાસેના કે પરસ્પર મળતા આવતા બે ધાતુઓની કલ્પના કરતો હોવાને કારણે યાસ્ક कुब्ज શબ્દમાં બંને ધાતુઓના સંપર્કદોષનો અણસાર અસંપ્રજ્ઞાનપણે જોતો લાગે છે. સ્કન્દસ્વામી નોંધે છે કે કૂબડો સહેજ વળેલો હોવાથી कुब्जના બંને અર્થો શક્ય છે-'વંકાયેલો' અને 'નીચો નમેલો'. જુઓ- कुजतेः कौटिल्यार्थस्य, उब्जतेर्वा न्यग्भावार्थस्य । ईषद्भुग्नभावादुभयार्थोपपत्तेः ।

कुल्माषाः (१/४) ઉકાળેલા જવ, અડદ, ખારી કાંજી, ભડકું, કુલેર, કળથી.

(हिं. कुलथी)

कुल्माषाः कुलेषु सीदन्ति ।

कुलं-કુટુમ્બ + √सद् બેસવું, ડૂબવું, નાશ પામવું.

જે કુટુંબોમાં રંધાય છે; જે કુટુંબોમાં નાશ પામે છે (સરૂપ, સ્કોલ્ડ); જે (સૌથી નીચલાં) કુટુંબોમાં ઊતરે છે (ડૉ. વર્મા).

→ ડૉ. વર્મા આને મૂર્ખાઈ ભરેલી વ્યુત્પત્તિ ગણાવે છે. ઇન્ડો-યુરો० *qor-'બળવું, બાળવું'. કોર્નવોલિશ coref-'બીયર, જવનો દારૂ'.

कुशिक (२/२५) સંજ્ઞાવાચક નામ.

(१) कुशिकः राजा बभूव । क्रोशतेः शब्दकर्मणः ।

(२) क्रंशतेः वा स्यात् प्रकाशयतिकर्मणः ।

(३) साधु विक्रोशयिता अर्थानाम् इति वा ।

(१) √क्रुश् બૂમ પાડવી, બોલવું.

(२) √क्रंश् પ્રકાશવું, પ્રકટ કરવું.

(३) √क्रुश् બૂમ પાડવી, સારી રીતે અર્થોને પ્રકટ કરનાર.

→ √क्रुश् સ્વીકારતાં र् વ્યંજનની તેમ જ √क्रंश् સ્વીકારતાં उ સ્વરની પણ ઉપેક્ષા થતી હોવાથી નિર્વચનો વ્યુત્પત્તિની દૃષ્ટિએ શિથિલ બને છે.

√क्रुश् > कुशिक निर्वचन આપતી વેળા યાસ્કે અભાનપણે એમાં પ્રાકૃતીકરણ જોયું હોય એમ બને ખરું ? એવી શંકા પ્રદર્શિત કરીને ડૉ. વર્મા સ્કોલ્ડનો હવાલો આપે છે. પોતાના ગ્રંથના તેરમા પ્રકરણમાં સ્કોલ્ડ આવાં અનેક ઉદાહરણો આપે છે જેમાં પ્રાચીન ભારતીયમાંથી મધ્ય ભારતીય ભાષામાં સંક્રમણ થયું ત્યારે અનેક સ્વર-વ્યંજનોનાં પરિવર્તનો નજરે પડે છે. તેથી સ્કોલ્ડ તારવે છે : it, therefore, could seem probable, that the originator of this etymology, though writing Old Indian, must have spoken a Middle Indian dialect. યાસ્કના કાળની પ્રાચીનતાનો આના ઉપરથી કંઈક અંદાજ બાંધી શકાય ખરો.

કુશિક તે વિશ્વામિત્રના પિતા. ઐતરેયબ્રા૦ની શુનઃશેપની કથામાં આ વંશજોનો ઉલ્લેખ છે. તેઓ ભરતોના પુરોહિત અને ઇન્દ્રના ઉપાસક હતા.

कृन्तत्र (૨/૨૨) અંતરિક્ષ (ફાટ, ચીરાડ, કાપ).

कृन्तत्रम् अन्तरिक्षम् । विकर्तनम् मेघानाम् । विकर्तनेन मेघानाम् उदकम् जायते ।

√कृत् કાપવું. મેઘોને કાપવાથી જળ ઉપજે છે.

→ કદાચ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૦ *qrt-'કાપવું.'

कृष्ण (૨/૨૦) કાળું.

कृष्णं कृष्यतेः । निकृष्टो वर्णः ।

√कृष् ઘસડવું, ખેંચવું. અધમ વર્ણ.

→ ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ બરાબર, પણ અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ અસ્વીકાર્ય. કાળા રંગ સાથે નિકૃષ્ટતાનો ભાવ જોડાયેલો છે, તેથી જ કદાચ कृष्ण અને निकृष्टમાં યાસ્કે સમાનતા જોઈ હશે. પણ ઇન્ડો-યુરો૦ *qrs-'રંગ, ખાસ કરીને ઘેરો કે ગંદો.'

क्रतु (૨/૨૮) બળ, શક્તિ, હેતુ, પવિત્ર કર્મ.

कर्म वा प्रज्ञा वा ।

√कृ કરવું.

→ યાસ્કે આપેલા બંને અર્થો નિઘણ્ટુને અનુસરે છે. સાયણ પણ એ જ અર્થ સ્વીકારે છે. રાજવાડે માને છે કે શબ્દનો સૌથી વધુ પ્રચલિત અર્થ 'ધન' હોવો જોઈએ. (Words in Rgveda p. 207) અહીં યાસ્કે માત્ર પર્યાયો દ્વારા જ નિર્વચન આપ્યું છે, વ્યુત્પત્તિ નથી આપી તે નોંધવા જેવું છે.

क्राणाः (૪/૧૯) કરતા.

कुर्वाणाः । √कृ કરવું. વર્ન૦ કૃ૦.

→ યાસ્ક માત્ર અર્થ દ્વારા જ નિર્વચન આપે છે. રૂપ અનિયમિત છે, ઋગ્વેદમાં માત્ર એ જ વાર પ્રયોજાયેલું છે. √कृ ધાતુને સીધો –आन– પ્રત્યય લાગીને રૂપ બન્યુ હોય એ શક્યતા ખરી.

क्षण (૨/૨૫) ક્ષણ.

(૧) क्षणः क्षणोतेः । (૨) प्रक्ष्णुतः कालः ।

(૧) √क्षण् ઈજા કરવી.

(૨) (प्र) + √क्ष्णु ધાર કાઢવી. ખૂબ ધાર કાઢેલો, સૂક્ષ્મ કાળ.

→ ઈન્ડો–યુરો૦ *oqu– 'જોવું'. એના સપ્તમીના રૂપ (अ)क्षन्‌માંથી શબ્દ નીકળ્યો લાગે છે. યાસ્કનું નિર્વચન ભાષાશાસ્ત્રના તે કાળે અપૂરતા વિકાસને કારણે પ્રાથમિક દશાનું રહી જાય છે.

क्षा (૨/૬) પૃથ્વી.

क्षा क्षियतेः निवासकर्मणः । √क्षि રહેવું.

→ નિર્વચન પ્રાથમિક દશાનું રહી જાય છે. ઈન્ડો–યુરો૦ *ĝhdem– 'પૃથ્વી' સાથે સંબંધિત શબ્દો क्षम् – સપ્તમી क्षमि – क्षमा – क्ष्मा –(પૃથ્વી) વગેરે.

क्षीर (૨/૫) દૂધ.

(૧) क्षीरं क्षरतेः ।

(૨) घसतेः वा । ईरो नामकरणः । उशीरम् इति यथा ।

(૧) √क्षर् વહેવું. (૨) √घस् ખાવું + ईर નામકારક પ્રત્યય.

→ क्षीर (*ksiro) શબ્દ પોતે જ ઇન્ડો-યુરો૦ છે. नामानि आख्यातजानि એ માન્યતાના પ્રભાવ હેઠળ અપાયેલું નિર્વચન. પણ એમાં શબ્દમાં રહેલા સ્વરની ઉપેક્ષા થઈ છે. યાસ્કને જ્યારે નામના મૂળ માટે યોગ્ય ધાતુ ન મળે ત્યારે નામના વર્ણો સાથે અંશતઃ મળતા આવતા હોય એવા કોઈક નજીકના ધાતુ સાથે તેનો સંબંધ બેસાડવા પ્રયત્ન કરે છે, પણ આવે વખતે તેને ક્યારેક શબ્દમાં રહેલા સ્વરોની તો ક્યારેક વ્યંજનોની ઉપેક્ષા કરવી પડે છે, અને તેથી ધ્વનિશાસ્ત્રની દષ્ટિએ એવાં નિર્વચનોમાં શિથિલતા પ્રવેશી જાય છે.

गरुत्मन् (૭/૧૮) ગરૂડ. 'સુપર્ણ'નું વિશેષણ.

(૧) गरुत्मान् गरणवान् । (૨) गुर्वात्मा महात्मा इति वा ।

(૧) √गॄ ગળી જવું + मत् પ્રત્યય (૨) गुरु ભારે, મહાન + आत्मा આત્મા.

→ બન્ને નિર્વચનો તુલના૦ ભાષા૦ની દષ્ટિએ શક્ય અને કદાચ સ્વીકાર્ય ગણાય એવાં છે. મહાત્મા સ્વતંત્ર નિર્વચન નથી, ગુર્વાત્માની કેવળ વ્યાખ્યા જ છે.

गातु (૪/૨૧) ગમન, ગતિ, જવું.

तत् शयो आवृणीमहे गातु यज्ञाय गातु यज्ञपतये । इत्यपि निगमो भवति.......गमन यज्ञाय गमन यज्ञपतये ।

√गम् જવું. શંયુનું યજ્ઞ માટેનું તે ગમન, યજ્ઞપતિ માટેનું ગમન પસંદ કરીએ છીએ.

→ ગાતુમાં નામવાચક तु પ્રત્યય તો સ્પષ્ટ છે. नृतुः, ऋतुः, જેવા શબ્દો એનો પુરાવો છે. મુશ્કેલી ગમ્નું ગા શી રીતે થયું તે સમજાવવાની હશે અને તેથી એને ઐકપદિકમાં સ્થાન અપાયું હશે એમ લાગે છે. પણ યાસ્ક માત્ર નિર્વચન આપીને જ પતાવી દે છે. મેકડોનલ-કીથ દર્શાવે છે કે ઋગ્વેદમાં તો गातु એટલે 'ગીત' જ. એ અર્થ સ્વીકારતાં યાસ્કના અવતરણનો પણ 'યજ્ઞને માટે, યજ્ઞપતિને માટે શંયુના તે ગીતને પસંદ કરીએ છીએ' એમ અર્થ લઈ શકાય.

गव्या (૨/૫) ધનુષ્યની પણછ.

गव्या गमयति इषून् इति ।

√गम् જવું, (પ્રેરક).

→ પહેલાં પણછ ગાયેના તંતુમાંથી બનતી હશે એમ યાસ્કના નિર્વચનઃ પરથી સમજાય છે. "ज्यापि गौरुच्यते । गव्या चेत् ताद्धितम् । ધનુષ્યની પણછ પણ गौः કહેવાય છે. જો ગાયના (તંતુઓ)માંથી બનેલી હોય તો गौः શબ્દ તદ્ધિતના અર્થમાં વપરાયો છે એમ સમજવું." પછી લાક્ષણિક અર્થથી પણછમાત્ર, ગાયના તંતુમાંથી બની ન હોય તો યે गव्या કહેવાતી થઈ હશે એમ સમજી શકાય. પણ યાસ્ક એ સંજોગોમાં બીજું-ઉપરનું-નિર્વચન આપીને શબ્દ સમજાવે છે. સ્પષ્ટ રીતે अर्थनित्यः परीक्षेतનું અનુસરણ અને नामानि आख्यातजानिनो પ્રભાવ.

મેકડોનલ-કીથ गव्या = गविष्टि = (ઘણીવાર) 'સંઘર્ષ કે યુદ્ધ' એવો અર્થ આપે છે.

गायत्र (૧/૮) છંદ, સૂક્ત.

गायत्रम् गायतेः स्तुतिकर्मण. ।

√ गाय् પ્રશંસા કરવી.

गायत्री (૭/૧૨) છંદનું નામ

(૧) गायत्री गायतेः स्तुतिकर्मणः ।

(૨) त्रिगमना वा विपरिता ।

(૧) √ गा, गाय् પ્રશંસા કરવી.

(૨) √ गम् જવું. + त्रिः ત્રણવાર. ત્રણ વાર ગયેલી. વિપર્યય.

→ પહેલું નિર્વચન તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ સ્વીકાર્ય છે. ઇન્ડો-યુરો૦ *ગ્ગ-(i)- 'ગાવું'. બીજું નિર્વચન લોકપ્રચલિત વ્યુત્પત્તિઓના વર્ગમાં મુકાય તેવું છે. પણ તેમાં अर्थनित्यः परीक्षेतનું ઉદાહરણ જોઈ શકાય ખરું.

गिर् (૫/૧૦) સ્તુતિ.

गिरः गृणातेः । √ गृ સ્તુતિ કરવી.

गिरि (१/२०) પર્વત.

गिरिः पर्वतः समुद्गीर्णो भवति ।

(सम् + उद्)+√गॄ બહાર કાઢી ફેંકવું, પ્રગટ કરવું. બહાર પ્રગટેલો હોય છે.

→ नामानि आख्यातजानिનો પ્રભાવ. ઇન્ડો-યુરો૦ *geuri – 'પર્વત'. અવસ્તા gairi – 'પર્વત'.

गिरिष्ठा (१/२०) પર્વત પર રહેનાર.

गिरिष्ठा गिरिस्थायी । गिरि + √स्था રહેવું.

गो (२/५) પૃથ્વી, ગાય, ધનુષ્યની પણછ.

(१) (१) गौः इति पृथिव्याः नामधेयम्, यद् दूरं गता भवति ।

(२) यत् च अस्या भूतानि गच्छन्ति ।

(३) गातेः वा । ओकारः नामकरणः ।

(२) अथापि पशुनाम इह भवति एतस्माद् एव ।

(१) (१) √गम् જવું. જે દૂર ગયેલી છે.

(२) √गम् જવું. એમાં પ્રાણીઓ જાય છે.

(३) √गा જવું. + ओ નામકારક પ્રત્યય.

(२) ઉપર પ્રમાણે જ.

→ પણ ઇન્ડો-યુરો૦ *g$^{u}$ōu – 'પશુ'. ગ્રીક. boūs, લેટિન. guovs – 'ગાય'. નિર્વચનમાં नामानि आख्यातजानिનો પ્રભાવ.

गो (२/१४) સૂર્ય: આકાશ.

(१) (१) गौः आदित्यः भवति । गमयति रसान् ।

(२) गच्छति अन्तरिक्षे ।

(२) (१) अथ द्यौः । यद् पृथिव्याः अधि दूरं गता भवति ।

(२) यद् च अस्याम् ज्योतींषि गच्छन्ति ।

(૧) (૧) √गम् જવું (પ્રેરક). રસોને મોકલે છે.

(૨) √गम् જવું. અંતરિક્ષમાં જાય છે.

(૨) (૧) √गम् જે પૃથ્વીની ઉપર દૂર ગયેલી છે.

(૨) √गम् એનામાં નક્ષત્રો જાય છે.

→ આ બધા જ મૂળ गोः 'બળદ કે ગાય'ના લાક્ષણિક અર્થો હશે ?

ग्रीवा (૨/૨૮) ડોક.

(૧) ग्रीवा गिरते. वा । (२) गृणातेः वा । (३) गृह्णातेः वा ।

(૧) √गृ ગળી જવું. (૨) √गृ સ્તુતિ ગાવી. (૩) √ग्रह् પકડવું.

→ પહેલું નિર્વચન તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ સ્વીકાર્ય છે. ग्रीवा શબ્દ ઇન્ડો-યુરો૦ *gṷrī-કે*gṷeri-સાથે સંબંધ ધરાવેછે. ઇન્ડો-યુરો૦ *gṷer, *gṷerā-'ગળવુ' તેમજ લેટિન voro 'હું ખાઉં છું' ની સાથે गृ-गिरति સંકળાયેલો છે. પરંતુ ડો. વર્મા ત્રણેય નિર્વચનો સાથે મૂકીને શબ્દની આખી યે વ્યાખ્યાને સંપર્કદોષ પર આધારિત વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે.

ग्रीष्म (૪/૨૭) ઉનાળો.

ग्रीष्मः ग्रस्यन्ते अस्मिन् रसाः ।

√ग्रस् ગ્રસવું, ગળવું. આમાં રસો ગ્રસાય છે.

→ ग्रीष्ममांना ई સ્વરની ઉપેક્ષા કરવાથી આ નિર્વચન વ્યુત્પત્તિની દૃષ્ટિએ શિથિલ બને છે. ખરું જોતાં, શબ્દને ग्रीवा સાથે દૂરગત સંબંધ લાગે છે. ઇંન્ડો-યુરો૦ ધાતુ *gṷer- 'ગ્રસવું, ગળવું' ને ઇન્ડો-આર્યન પ્રત્યય-smo-લાગ્યો હોય એ બનવાજોગ છે.

घृत (૭/૨૪) પાણી.

घृतम् इति उदकनाम । जिघर्तेः सिञ्चतिकर्मणः ।

√ घृ સીંચવું (યાસ્ક), છાંટવું, ભીંજવવું, ટપકવું (વ્હિટ્ની)

→ ઋગ્વેદમાં √ घृ છાંટવાના અર્થમાં વારંવાર વપરાય છે, પરંતુ ઘૃતનો અભિધાર્થ તો 'ઘી' જ હતો, જળ નહીં. પછી રૂપકાત્મક રીતે અર્થનું સંક્રમણ થયું : આકાશમાંથી ટપકતું 'ઘી' એટલે કે વરસાદનું પાણી. ઘૃતનો 'ઘી' અર્થ ઇન્ડો-યુરો૦ કાળ જેટલો જૂનો છે. ત્યાં *ghṛto, *gherto- 'દૂધ, માખણ', એને √ घृ સાથે કશો સંબંધ નથી.

√ घृ વિશે વ્હિટ્ની નોંધે છે : घर्म વગેરે શબ્દોને માટે બીજો ધાતુ √ घृ 'ગરમ થવું, ગરમી થવી' કલ્પવામાં આવે છે; પણ સંભવિતપણે મૂલતઃ બંને એક જ છે.

તો પછી ગરમ કરેલું માખણ તે ઘૃત. તેથી ગરમી થવી, પ્રવાહી થવું, પરસેવો ટપકવો, પાણી વરસવું એવા કંઈક શબ્દના અર્થની ગતિ કલ્પી શકાય ખરી?

જો કે સાયણ ઘૃત અને सर्पिस् વચ્ચે (ઐ૦ બ્રા૦ પરનું ભાષ્ય) એવો ભેદ બતાવે છે કે પૂર્ણપણે પીગળેલું માખણ તે सर्पिस् અને પછી ફરીથી જામેલું તે ઘૃત.

चकद्राति (૨/૩) ખરાબ ગતિ.

चकद्र इति श्वगतौ भाष्यते । द्राति इति गतिकुत्सना । कद्राति इति द्रातिकुत्सना । चकद्राति कद्राति इति सतः अनर्थकः अभ्यासः ।

च (દ્વિરુક્તિ) + क ખરાબ + √ द्रा ખરાબ રીતે જવું.

→ જુઓ कद्राति.

चक्र (૪/૨૭) ચક્ર, પૈડું.

(૧) चक्रम् चकतेः वा । (૨) चरतेः वा । (૩) क्रामतेः वा ।

(૧) √ चक् કાંપવું, હડસેલવું, જવું (દુર્ગ).

(૨) √ चर् ચાલવું. (૩) √ क्रम् જવું, ચાલવું.

→ ઇન્ડો-યુરો૦ *qʷel – 'વળવું'. *qʷelqʷlos – 'પૈડું'. ગ્રીક kúklos – 'પૈડું'. યાસ્કનાં નિર્વચન સમાંતર આર્યકુળની ભાષાઓના જ્ઞાનને અભાવે પ્રાથમિક દશામાં રહી જાય છે.

चक्षुष् (૪/૩) આંખ.

(૧) चक्षुः ख्यातेः वा । (૨) चष्टेः वा ।

(૧) √ख्या જોવું. (૨) √चक्ष् જોવું.

→ પ્રાયમિક દશાનું નિર્વચન. ઇન્ડો–યુરો૦ *qᵘeks – 'જોવું'. મધ્ય પર્શિયન cašman (चश्मन्) 'આંખ'.

चर्मन् (૨/૫) ત્વચા, ચામડી, ચામડું, ખાલ.

(૧) चर्म चरतेः वा । (૨) उच्चृतं भवति इति वा ।

(૧) √चर् ચાલવું, જવું. (૨) (उद्) + √चृत् કાપવું, ઊતરડવું, ખાલ ઉતારવી.

→ પહેલા નિર્વચનમાં વ્યંજનોની ઉપેક્ષા થતી હોવાને કારણે તે શિથિલ બને છે પણ બીજું નિર્વચન, ડૉ. વર્માને મતે તેમાં ભૂલ રહી જતી હોવા છતાં, યાસ્કની ભાષાશાસ્ત્રની સૂઝનો ઉત્તમ ખ્યાલ આપે તેવું છે. બીજી વ્યુત્પત્તિમાં √चृत् (=कृत्)માંનો त्, चर्मन्‌માં દેખાતો નથી એટલા પૂરતું નિર્વચન સદોષ બને છે. સિવાય કે આપણે √वृत् > वर्मन्‌ની ઢબે √चृत् > चर्मन्‌ની કલ્પના કરી લઈએ. યાસ્કની પ્રશંસા કરતાં ડૉ વર્મા કહે છે : "it testifies to the greatness of Yāska as an etymologist." (એમનો ગ્રંથ, પૃ. ૫.) કેમ કે, चर्मन् શબ્દ ઇન્ડો–યુરો૦ *qer– 'કાપવું' સાથે સંકળાય છે. યાસ્કે તેને √चृत् સાથે સાંકળ્યો કેમકે યાસ્કને મળી શકતો સૌથી નજીકનો ધાતુ તે જ હતો. પરંતુ વૈદિક સંસ્કૃતમાં એક √चृ ધાતુ હોવાનાં સૂચનો ઘણીવાર મળે છે. તે પરથી જ પ્રાદેશિક ભાષાઓમાં 'ચીરવું', चीरना, चीरणें વગેરે ધાતુઓ ઊતરી આવ્યાં છે. જેમ √रु નું પ્રશિષ્ટ સંસ્કૃતમાં વિસ્તરણ √रुद् થયું તેમ √चृ નું √चृत् થયું.

ડૉ. વર્માનો ઉપરોક્ત મત વિચારપ્રેરક તો છે જ. એથી પણ આગળ જઈને આપણે એમ કહી શકીએ કે યાસ્ક આપણને આ બીજા નિર્વચનમાં उद् + √चृत् નહીં પરંતુ उद् + √चृ ધાતુ જ

આપતો હોય એ શક્યતા પણ કાઢી નાખવા જેવી નથી. वृत, कृत, भृत, घृत, मृत, सृत, पृत વગેરે રૂપોનાં મૂળમાં જો √वृ, √कृ, √भृ, √घृ, √मृ, √सृ, √पृ વગેરે ધાતુઓ હોય તો (उद् +) चृत ના મૂળમાં √चृ ધાતુ જ હોવું જોઈએ. ખુદ ઋગ્વેદમાં પણ चृत (૧.૨૫.૨૧) રૂપ મળે છે જ. જો યાસ્ક √चृत् ધાતુનો વિચાર કરતો હોત તો એણે આપેલું ક૦ ભૂ૦ કૃ૦ નું રૂપ કયાં તો √वृत् > वृत्त ના ઉદાહરણથી चृत्त થવું જોઈતું હતું કે પછી √नृत् > नर्तित ની જેમ चर्तित થવું જોઈતું હતું. વળી वर्मन्, कर्मन्, घर्मन्, भर्मन् વગેરેના મૂળમાં √वृ, √कृ, √घृ, √भृ ધાતુઓ રહેલા છે તેમ જ चर्मन् મૂળમાં પણ યાસ્કે √चृ ધાતુ જ જોયો હોવો જોઈએ. "On Postulating a Root *nr*" (યૂ. ગાંધી વિદ્યાભવન બૂલેટિન, નં. ૧, ૧૯૫૪) એ લેખમાં આચાર્ય જે. ટી. પરીખે √नृत् ઉપરાંત એક બીજો ધાતુ √नृ પણ હોવો જોઈએ એમ અનેક પ્રમાણો આપીને દર્શાવ્યુ છે બરાબર એ જ પ્રકારે અહીં જે સર્વસ્વીકૃત પાઠ છે તેને આધારે √चृत् નહીં પરંતુ √चृ ધાતુની જ કલ્પના કરવી પડશે એમ થતાં જ નિર્વચન સરળ અને સંપૂર્ણ તેમ જ તુલનાત્મક ભાષાશાસ્ત્રની દષ્ટિએ પણ સ્વીકાર્ય બનશે.

√चृ ને બદલે કેવળ √चृत् ધાતુને જ આપણે ઓળખીએ છીએ તે તો પાણિનિએ આપેલા ધાતુપાઠને આધારે. પણ યાસ્ક પાણિનિ પહેલાં થઈ ગયો અને એના કાળમાં કદાચ √चृ ધાતુ હોય પણ ખરો. પછી એ પાણિનિના કાળમાં પ્રશિષ્ટ સંસ્કૃતમાંથી કદાચ નાશ પામ્યો હોય અથવા પાણિનિએ માત્ર √चृत् જ સ્વીકાર્યો હોય (જેમ આ૦ પરીખના ઉપરોક્ત લેખને આધારે તેણે માત્ર √नृत् જ સ્વીકાર્યો હોવાની, √नृ પડતો મૂક્યો હોવાની કલ્પના પણ થઈ શકે) અને √चृ બોલાતી ભાષામાં ચાલુ રહી આજના 'ચીરવું' વગેરે પ્રાદેશિક ભાષાઓના ધાતુઓ સુધી ઊતરી આવ્યો હોય એમ કલ્પના કરવી અશક્ય નથી.

चित्त (૧/૬) ચિત્ત.

चित्तं चेततेः । √ चित् જોવું, જાણવું, વિચારવું.

→ તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ સ્વીકાર્ય. ઇન્ડો–યુરો૦ *qᵘ̯ī̆t– 'જોવું'.

च्यवन (૪/૧૬) ચ્યવન ઋષિ.

च्यवन ऋषिः भवति, च्यावयिता स्तोमानाम् ।

√च्यु, પડવું, જવું. (પ્રેરક). સ્તોત્રોનો મોકલનાર, પ્રેરનાર.

→ તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ સંભવિતપણે સ્વીકાર્ય. ઇન્ડો–યુરો૦ *qᵘ̯ieu–'ગતિમાં મૂકવું'. ગ્રીક σεύω 'હું ઝડપથી ગતિ પ્રેરું છું'.

ઋગ્વેદમાં આ નામ च्यवान એ સ્વરૂપે દેખાય છે, તેને √च्यु + आन (વ૦ કૃ૦ નો પ્રત્યય) એમ વ્યાકરણની દૃષ્ટિએ પણ સમજાવી શકાય. च्यवन તેનું પાછળથી પ્રચલિત બનેલું સ્વરૂપ છે.

ચ્યવન ભૃગુકુળના ઋષિ છે. ઋગ્વેદમાં જરાગ્રસ્ત ચ્યવનને અશ્વિનોએ નવયૌવન આપ્યું એવો ઉલ્લેખ છે. શતપથબ્રાહ્મણમાં કથા છે કે તેઓ શર્યાતની પુત્રી સુકન્યાને પરણ્યા. એક તળાવમાં ડૂબકી મારીને તેઓ બહાર નીકળ્યા એટલે યુવાન બની ગયા. પછી સુકન્યાની જ વિનંતીથી અશ્વિનોએ યજ્ઞભાગ સ્વીકાર્યો.

छन्दस् (૭/૧૨) છંદ.

छन्दांसि छादनात् । √छद् ઢાંકવું. (પ્રેરક)

→ તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ કદાચ સ્વીકાર્ય. ઇન્ડો–યુરો૦ *sked– 'ઢાંકવું'. પણ મેકડોનલ–કીથના મતે મૂળે छन्दस् > √छन्द् 'પ્રસન્ન કરવું.' તેથી છન્દસ્ એટલે દેવોને પણ વશીભૂત કરે એવો આકર્ષક અભિચાર.

जगती (૭/૧૩) એક વૈદિક છંદ.

(૧) जगती गततमं छन्दः ।

(૨) जलचरगतिः वा ।

(૩) 'जलगल्यमानः असृजत्' इति च ब्राह्मणम् ।

(૧) √गम् જવું (દ્વિરુક્તિ સાથે). સૌથી લાંબો ગયેલો છંદ.

(૨) जल + √गम् જવું. જળચરના જેવી ગતિવાળો.

(૩) √गल् ગળી પડવું (ઇચ્છાર્થક).

→ ડૉ. વર્મા આને લૌકિક કે લોકપ્રચલિત વ્યુત્પત્તિઓના સમૂહમાં મૂકે છે. આ છંદની જળપ્રવાહના જેવી કે જળચરના જેવી ગતિ વિશે બ્રાહ્મણોમાં વર્ણવેલી કથાનો ઉલ્લેખ કદાચ બીજા નિર્વચનમાં જોઈ શકાય.

**जठर** (૪/૭) જઠર, પેટ.

(૧) जठरम् उदरं भवति । जग्धम् अस्मिन् ध्रियते इति ।

(૨) धीयते वा ।

(૧) जग्ध ( √जक्ष् ) ખાધેલું + √धृ ધારણ કરવું. ખાધેલું આમાં ધારણ કરાય છે.

(૨) जग्ध + √धा મૂકવું. ખાધેલું આમાં મુકાય છે

→ નિર્વાચ્ય શબ્દના વર્ણોમાં સંક્ષિપ્ત શબ્દો જોતી વ્યુત્પત્તિ વળી નિર્વાચ્ય શબ્દના વર્ણો કરતાં નિર્વચનના શબ્દોનું સ્વરૂપ પણ ઘણું જુદું પડી જાય છે. શબ્દનું ઇન્ડો–યુરો૰ મૂળ છે *gel-t 'ઊપસતો ગર્ભ'.

**जमदग्नि** (૭/૨૪) એક ઋષિનું નામ.

(૧) जमदग्नयः प्रजमिताग्नयः वा ।

(૨) प्रज्वलिताग्नयः वा ।

(૧) जमद् ( √जम् જવું, સ્કોલ્ડ પાદટીપમાં નોંધે છે, કદાચ 'ખાવું') + अग्नि. અગ્નિ તરફ ગયેલા (કે અગ્નિનું ભક્ષણ કરી ગયેલા, અગ્નિને જમી ગયેલા?).

(૨) ज्वलद् ( √ज्वल् પ્રકાશવું, બળવું ) + अग्नि. પ્રકાશતા અગ્નિવાળા.

→ બંને વ્યુત્પત્તિઓ સમજાતી નથી. દુર્ગ प्रभूताग्नि શા આધારે કરે છે તે પણ સ્પષ્ટ નથી. પ્રો. ફતહ સિંધ નિરુક્તનો પાઠ આમ વાંચે છેઃ यमदग्नयः प्रयमिताग्नयः वा प्रज्वलिताग्नयः वा। અને એને આધારે યાસ્ક √यम् + अग्नि એવી વ્યુત્પત્તિ આપતો હોવાનું વિધાન કરે છે. એમના પાઠભેદ માટેનું કોઇ પણ પ્રમાણ એમણે ટાંક્યું નથી તેમ જ બીજી કોઈ ટીકાટીપ્પણ કરી નથી. એ જોતાં એમણે વાંચેલો પાઠ યાસ્કનો નથી જ એ તો નિઃશંક છે. जमदग्नि નામમાં ज નો य કરી નાખ્યો તેમ જ प्रज्व૰ માં ज् જ રહેવા દેવો પડ્યો તે સૂચવે છે કે એમણે આપેલી વ્યુત્પત્તિ યાસ્કે તો નહોતી જ કલ્પી. પણ યાસ્કે એ કેમ ન કલ્પી તેનું આશ્ચર્ય થાય છે ખરું. ज નો य કે य નો ज

થવો એ ઘણીખરી ભાષાઓની સામાન્ય ઘટના છે. વળી 'અગ્નિને વશ કરનાર' એ અર્થ ભૃગુકુળના એક ઋષિના નામમાંથી તારવવો અશક્ય નથી કેમકે ભૃગુકુળનો અને અગ્નિનો સંબંધ ઇતિહાસ-પુરાણોમાં જાણીતો છે.

**जरितृ** (૧/૭) ગાયક, પ્રશંસક.

जरिता गरिता । √गॄ પ્રશંસા કરવી.

→ ડૉ૦ વર્મા : a brilliant etymology, indeed, for those ancient times. (એમનો ગ્રંથ. પૃ. ૫.) *gᵘ̯̄erā–'અવાજ ઊંચો કરવો'. પ્રાચીન ઇન્ડો–આર્યન ભાષામાં ઊંડો કણ્ઠૌષ્ઠ્ય gᵘ̯̄, 'e' સ્વરની પૂર્વે જ્ બની જતો એ જાણીતું છે. યાસ્કે જાણે કે આ સંબંધ આંતરસૂઝથી કલ્પી લીધો. પૂર્ણપણે સ્વીકાર્ય.

**जसुरि** (૪/૨૪) થાકેલો (સ્કોલ્ડ); બંધાયેલો (ગ્રાસમેન, દુર્ગ); છૂટો મૂકેલો (ડૉ. સરૂપ); (પ્રશિષ્ટ સંસ્કૃતમાં) વજ્ર.

जस्तम् । √जस् છૂટું મૂકવું, ઈજા કરવી, થાકવું, જવું, હણવું.

→ આ શબ્દનો અર્થ કરવામાં સારી એવી મુશ્કેલી છે. દુર્ગ આમ સમજાવે છે : जस्तमिव बद्धं स्नायुतन्तुना । य एप पाक्षिक इति प्रसिद्धो राज्ञाम् । स हि बद्धत्वादुत्पतितुमत्यर्थं न शक्नोति नीचैरेव गच्छति । गत्वा च शशकादीनि हिनस्ति सत्त्वानि । બંધાયેલો બાજ નીચો જ ઊડતો સસલાં વગેરેને હણે છે પણ ડૉ. સરૂપના મતે This explanation seems to be far-fetched *and illogical for a bound falcon cannot kill* its prey. તેથી તેઓ let loose એવો અર્થ કરે છે. એના મૂળમાં ઇન્ડો–યુરો૦ *gᵘ̯̄es-'હોલવવું' એ ધાતુ છે એમ દર્શાવીને ડૉ. વર્મા નિર્વચનને ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ સ્વીકાર્ય પણ અર્થઘટના-શાસ્ત્રની દૃષ્ટિએ અસ્વીકાર્ય ગણાવે છે. સાયણ આ શ્લોકમાં जसुरि નો અર્થ क्षुधितम् કરે છે, પણ ઋ. ૫. ૬૧. ૭ માં व्यथितम् ( जसिस्ताडनकर्मा उपक्षपणकर्मा वा ) કરે છે. ઋ. ૬. ૧૩. ૫. માં जसुरये उपक्षपयित्रे અને ઋ. ૧. ૧૧૬. ૨૨ માં जसुरये श्रान्ताय કરે છે. ૧. ૧૧૬. ૨૨ માં સાયણ

ઉમેરે છે: जसु हिंसायाम् । जसिसहोरुरिन् ( उ. सू. २. २३१ ) એટલે કે √जस् અને √सह् ને उरिन् પ્રત્યય લાગે છે. (सहुरि શબ્દ પણ ઋ૦માં પ્રયોજાયો છે ) આમ √जस् ના મારવું, ફેંકવું, હણવું, થાકવું, ભૂખ્યા થવું એમ અનેક અર્થો અપાયા છે, અને વત્તે ઓછે અંશે બધા અર્થો યાસ્કે ટાંકેલા અવતરણમાં લાગુ પાડી શકાય તેમ છે. ડૉ. વર્માએ સૂચવેલા હોલવવાના અર્થનો મારવા ( જીવન હોલવાવું ) અને થાકવા (શક્તિ હોલવાવી, ક્ષીણ થવી ) ના અર્થ સાથે સંબંધ જોડવો અશક્ય નથી.

**जातवेदस्** (૭/૧૯) અગ્નિનું એક નામ.

(१) जातवेदाः कस्मात् ? जातानि वेद ।

(२) जातानि वा एनम् विदुः ।

(३) जाते जाते विद्यते इति वा ।

(४) जातवित्तो वा, जातधनः ।

(५) जातविद्यो वा, जातप्रज्ञानः ।

(६) 'यत् तत् जातः पशून् अविन्दत इति, तद् जातवेदसः जातवेदस्त्वम्' इति ब्राह्मणम् ।

(१) (२) जात જન્મેલું + √विद् જાણવું. જન્મેલાંને જાણે છે, જન્મેલાં એને જાણે છે.

(३) जात + √विद् (કર્મણિ) જણાવું, હોવું. દરેક જન્મેલાંમાં જણાય છે.

(४) जात + वेदस् ધન.

(५) जात + वेद જ્ઞાન.

(६) जात + √विद् મેળવવું, ખોળી કાઢવું. જેણે જન્મેલાએ પશુઓને મેળવ્યાં.

→ આ નિર્વચનોને ડૉ. વર્મા ન સમજાતી વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે. जातवेदस्‌નાં ૭ નિર્વચનો એ કાળે વ્યુત્પત્તિઓ-નિર્વચનોમાં જામત થયેલો રસ દર્શાવે છે. પણ યાસ્ક પાસે વ્યુત્પત્તિનાં મુખ્ય સાધનોમાં તો માત્ર વ્યાકરણના ધાતુઓ જ હતા. એટલે जातवेदस्‌નાં નિર્વચનોને

ते √ विद् 'होवुं', √ विद् 'જાણવું', √ विद् 'મેળવવું' એ ત્રણ અર્થો સાથે સાંકળે છે. યાસ્ક પોતે ગમે તેટલો કલ્પનાશીલ અને તેજસ્વી હોય પણ વ્યુત્પત્તિ માટેનાં એનાં ઉપકરણો અત્યંત દરિદ્ર હતાં એ ચોક્કસ. ૭ નિર્વચનો આપવાં પડ્યાં એ જ સૂચવે છે કે યાસ્કના કાળમાં પણ આ શબ્દ અજ્ઞાત બની ગયેલો. પહેલું નિર્વચન સૌથી વધુ સંભવિત નહીં તોયે સૌથી વધુ પ્રાચીન વ્યુત્પત્તિ તો હશે જ એમ ઋ૦ ૬. ૧૫. ૧૩ विश्वा वेद जनिमा जातवेदाः । અને અથર્વ૦ ૫. ૧૧. ૨ काव्येन केन जातेनासि जातवेदाः । (કયા જ્ઞાનના બળે તું જાતવેદા છે?) પરથી જણાય છે. ઋ૦ ૩. ૧. ૨૦. जन्मन् जन्मन् निहितो जातवेदाः । ત્રીજા નિર્વચનનું સૂચન કરે છે. યાસ્કે ટાંકેલા બ્રાહ્મણવાક્યમાં તો બ્રાહ્મણોમાં અપાય છે એ જ પ્રકારનું નિર્વચન છે. રોથ जातवेदस् એટલે 'જન્મેલું માત્ર જેની - સંપત્તિ (वेदस्–પ્રાપ્તિ, સંપત્તિ, માલિકી) છે' એવો અર્થ આપે છે, પણ તેને માટે તેણે કશું પ્રમાણ આપ્યું નથી.

પ્રો. ફતહસિંધ—"અગ્નિ કે પ્રાણનું આ સામાન્ય વિશેષણ છે. (प्राणो वै जातवेदाः स हि जातानां वेद । ઐ૦બ્રા૦). તેજસ્માંથી ઉદ્ભવેલ પ્રાણે કે અગ્નિએ પોતાની જાતને અગ્નિ, વાયુ અને આદિત્યમાં વિભક્ત કરી તેમાંથી ત્રણ લોક સર્જ્યાં. ત્યાં પ્રાણ કે અગ્નિ, એક રીતે, સગુણ બ્રહ્મના પર્યાય ગણી શકાય. પ્રજાપતિએ અગ્નિ દ્વારા પ્રાણીઓને જાણ્યાં (ઐ. બ્રા. ૧૩–૧૨), એનો પણ એ જ અર્થ થયો ગણાય."

**जुहुरे** (૪/૧૯) યજ્ઞ કર્યો.

जुह्विरे । √ हु યજ્ઞ કરવો. પરોક્ષ ભૂત ત્રી. પુ. બ. વ.

**ज्ञाति** (૪/૨૧) જ્ઞાતિબંધુઓ, સ્વજનો.

ज्ञातिः संज्ञानाद् । √ ज्ञा જાણવું. સારી રીતે જાણવાને કારણે.

→ ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ બરાબર, પણ અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ ભૂલભરેલું નિર્વચન. ज्ञाति શબ્દને √ जन् 'જન્મ પામવું' ના ઇન્ડો–યુરો૦ મૂળ *ĝnē– સાથે સંબંધ છે. સ્વરૂપદૃષ્ટિએ √ ज्ञा 'જન્મ પામવું' (તે પરથી ज्ञाति) પણ એની સાથે જ જોડાય છે, જુઓ ગ્રીક gnētós 'જન્મેલું'.

મેકડોનલ-કીથનો મત આનાથી ઉલટો છે. તેમને મતે શબ્દ √जन् માંથી નહીં પણ ज्ञा માંથી થયો હોય, અને શબ્દનો મૂળ અર્થ 'પરિચિત વ્યક્તિ' હોય અને પાછળથી ઋગ્વેદમાં દેખાય છે તેમ 'સ્વજન' કે 'પિતૃપક્ષની લોહીના સંબંધવાળી વ્યક્તિ' એવો અર્થ આવ્યો હોય. જો કે વ્યુત્પત્તિ માટે પાછું તેઓ ગ્રીક 'ગ્નોતોસ' (ભાઈ) અને 'ગ્નોતે' (બહેન)નો જ ઉલ્લેખ કરે છે. એટલે ડૉ. વર્માનો જ મત વધુ સ્વીકાર્ય ગણાય.

समस् (૨/૧૬) અંધકાર.

तमः तनोतेः । √तन् ફેલાવવું.

→ વિસંગત નિર્વચન-ઇન્ડો-યુરો૦ *temos-'અંધકાર'.

तायु (૪/૨૪) ચોર.

(૧) तायुः इति स्तेननाम। 'संस्त्यानम् अस्मिन् पापकम्' इति नैरुक्ताः ।

(૨) तस्यतेः वा स्यात् ।

(૧) √स्त्यै ભેગું થવું-કરવું, ઘટ્ટ થવું. જામ્યું છે આનામાં પાપ.

(૨) √तस् ઉછાળવું (વ્હિટની), ઝાંખા-અદૃશ્ય થવું (સ્કોલ્ડ).

→ ઇન્ડો-યુરો૦ *(s)tāi-'છુપાવવું.' પહેલું નિર્વચન પ્રાથમિક અવસ્થાનું રહી જાય છે. બીજું નિર્વચન સમજાતું નથી. દુર્ગ: 'तस्यतेर्वा स्यात्' क्षयार्थस्य । उपक्षीणो ह्रसो भवति अधार्मिकत्वात् । परलोकमनपेक्ष्य कल्पयति कर्माणि । પણ √तस् માંથી तायु સમજાવી શકાય તેમ નથી.

तितउ (૪/૯) ચાળણી, ગળણી.

(૧) तितउ परिपवनं भवति । ततवत् वा ।
(૨) तुन्नवद् वा ।
(૩) तिलमात्रतुन्नम् इति वा ।

(૧) √तन् તાણવું, ફેલાવવું + वत् ફેલાયેલું.

(૨) √तुद् નિચોવવું, કચડવું + वत्.

(૩) तिल તલ + √तुद्. જેમાંથી તલ નિચોવાય છે તે.

→ પણ ઇન્ડો-યુરો૰ *teṇḍ-'જુદું કરવું'. ગ્રીક τό 'હું જુદું કરું છું.' ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ तितउ (=तितवु) દ્વિરુક્તિ-અભ્યાસ છે. નિર્વચન આથમિક દશાનું રહી જાય છે.

तुग्वनि (तुग्वन्નું સપ્તમી એ. વ.) (૪/૧૫) તીર્થ; ઓવારો. નદીનો છીછરો ભાગ.

तुग्व तीर्थं भवति । तूर्णम् एतद् आयन्ति ।

तूर्णम् (=तु) ઝડપથી + √गम् (=ग्व) જવું. (લોકો) ઝટ એની પાસે આવે છે.

→ ડૉ. વર્મા : "it is not clear whether the equivalent is mere paraphrase or a derivation. If it is an etymology, it is very loose." (એમનો ગ્રંથ, પૃ. ૧૩૪) રોથને અનુસરીને સ્કોલ્ડ ઉપર પ્રમાણે સમજાવે છે. મોનિયર વિલિયમ્સ અને સ્કોલ્ડ એનો અર્થ ford (નદીનું પગે ચાલીને પાર કરી શકાય તેવું છીછરું તળ) કરે છે. યાસ્કે માત્ર પર્યાય આપીને નિર્વચન જ આપ્યું લાગે છે, વ્યુત્પત્તિ નથી આપી. વળી માત્ર આ વિભક્તિરૂપ જ નહીં, આ શબ્દ પણ આખા ઋગ્વેદમાં કેવળ એક જ વાર મળે છે એટલે વિવિધ સંદર્ભોની તુલના દ્વારા પણ એનું મૂળ શોધવું અશક્ય છે. બહુ બહુ તો √तुज् +वन् હશે એમ કલ્પના કરી શકાય. √तुज् ના વિવિધ અર્થોમાં મોનિયેર વિલિયમ્સ to flow forth, અને to move quickly એ બે અર્થ આપે છે, તે યાસ્કે આપેલા નિર્વચનની સાથે બંધબેસતા થાય છે એટલો સંતોષ લઇ શકાય. પણ જ્યાં સુધી ઇન્ડો-યુરો૰ કુળની અન્ય ભાષાઓમાં આનાં સમાંતર રૂપો ન મળે ત્યાં સુધી નિશ્ચિત કશું ન કહી શકાય.

तूर्णि (૨/૧૫) ઝડપી, ઉતાવળું, ચતુર.

त्वरमाणः । √त्वर् 'ઝટ કરવું, ઉતાવળ કરવી.'

→ તુલના૰ ભાષા૰ની દૃષ્ટિએ કદાચ સ્વીકાર્ય. ઈન્ડો-યુરો૰*tver-'વળવું.'

तृणम् (૧/૧૨, ૧/૧૩) ઘાસ.

यत् किञ्चित् तृन्द्यात् तृणम् तत् ।

तर्दनम् इति तृणम् ।

√तृद् ભોંકવું, કાપવું. જે કંઈ ભોંકાય, કપાય તે તૃણ.

→ તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ સંપૂર્ણ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૦ *(s)ter- 'કડક ભોંકાતો છોડ'. પ્રાચીન સ્લાવ. trĭnŭ-'કાંટો'. અંગ્રેજી thorn.

ત્રિત (૪/૬) એક દેવનું નામ.

(૧) त्रितः तीर्णतमो मेधया बभूव ।

(૨) अपि वा संख्यानाम एव अभिप्रेतं स्यात्, एकतः द्वितः त्रित इति त्रयो बभूवुः ।

(૧) √तॄ તરી જવું, ઓળંગી જવું. બુદ્ધિમાં સૌથી ઉત્તમ રીતે તરી ગયો.

(૨) त्रि-ત્રણ (માંથી त्रित). એકત, દ્વિત, ત્રિત એમ ત્રણ હતા.

→ બીજું નિર્વચન લૌકિક અથવા લોકપ્રચલિત પ્રકારનું છે. ત્રણ ભાઈઓમાં આ ત્રીજો હતો એવી કથા છે. त्रिस्थान (ત્રણ લોક પર શાસન કરનાર) સાથે આ પણ ઇન્દ્રના વિશેષણ તરીકે પ્રયોજાય છે. પહેલું પણ સમજાતું તો નથી જ. ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ પણ त्रि = तॄ શક્ય નથી.

ત્રિષ્ટુભ્ (૭/૧૨) એક વૈદિક છંદનું નામ.

(૧) त्रिष्टुप् स्तोभति-उत्तरपदा । का तु-त्रिता स्यात्? तीर्णतमम् छन्दः ।

(૨) त्रिवृत् वज्रः तस्य स्तोभनी इति वा ।

(૩) 'यत् त्रिः अस्तोभत् तत् त्रिष्टुभः त्रिष्टुप्त्वम्' इति विज्ञायते ।

(૧) √तॄ તરી જવું + √स्तुभ् સામના આંતરા ઉચ્ચારવા. स्तुभ् ઉત્તરપદવાળું. ત્રણ શું? સૌથી લાંબો છંદ.

(૨) (= ૩) त्रिः ત્રણવાર + √स्तुभ्.

→ પહેલું નિર્વચન સ્વરની ઉપેક્ષા કરે છે. 'સૌથી લાંબું ચાલીને પ્રશંસા કરનાર છંદ.' બીજું લૌકિક કે લોકપ્રચલિત પ્રકારનું છે. त्रि દ્વારા અહીં ઇન્દ્રના વજ્રનો ઉલ્લેખ છે. આ છંદ ઇન્દ્રના પ્રભાગમાં આવે છે. ઇન્દ્રનું વજ્ર ત્રણ અંશોવાળું છે, છંદ ઇન્દ્રને સ્તવે છે તેથી त्रिष्टुभ् ।

દંશ (૧/૨૦) ડંખ દેવું જીવડું.

दंशः दशतेः । √दंश् કરડવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૦ *denk-'કરડવું.' અવેસ્તા daẽç 'કરડતું જીવડું.' ગ્રીક dákno 'હું કરડું છું.'

दंसयः ( दंसितु प्र. બ. વ.) (૪/૨૫) કર્મો.
दंसयः कर्माणि । दंसयन्ति एनानि ।

√ दंस् ખતમ થવું, (આશ્ચર્યચકિત થવું-વ્હિટ્‌ની). (પ્રેરક) એમને ખતમ કરે છે.

→ ઇન્ડો-યુરો૦ *dens-'તીવ્ર માનસિક શક્તિ.' અવેસ્તા danhah- 'અદ્ભુત કર્મ.' ઋગ્વેદમાં પણ दंसस् શબ્દ જ વધુ પ્રચલિત છે, ઇકારાન્ત વાળો दंसि શબ્દ આ યાસ્કે નોંધેલું છે તે એક જ ઠેકાણે (૧૦·૧૩૮·૧) પ્રયોજાયો છે. તેથી ડૉ. વર્મા એને ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ સ્વીકાર્ય પરંતુ અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ અસ્વીકાર્ય ગણે છે. दंस्‌ના અર્થની ગતિનો વિચાર કરતાં મૂળ 'તીવ્ર માનસિક શક્તિ'નો એક તરફ આશ્ચર્ય અનુભવવું અને બીજી તરફ આશ્ચર્યકારક અદ્ભુત કર્મ કરવું એમ બંને તરફ સંબંધ જોઈ શકાય છે. સાયણ યાસ્કની જેમ જ दसयः कर्माणि કહીને અટકી જાય છે. પણ ઋગ્વેદમાં પણ इन्द्रस्य नु वीर्याणि प्रवोचम् (૧·૩૨·૧) અને विष्णोर्नु कम् वीर्याणि प्रवोचम् (૧·૧૫૪·૧)નું प्र वां दंसांसि अश्विनाववोचम् (૧·૧૧૬·૨૫) સાથેનું સ્પષ્ટ સામ્ય જોતાં वीर्याणि = दंसांसि = अद्भुतकर्माणि એમ સમજવું મુશ્કેલ નથી. √दंस् નો વ્હિટનીએ આપેલો અર્થ સ્વીકારીને યાસ્કના નિર્વચનનો "આશ્ચર્યચકિત કરે છે આ (કર્મો)" એવો અર્થ કરીએ તો એને તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ સંપૂર્ણ સ્વીકાર્ય વ્યુત્પત્તિ ગણવી પડે. રાજવાડેને આમાં પણ giftનો અર્થ દેખાય છે! (Words in Rgveda પૃ. ૨૬૨)

दक्षिण (૧/૭) જમણો હાથ.

(૧) दक्षिणो हस्तः । दक्षतेः उत्साहकर्मणः ।

(૨) दाशतेः वा स्यात् दानकर्मणः ।

(૧) √दक्ष् ઉત્સાહ હોવો, શક્તિમાન હોવું.

(૨) √दाश् અર્પણ કરવું, દાન કરવું, યજ્ઞ કરવો.

→ પહેલું ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ સ્વીકાર્ય છે પણ અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ નહીં. ઇન્ડો-યુરો૦ *deks-'લેવું.' બીજું સ્વર-વ્યંજન બંને દૃષ્ટિએ શિથિલ.

दक्षिणा (૧/૭) દક્ષિણા. દક્ષિણ દિશા.

(૧) दक्षिणा दक्षतेः समर्धयतिकर्मणः । व्यृद्धं समर्धयति इति ।

(२) अपि वा प्रदक्षिणागमनात्, दिशम् अभिप्रेत्य । (दिक् हस्तप्रकृतिः ।)

(૧) √ दक्ष् સમૃદ્ધ કરવું. ઊણાને સમૃદ્ધ કરે છે.

(૨) દિશાની બાબતમાં દક્ષિણ તરફ જવાથી. (દિશા–હાથની જેમ).

→ પહેલું નિર્વચન સંભવિતપણે સ્વીકાર્ય ગણી શકાય ખરું. ઇન્ડો–યુરો० *dek–' મેળવવું', આદર દર્શાવવો.' ગ્રીક dékomai–' હું સ્વીકારું છું'. બીજું માત્ર તુલનાત્મક સમજૂતી છે, વ્યુત્પત્તિ નથી.

दघ्न (૧/૯) પહોંચતું. (ઋ. માં કેવળ आदघ्न)

(૧) दघ्नं दघ्यतेः स्रवतिकर्मणः ।

(२) दस्यतेः वा स्यात् । विदस्ततरं भवति ।

(૧) √ दघ् વહેવું. પહોંચવું (સ્કોલ્ડ).

(૨) √ दस् શિથિલ બનવું, ઓછું થવું. ક્ષીણ થતું જાય છે.

→ પહેલું નિર્વચન ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ, અર્થઘટન સિવાય, સ્વીકાર્ય. ઇન્ડો–યુરો० *dn̥gh – 'પહોંચવું'. ગ્રીક odáks – 'ભૂમિતલ સુધી પહોંચતું'.

दण्ड (૨/૨) દંડો, લાકડી.

(૧) दण्डः ददतेः धारयतिकर्मणः ।

(२) 'दमनात्' इति औपमन्यवः ।

(૧) √ दद् મૂકવું, ધારણ કરવું (√ दा? સ્કોલ્ડ).

(૨) √ दम् દમન કરવું, વશ કરવું.

→ પણ ઇન્ડો–યુરો० *del (+ –ndo) 'ચીરવું, જુદું કરવું.' લેટિન dolo– ' હું કાપું છું'. લાકડું કાપીને લાકડી બનાવવાની ક્રિયાનો એમાં ઉલ્લેખ છે. મૂર્ધન્ય વ્યંજનોના ઉત્પત્તિકારણ વિશેના યાસ્કના અજ્ઞાનને કારણે નિર્વચન અશુદ્ધ–અપરિપક્વ રહી જાય છે. ल् + न् ના સંયોજનથી ण् પેદા

થયો છે એ યાસ્કને જાણીતું નહોતું. પછી મૂર્ધન્ય અનુનાસિકના બળે તેના પછી આવતો તેની સાથેનો દન્ત્ય द પણ મૂર્ધન્ય ड માં ફેરવાઈ જાય એ તો દેખીતું છે. તુલનાત્મક ભાષાશાસ્ત્રના પૂરતા જ્ઞાનને અભાવે પ્રાથમિક દશાનું નિર્વચન.

दण्ड्य (૨/૨) દંડાને લાયક. શિક્ષાપાત્ર.

(१) दण्ड्यः पुरुषः । (दण्डपुरुषः ।) दण्डम् अर्हति इति वा ।

(२) दण्डेन संपद्यते इति वा ।

(૧) (૨) दण्ड લાકડી. દણ્ડને લાયક છે તે. દણ્ડ વડે સાધી શકાય છે તે.

→ –य પ્રત્યયને આધારે સમજાવેલું, સંપૂર્ણપણે સ્વીકાર્ય નિર્વચન. પહેલો અર્થ પૂર્ણતયા સ્વીકાર્ય છે, બીજા અર્થને સ્વીકાર્ય ઠેરવવા માટે જરૂરી એવા સમાંતર પ્રયોગો કે રૂપો મળતાં નથી

दधिक्रा (૨/૨૭) અશ્વ, (અશ્વમુખ દેવતા).

(१) तत्र दधिक्राः इति एतद् दधत् क्रामति इति वा ।

(२) दधत् क्रन्दति इति वा ।

(३) दधत् आकारी भवति इति वा ।

(૧) √धा મૂકવું + √क्रम् ચાલવું. (સ્વારને) ધારણ કરતો ચાલે છે.

(૨) √धा + √क्रन्द् અવાજ કરવો. ધારણ કરતો હણહણે છે.

(૩) √धा + (आ +) √कृ ધારણ કરતો. (સુંદર) આકારવાળો (આકાર જાળવતો) હોય છે.

→ નિર્વચનો નથી સમજાતાં.

दमूनस् (૪/૪) ગૃહસંબંધી.

(१) दमूनाः दममनाः वा । (२) दानमनाः वा । (३) दान्तमनाः वा ।
(४) अपि वा दमः इति गृहनाम । तन्मनाः स्यात् ।

(૧) दम ચિત્તનું દમન કરવું + मनस्. (૨) दान + मनस्

(૩) √दम् (दान्त વશ કરેલ) + मनस्. જુઓ નિર્વચન પહેલું.

(૪) दमः ઘર + मनस् મન.

→ છેલ્લું નિર્વચન સાચી વ્યુત્પત્તિની ઠીક ઠીક નજીક છે. પણ એમાં બે મમાંના એકને સમાવવાની મુસ્કેલી છે. એટલે ક્યાં તો એમાં સમધ્વનિલોપ જોવો પડશે, અથવા એને વર્ણની ઉપેક્ષા કરતી વ્યુત્પત્તિના વર્ગમાં મૂકવું પડશે. ઈન્ડો-યુરો० *domus-, લેટિન domus એટલે ઘર. તેથી दम् – ઘર + नस् પ્રત્યય, એમ શબ્દ બન્યો છે. આ છેલ્લા 'નિર્વચન વિશે કશી ટીકાટીપ્પણ કર્યા સિવાય, ડૉ. વર્મા બાકીનાં આગલાં ત્રણને એકલા વ્યક્તિગત વર્ણોમાં પણ આખા શબ્દોનાં સંક્ષિપ્ત રૂપો ખોળવા પ્રયત્ન કરતી વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે.

दस्यु (૭/૨૩) દાનવ, નષ્ટકર. (शम्बर = મેઘનું એક વિશેષણ).
दस्युः दस्यतेः क्षयार्थात् । उपदस्यन्ति अस्मिन् रसाः ।
उपदासयति कर्माणि ।

√दस् ક્ષય પામવું, નકામું કરવું (વ્હિટ્નિ), -નો અભાવ હોવો (ડૉ. વર્મા). ક્ષીણ થાય છે એમાં રસો. ક્ષીણ કરે છે કર્મોને.

→ ડૉ. વર્માનું ભાષાંતર : '(ન વરસવાને કારણે) જે વરાળોને ક્ષીણ કરે છે, ખરાબ ઋતુને કારણે જે (મનુષ્યોની) પ્રવૃત્તિ ઘટાડે છે'. ડૉ. વર્માને મતે √दस्–"to lack in". અને તેથી સંભવિતપણે दस्यु–"wretched". એટલે શબ્દ તિરસ્કારના અર્થમાં વપરાયો જણાય છે. ઈન્ડો-યુરો० *d-es-'જુદું કરવું.' તેથી ડૉ. વર્મા આ નિર્વચનને ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ સાચી પણ અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ અસ્વીકાર્ય વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે. મેકડોનલ અને વ્હિટ્નિ 'lay waste' અને 'waste' અર્થ આપે છે તે અને 'to lack in' વચ્ચે કાર્યકારણભાવ અને તેથી અર્થવિકાસનો સંબંધ જોડવો અશક્ય નથી. જુઓ दास.

दारु (૪/૧૫) લાકડું.
(૧) दारुः दृणातेः वा ।
(૨) द्रूणातेः वा । (तस्माद् एव द्रु ।)

(૧) √दृ ચીરવું. (૨) √द्रू ફેંકવું, વીંધવું. (√द्रूण्-ઈજા કરવી.)
→ બંનેમાંથી ધારક द्रु સિદ્ધ કરે છે! પણ ઈન્ડો-યુરો० *dor-'વૃક્ષ'. ગ્રીક dóru-'ભાલો'. नामानि आख्यातजानि નાં પ્રભાવ હેઠળ અપાયેલું નિર્વચન.

**दावने** (૪/૧૮) દાન આપવાને માટે.

दानस्य । √दा આપવું.

→ કેવળ આ જ રૂપ ઋગ્વેદમાં ૨૭ સૂક્તોમાં ૨૮ વાર વપરાયું છે. એને હેત્વર્થ કૃદંત ગણવું જોઈએ એમ સ્કોલ્ડ નોંધે છે. ડૉ. વર્મા પણ એને दावन् માંથી હેત્વર્થ જ ગણે છે. સમાંતર રૂપો ગ્રીક duvánoi, અવે૦ dāvoi-'આપવા માટે'માં મળે છે. તેથી ડૉ.-વર્મા એને વૈદિક ગ્રંથોની અપૂરતી તપાસને કારણે પ્રાથમિક દશાની રહી ગયેલી વ્યુત્પત્તિ માને છે. પણ યાસ્ક કદાચ અહીં નિર્વચન આપે છે જે વ્યુત્પત્તિ નથી. બાકી दावने જેવું સરળ હેત્વર્થ કૃદંતનું રૂપ યાસ્કને અજાણ્યું હોય એ બહુ સંભવિત નથી લાગતું.

**दास** (૨/૧૭) દાસ.

दासः दस्यतेः । उपदासयति कर्माणि ।

√दस् (પ્રેરક) ક્ષીણ કરવું. કર્મોને ખતમ કરે છે.

→ પણ આ અર્થ કદાચ પાછળથી વિકસ્યો છે. મૂળ ઇન્ડો-યુરો૦ *√दस् 'જુદું કરવું'. પછી, दस्युના કિસ્સામાં દેખાય છે તેમ, 'ઈજા કરવી' અને પછી 'પૂરું કરવું'' એમ અર્થ વિકસ્યો. ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ સ્વીકાર્ય, અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ અસ્વીકાર્ય. મેકડોનલ-કીથ નોંધે છે કે दस्यु મુખ્યત્વે અતિમાનવીય શત્રુઓ માટે જ્યારે दास મુખ્યત્વે માનવશત્રુઓ માટે પ્રયોજાતો. (વૈ૦ ૪૦)

**दिव्य** (૪/૧૩, ૭/૧૮) દિવ્ય.

दिव्याः दिविजाः । [दिव्यः दिविजः ।]

दिव् સ્વર્ગ + √जन् જન્મ પામવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૦ *diū-'પ્રકાશવું.' જુઓ देव (૪) તેમજ द्यु.

**दिश** (૨/૧૫) આકાશનો એક ખૂણો.

(१) *दिशः कस्मात् ? दिशतेः ।* (२) *आसदनात् ।* (३) अपि वा अभ्यशनात् ।

(૧) √दिश् બતાવવું. (૨) (आ) + √सद् બેસવું, પહોંચવું, મેળવવું. (૩) (अभि) + √अश् મેળવવું.

અંશોમાં વરુણને માટે 'સર્વોચ્ચ દેવ'ના અર્થમાં પ્રયોજાય છે, જ્યારે દશમા મંડળ જેવા પાછળના અંશોમાં એ દાનવોના અર્થમાં પણ પ્રયોજાય છે. આથી એવી કલ્પના કરાય છે કે મૂળે દેવો માટે અસુર અને દેવ શબ્દો પ્રયોજતી બે આર્ય ટોળીઓ ક્યાંક કારણોસર ઝઘડી હશે, અને એ વેરભાવનાં બીજ ઊંડાં જતાં, વંશપરંપરામાં ઊતરતાં, બંને ટોળીઓએ સામી ટોળીના દેવોને દુષ્ટ લેખ્યા અને તેથી એક ટોળીના દેવો તે બીજીને માટે દુષ્ટ બન્યા, બીજી ટોળીના અસુરો તે પહેલીને માટે દેવવિરોધી બન્યા, અને એમ દેવાસુરસંગ્રામની કલ્પના અસ્તિત્વમાં આવી દેવ શબ્દના અનિષ્ટ અર્થમાં થયેલા પ્રયોગ માટેનાં અનેક સમાંતર રૂપો પ્રો. ફતહ સિંઘ આપે છે: અવેસ્તા: daeva, પર્શિયન, deva, આસીરિયન devu, અંગ્રેજી devil, લેટિન diabolus, ગ્રીક diabolos, ફ્રેન્ચ diable; ઇટાલિયન diavols, સ્પેનિશ diable વગેરે. આને આધારે પ્રો. ફતહસિંઘ જે અનુમાન બાંધે છે તે પણ નોંધવા જેવું છે: This, however, would suggest India to be the original home of Aryans, as it is only in later vedic literature that we find a reference to the bitter hatred between Devas and Asuras. (એમનો ગ્રંથ પૃ. ७६) [આ જ મતનું સમર્થન કરતાં અન્ય પુસ્તકો માટે જુઓ: Vedic History—G. K. Pillai (Kitabistan), The Glory That was Gurjaradesha-Ed. K. M. Munshi વગેરે.]

देवापि (२/११) વિશેષ નામ.

देवापिः देवानाम् आप्त्या स्तुत्या च प्रदानेन च देवसुमतिं....चिकित्वान् ।

देव + √आप् મેળવવું.

- નામનો યાસ્ક અનુસાર અર્થ થશે 'દેવોને મેળવનાર'. પણ આ શબ્દમાં आपि એટલે મિત્ર. ઋગ્વેદમાં એ અર્થમાં એ શબ્દ ઘણીવાર જોવા મળે છે. એનું ઇન્ડો-યુરો० મૂળ છે * ēpi-'સાથી', ગ્રીક ēpios-'મૈત્રીપૂર્ણ'. આ નિર્વચનને યાસ્કની અર્થઘટનાની ભૂલનું ઉદાહરણ ગણી શકાય. એથી યાસ્કે વૈદિક ગ્રંથોનો પૂરતી કાળજીથી અભ્યાસ કર્યો નથી એવું મંતવ્ય ડૉ. વર્મા પ્રગટ કરે છે.

**दोस्** (४/३) પગનો પંજો (સરૂપ, સ્કોલ્ડ). હાથ.

दोः द्रवतेः । √ द्रु દોડવું, ગતિ કરવી.

→ પણ પ્રાચીન ઇન્ડો-યુરો૦ માં द् અને द्र् ની કોઇ સમાનતા હોઇ શકે નહીં. ઇન્ડો-યુરો૦ * deus-(કે dous-) 'હાથ'. અવેસ્તા dāvš-'હાથનો ઉપલો ભાગ'. નામમાત્રના મૂળમાં ધાતુ હોવાના સિદ્ધાંતનો સવિશેષ પ્રભાવ.

**द्यावा** (द्योस्નું દ્વિવચન) (२/२०) સ્વર્ગ અને પૃથ્વી (સ્કોલ્ડ), રાત્રિ અને ઉષા.

(१) ते एव द्यावौ द्योतनात् ।

(२) अपि वा द्यावा चरतः, तया सह चरत इति स्यात् ।

(१) √ द्युत् – પ્રકાશવું.

(२) द्योस्નું તૃ. એ. વ.

→ સ્કોલ્ડ બીજા નિર્વચન સામે ‖ ચિહ્ન મૂકે છે જેની સમજૂતી તેણે આ પ્રમાણે આપી છે : the explanation may contain an etymology, but I have either not been able to find it out, or there exists some doubt as to whether an etymology really is implied in the explanation. પણ નિર્વચન ન સમજાયાની કે તેમાં ખરેખર વ્યુત્પત્તિ હોવા વિશે શંકા હોવાની મુશ્કેલી, એમ લાગે છે કે, નિર્વચનને સંદર્ભમાંથી અલગ કરી નાખવાને કારણે ઊભી થઈ છે. સંદર્ભને જાળવી રાખીને દુર્ગ બંને શબ્દોને રાત્રિ અને ઉષાના સંદર્ભમાં બરાબર સમજાવી શકે છે. द्यावा वर्णं चरतः । ते एव रात्र्युषसौ द्यावौ द्योतनात् । उषा हि स्वेन प्रकाशेन द्योतते । रात्रिरपि स्वेन तमोवीर्येण नक्षत्रगणेन वा स्वमधिकारं प्रति द्योतते । एवं हि द्यावेति द्विवचनम् । अपि वा तृतीयान्तमेकवचनमेतत्स्यात् । द्योस्तया द्यावा । "सह युक्ते" तया सह स्पर्धमाने चरतः गच्छतः । એટલે પહેલા નિર્વચનમાં યાસ્ક द्यावा ને द्योस्ના દ્વિવચન તરીકે રાત્રિ અને ઉષાના વિશેષણ તરીકે અને બીજામાં द्योस्ના તૃ. એ. વ. તરીકે 'પ્રકાશ સાથે, પ્રકાશ વડે' એ અર્થમાં સમજાવે છે એમ અર્થ કરતાં મુશ્કેલી રહેતી નથી.

<u>द्युस् (१/६) દિવસ.</u>

द्युः इति अह्नः नामधेयम् । द्योतते इति सतः ।

√ द्युत् – પ્રકાશવું.

→ તુલના૰ ભાષા૰ની દૃષ્ટિએ આ નિર્વચન અંશતઃ સ્વીકાર્ય ગણાય કેમકે મૂળ ધાતુ √द्युत् નથી પણ √द्यु છે ઇન્ડો-યુરો૰ *diū-,dei-'પ્રકાશવું'. ગ્રીક déelos 'દેખી શકાય તેવું, દશ્ય.'

द्रु (૪/૧૫) જુઓ दारु.

द्रु (૪/૧૯) લાકડું. સોમને ઝીલવાનું લાકડાનું પાત્ર (મેકડોનલ-કીથ).

द्रोः (उपस्थे) । द्रुममयस्य । લાકડાના બનેલા.

द्रुपदे (૪/૧૫) લાકડાના પગવાળી (બેઠક) (સરૂપ, ગ્રાસમેન). લાકડાનો થાંભલો, યૂપ (ડૉ૰ વર્મા, મેકડોનલ-કીથ).

दारुपाद्रोः । द्रु લાકડું + पद પગ.

→ ડૉ૰ વર્મા નોંધે છે: "पादु અસ્પષ્ટ છે. पादुનો અર્થ અહીં કદાચ 'સ્તંભ' હોય, પણ તેનું સમર્થન મળવું બાકી છે." પણ સંદર્ભમાં, અશ્વોનું વર્ણન છે તે જોતાં, યાસ્કના નિર્વચનથી સ્વતંત્ર રીતે, √द्रु દોડવું + पद – 'દોડતા પગવાળા, ઉતાવળા' એવો અર્થ પણ લઈ શકાય. આવા જ કોઈ અર્થમાં द्रुपद વિશેષ નામ બન્યું હશે? જો કે દ્રૌપદી પાછી યજ્ઞમાંથી પ્રાપ્ત થયેલી છે.

<u>धातु (૧/૨૦) ધાતુ.</u>

धातुः दधातेः । √धा મૂકવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૰ *dhē-'મૂકવું'. ગ્રીક tithemi 'હું મૂકું છું'. ઋગ્વેદમાં धातु શબ્દ માત્ર સમાસમાં જ મળે છે એમ સ્કોલ્ડ નોંધે છે.

<u>धीर (૪/૧૦) ડાહ્યો.</u>

धीराः प्रज्ञानवन्तः ध्यानवन्तः । √ध्या વિચારવું, ધ્યાન આપવું.

→ ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ સ્વીકાર્ય. પણ ઇન્ડો-યુરો૰ '*dhi-' જોવું'. તેથી અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ અસ્વીકાર્ય.

नंसन्ते (४/१५) नमे છે.

नमन्ते । √ नम् નું સંકેતાર્થ (subjunctive) ૩ પુ. બ. વ.

→ સ્વીકાર્ય (જુઓ નીચે नसन्त). ઇન્ડો-યુરો० *nem-'વાળવું, વાળવું', ગ્રીક némos-'સ્ત્રીનાં ગુપ્ત અંગો'.

नदी (२/२४) નદી.

नद्यः कस्मात् । नदना इमा भवन्ति, शब्दवत्यः ।

√ नद् ગર્જના કરવી.

→ સંભવિતપણે સ્વીકાર્ય. √ नद् એટલે 'ગર્જવું' એ પ્રાચીન ઇન્ડો-આર્યન ભાષામાં એ શબ્દનો થયેલો વિશિષ્ટ અર્થવિકાસ લાગે છે. કેમકે ઇન્ડો-યુરો० *nedo-'બરુ', એનાં સમાંતર સ્વરૂપો આર્મેનિયન net-'બાણ', આધુનિક ફારસી nai-'વાંસ, બરુ', ફારસી બોલી nad-'બરુ'. તેથી નદીને કાંઠે ઘણીવાર ઊગે છે તે બરુના અવાજનો અર્થ નદીના નિનાદમાં સંક્રાન્ત થયો હોય એ સંભવિત છે.

[સંસ્કૃતમાં नद-બરુ એ અર્થ નથી સચવાયો પણ नल એટલે 'બરુ' નો સંબંધ પણ नद ની સાથે જોઈ શકાય. नद > नड > नळ > नल. नड्वल, नडश-शी, नडिल, नड्वत् એટલે બરુઓવાળો પ્રદેશ. नड्वनी એટલે બરુઓવાળું તળ, પુષ્કળ બરુઓવાળી નદી. બરુની અંદર પોલાણ હોય છે એ સમાનતાથી છેક ગુજરાતી જેવી પ્રાદેશિક ભાષાઓ સુધી નળ, નળી, નળો વગેરે રૂપો પોલાણવાળા પદાર્થોના અર્થમાં ઊતરી આવ્યાં છે.]

नभस् (२/१४) સૂર્ય, આકાશ.

१. १. नभः आदित्यः भवति । [नेता रसानाम् ।]

२. नेता भासाम्, ज्योतिषां प्रणयः ।

३. अपि वा भनः एव स्याद् विपरीतः ।

४. न न भाति इति वा ।

२. एतेन द्यौः व्याख्याता ।

१. १. √नी લઈ જવું, દોરવું. [રસોને લઈ લેનાર.]

२. √नी દોરવું + √भा પ્રકાશવું. નક્ષત્રોનો નેતા.

३. भनस् (√ भन् બોલવું, કહેવું ?–સ્કોલ્ડ. પ્રકાશવું–ડૉ. વર્મા)નો વિપર્યય.

४. न નહીં + न નહીં + √भा પ્રકાશવું. નહીં કે નથી પ્રકાશતો.

२. = १.

→ પહેલું નિર્વચન–પાઠાંતરોના પુરાવાથીયે–શંકાસ્પદ જ છે. બીજામાં સ્વરોની ઉપેક્ષા થતી હોવાથી તે શિથિલ બને છે. ત્રીજામાં યાસ્ક વિપર્યય અને ચોથામાં સમધ્વનિલોપ (Haplology) થી શબ્દ સમજાવવા પ્રયત્ન કરે છે. પણ ડૉ. વર્મા યોગ્ય રીતે જ આને યાસ્કનું કલ્પનાદારિદ્રય દર્શાવતી વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે. नभस् નો 'આકાશ' અર્થ સમાનાર્થે સૂર્યમાં પણ સંક્રાન્ત થઈ શકે એટલી કલ્પના એ નથી દોડાવતો. દા. ત. द्यौस् એટલે પણ 'આકાશ' અને 'સૂર્ય'.

પ્રો. કુતઉસિંહ અથર્વવેદ ૧૭. ૧. ૧૧ (त्वं रक्षसे प्रदिशश्चतस्रस्त्वं शोचिषा नभसी वि भासि॥) માંથી સૂચન ગ્રહણ કરીને नभस् એટલે મૂળ તેજરહિત, ઝાંખું આકાશ (न + √ भास्) અને પછી આકાશ એમ અર્થવિકાસ જુએ છે; અને અનેક તેજરહિત તત્ત્વો–જેવાં કે વાદળ, ધુમ્મસ, વરાળ, વર્ષા, વર્ષાઋતુ, શ્રાવણમાસ વગેરે–ને માટે नभस् શબ્દ પ્રયોજાય છે તેથી આ વ્યુત્પત્તિને સમર્થન મળે છે એમ કહે છે.

नरक (१/११) નરક, નર્ક.

(१) नरकं न्यरकं, नीचैः गमनम्।

(२) न अस्मिन् रमणं स्थानम् अल्पम् अपि अस्ति इति वा।

(१) √नि નીચે, નીચે તરફ + √ऋ જવું, ગતિ કરવી. અધોગતિ.

(२) न નહીં + √रम् આનંદ પામવું. એમાં આનંદ પામવા જેવું જરા યે સ્થાન નથી.

→ બંને નિર્વચનો અસ્પષ્ટ છે. પહેલામાં नि + अर (<√ऋ-) માંથી શબ્દ નિષ્પન્ન કરાય છે, પણ પ્રાચીન ઈન્ડો-આર્યન ભાષામાં ક્યાંય ર્યા નો નં થઈ શકે એવો પુરાવો મળતો નથી. બીજામાં √रम् ના અંત્ય વ્યંજન મ્ નો કોઈ અંશ નરક માં દેખાતો નથી. કેટલાક ભાષાવિદો ઈન્ડો-યુરો૰ *ner-'ડૂબવું, પાણીમાં બેસી જવું' (લિથુઆનિયન nérti-'ડૂબવું'), કે ઈન્ડો-યુરો૰ *ner-'નીચે-નીચું', ગ્રીક nérteros-'વધારે નીચું' સાથે नरक ને સાંકળવા પ્રયત્ન કરે છે, પણ ડૉ. વર્મા એ વ્યુત્પત્તિ અંગે બહુ નિશ્ચિત નથી.

**नव** (૪/૧૫) નવું.

नवे नवजाते । નવાં જન્મેલાં.

↳ આમાં વ્યુત્પત્તિ નથી. ઈન્ડો-યુરો૰ *neuos- 'નવું'. ગ્રીક néos-'નવું'.

**नसन्त** (૭/૧૭) પામે છે, નમે છે.

(૧) नसन्त । नसतिः आप्नोतिकर्मा वा ।

(૨) नमतिकर्मा वा ।

√नस्-(૧) પ્રાપ્ત કરવું, પહોંચવું (૨) નમવું.

→ યાસ્ક સ્પષ્ટ રીતે √नस्-ધાતુ કલ્પીને તેના બે અર્થ 'મેળવવું' અને 'નમવું' આપે છે. છતાં સ્કોલ્ડ પહેલા નિર્વચન આગળ વ્યુત્પત્તિ ન સમજાતી હોવાનું કે તે અભિપ્રેત હોવા વિશે શંકા હોવાનું ચિહ્ન મૂકે છે, જ્યારે ડૉ. વર્મા બીજા નિર્વચનને (પહેલા નિર્વચન-नसतिः એટલે કે √नस्-નો ઉલ્લેખ કર્યા સિવાય જ) તુલના૰ ભાષા૰ ની દૃષ્ટિએ સંપૂર્ણ સ્વીકાર્ય ગણે છે, નિર્વાચ્ય શબ્દને √नम्-નું અદ્યતન મૂળવાળું વર્તમાન કાળનું રૂપ (aor pr.) ગણાવે છે, અને તેને ઈન્ડો-યુરો૰ *nem-'નમવું, વાળવું' તેમજ ગ્રીક némos-'સ્ત્રીનાં ગુપ્ત અંગો' સાથે સાંકળે છે. એટલે नसन्त એ રૂપને તેમણે સીધું જ √नम्માંથી નિષ્પન્ન કર્યું છે, અને યાસ્કે આપેલા આખા નિર્વચનમાંથી માત્ર नमतिकर्मा वा એટલા જ શબ્દોનો તેઓ ઉલ્લેખ કરે છે, તેથી યાસ્કે આપેલું

नसति (= √नस्-) तेमना ध्यान બહાર રહી ગયું હોવાનો સંભવ છે ખરો. પણ એ મત સ્વીકારવામાં नसन्त માં नम्‌ના અંત્ય અનુનાસિકનો સંપૂર્ણ લોપ શી રીતે સમજાવવો એ પ્રશ્ન રહે છે. ડૉ. વર્માએ એ અંગે કશો નિર્દેશ કર્યો નથી. સામે પક્ષે ઋગ્વેદમાં नसन्त, नसते અને नसीमहि એ ત્રણ રૂપો નવ વાર વપરાયાં છે, સાયણ એમના 'વ્યાપવું' કે 'જવું' એવા અર્થ આપે છે, મૅકડોનલ તેમજ વ્હિટની √नस्- ધાતુ અને તેનો unite–'જોડવું, જોડાવું' એવો અર્થ આપે છે. અને મૅકડોનલ नसन्तने √नस्‌નું જ વિધ્યર્થ–injunctive ગણાવે છે. એટલે ડૉ. વર્માનો અભિપ્રાય સ્વીકારવામાં ઠીક ઠીક મુશ્કેલી રહેલી છે.

જો કે √नम्-नु नंस्-> नँस्- > नस्-એ રીતે સમધ્વનિલોપથી અદ્યતનમૂલ કલ્પી શકાય ખરું. અને ઋગ્વેદમાં બધે જ नस्-નો ગત્યર્થ પૂર્ણપણે બંધબેસતો થાય છે, છતાં જવું,-ના તરફ જવું,-ને પામવું,-ની સાથે જોડાવું, જોડાવા માટે નમવું એમ અર્થસંબંધ પણ કલ્પી શકાય તેમ છે. ઇન્ડો-યુરો. *nem- 'નમવું'માંથી ગ્રીક nemos-'સ્ત્રીનાં ગુપ્ત અંગો'–ની જેમ જ √यु- 'જોડાવું'માંથી योनि શબ્દ પણ આપણને પરિચિત છે જ. (જોડાવું અને જોડાવા માટે નમવું એ અર્થસંબંધ પણ ઉપર બતાવ્યો છે જ,) છતાં ડૉ. વર્માએ नम्‌ના અનુનાસિકની લોપ વિશે મૌન સેવ્યું છે, તેમ જ ઉપર આવી ગયેલ नंसन्ते - नमन्ति એ નિર્વચનની ઉપેક્ષા કરી છે તેથી એમનો અભિપ્રાય પૂરતા પુરાવા વિનાનો લાગે છે.

नाक (૨/૧૪) સૂર્ય, આકાશ.

(१) नाकः आदित्यः भवति । नेता रसानाम् । नेता भासाम्, ज्योतिषां प्रणयः ।

(२) *अथ द्यौः । कम्, इति सुखनाम । तत्प्रतिषिद्धम् प्रतिषिध्येत ।*

(१) √नी- દોરવું. નક્ષત્રોનો નેતા.

(२) न નહીં + अ નિષેધાર્થક + क સુખ. સુખના નિષેધનો નિષેધ.

→ પહેલા અર્થના નિર્વચન માટે કોઈ આધાર સાંપડતો નથી. બીજા અર્થનું નિર્વચન પણ કેવળ તરંગલીલા જ લાગે છે. શબ્દની સાચી

વ્યુત્પત્તિ હજુ જાણી શકાઈ નથી. ડૉ. વર્મા બંનેને અસ્પષ્ટ ન સમજાતી વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે. પણ પ્રો. ફતહસિંઘ શતપથ બ્રાહ્મણ ૮.૪.૧.૨૪ (न हि तत्र गताय कस्मैचनाकं भवति।) ને આધારે બીજાનું સમર્થન કરે છે.

नाभि (૪/૨૧) નાભિ

(૧) नाभिः संनहनात्। नाभ्या संनद्धाः गर्भाः जायन्ते इति आहुः।

(૨) एतस्माद् एव ज्ञातीन् सनाभयः इति आचक्षते।

(૩) सबन्धवः इति च।

(૧-૨) (सम् +) √नह्- બાંધવું. 'નાભિનાળ સાથે બંધાયેલા ગર્ભો જન્મે છે.'

(૩) √बन्ध्- બાંધવું.

→ છેલ્લા નિર્વચન સામે સ્કોલ્ડ પ્રશ્નાર્થ મૂકે છે તે યોગ્ય છે. એ વ્યુત્પત્તિ નથી, માત્ર सनाभयः નો પર્યાય છે. ડૉ. વર્મા પ્રથમ બે (ખરેખર તો એક જ, કેમકે બંને એક જ ધાતુમાંથી નિષ્પન્ન કરેલાં છે) નિર્વચનોને नामानि आख्यातजानि ના પ્રભાવ હેઠળની વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે, કેમકે ઇન્ડો-યુરો૦ *nŏbhı 'નાભિ', એંગ્લો-સેક્સન nafu એટલે પૈડાની નાભિ. √नह्- ને नाभि સાથે કશો સંબંધ નથી. नह्-'બાંધવું', ઇન્ડો-યુરો૦ *negh-(લેટિન necto'હું બાંધું છું,' અંગ્રેજીમાં connection) સાથે સંબંધ ધરાવે છે.

नामन् (૪/૨૭) નામ.

इदम् अपि इतरत् नाम एतस्माद् एव। अभिसन्नामात्।

(अभि + सम् +) √नम्- નમવું, વાળવું.

→ 'અમુક અર્થ વ્યક્ત કરવા નમે છે તેથી નામ' એવો કંઈક યાસ્કનો આશય હશે. પણ ઇન્ડો-યુરો૦ *nōmen-'નામ'. લેટિન nōmen-'નામ'. એટલે નામમાત્ર ધાતુમૂલ એ સિદ્ધાંતની અસરથી આપેલું નિર્વચન.

निघण्टु (१/१) शब्दसूचि, शब्दसंग्रह.

(१) निघण्टवः कस्मात् । निगमाः इमे भवन्ति । छन्दोभ्यः समाहृत्य समाहृत्य समाम्नाताः । ते निगन्तवः एव सन्तः निगमनात् निघण्टवः उच्यन्ते इति औपमन्यवः ।

(२) अपि वा आहननाद् एव स्युः । समाहता भवन्ति ।

(३) यद् वा समाहृताः भवन्ति ।

(१) नि + √गम्–नक्की करवुं, जवुं, पूरुं करवुं वगेरे. (निगम–वैदिक अवतरण) ए निगम होय छे. मंत्रोमांथी लई लईने एकठा करेला. 'ते अर्थसूचक ज छे. अर्थसूचनने कारणे निघण्टु कहेवाय छे.'

(२) सम् + आ + √हन्– साथे गोठववुं. साथे मूकेलां होय छे.

(३) सम् + आ + √हृ– भेगुं करवुं.

→ निर्वचनोनुं उपलुं पृथक्करण स्कोल्डने अनुसरीने कर्युं छे. पण यास्कना मनमां कदाच त्रणे निर्वचनोमां नि + √गम्–, नि + √हन्– अने नि + √ हृ–ए धातुओ होवा जोईए. नहीं तो पाछला बे निर्वचनोमांथी पहेलो वर्ण समजावाशे नहि. यास्के जुदा उपसर्गो वापर्या छे ते तो मात्र अर्थ स्पष्ट करवा माटे ज. प्रो. लक्ष्मण सरूप ए ज प्रमाणे त्रणे निर्वचनो समजावे छे.

निगण्ठ नातपुत्त(एटले निर्ग्रन्थ–ग्रन्थिमुक्त–भगवान महावीर)ना उदाहरणथी स्कोल्ड निघण्टुने निर् + √ग्रथ्–ग्रन्थ्– 'बांधवुं' 'वैदिक मंत्रोना संदर्भमांथी अलग करेला शब्दोनो समूह' एम समजावे छे, पण डॉ. वर्मा बे कारणे ए व्युत्पत्तिने अस्वीकार्य गणे छे. (१) ध्वनिशास्त्रनी दृष्टिए प्राचीन इन्डोआर्यन घ् नो मध्य इन्डो-आर्यनमां ग् बनवो शक्य नथी, तेथी निगन्थ के निगण्ठमांथी निघण्टु समजावी शकाय नहीं; (२) अर्थघटनाशास्त्रनी दृष्टिए 'बंधनरहितता'ने शब्दकोशनो पायानो अर्थ मानवा अंगे कोई पण भाषानी अर्थघटनानुं प्रमाण नथी. राजवाडे नि + √घट्–घण्ट्–मांथी शब्दने व्युत्पन्न करे छे तेने पण डॉ. वर्मा संस्कृतमां ए अर्थमां घट् धातु प्रयोजायो होवानुं बीजुं कोई उदाहरण न होवाथी नकारे

છે. સ્કન્દસ્વામી પાણિનિના પૃષોદરાદિ નિયમને આધારે ग>घ અને त>ट થતા સમજાવી પહેલા નિર્વચનને ન્યાય્ય ઠેરવે છે.(वर्णव्यापत्त्या, पृषोदरादित्वाद्धि गकारस्थाने घकारः, तकारस्य टकारः।) તેને પણ ડૉ. વર્મા an evident indication of incapacity to explain કહે છે. (એમનો ગ્રંથ પૃ. ૩૪, પાદટીપ) ડૉ. વર્મા પોતે માને છે કે આ નિર્વચનો આપતી વખતે યાસ્કના મનમાં, આપણે અત્યારે જેને 'સંપર્કદોષ' તરીકે ઓળખીએ છીએ એ ઘટનાનો અસંપ્રજ્ઞાતપણે અણસાર હોય એવો સંભવ છે. ખરેખર સંપર્કદોષમાંથી શબ્દ જન્મ્યો કે કેમ તે આપણે નથી જાણતા પણ પહેલાં બે નિર્વચનોમાં એ સિદ્ધાંત અહીં કામ કરતો હોવાનું યાસ્કને અજ્ઞાનપણે લાગ્યું હોવાનું સમજાય છે. છેલ્લું નિર્વચન માત્ર સમજૂતી છે કે વ્યુત્પત્તિ તે સ્પષ્ટ નથી. સ્વર–વ્યંજનની એમાં ઉપેક્ષા થતી હોવાથી એ શિથિલ બને છે. ઉપરાંત, જુઓ પ્રસ્તાવના, પૃ. ૭ થી.

**निण्य** (૨/૧૬) અંદરનું, ગુપ્ત.

निण्यं निर्णामम्। निस् નિષેધાર્થક + नामन् નામ. નામ વિનાનું.

→ સાયણ પણ : निर्नामधेयम्।

**निधा** (૪/૨) જાળ.

निधा पाश्या भवति। यत् निधीयते।

नि નીચે + √धा–મૂકવું. જે નીચે મુકાય છે

→ સંભવિતપણે સ્વીકાર્ય. ઇન્ડો–યુરો૦ *dhe–'મૂકવું'.

**निपात** (૧/૪) નિપાત.

निपाताः उच्चावचेषु अर्थेषु निपतन्ति।

नि + √पत्–જે વિવિધ અર્થોમાં પડે છે.

→ ડૉ. વર્મા એક તરફ આને તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ સ્વીકાર્ય વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે, કેમકે ઇન્ડો–યુરો૦ *pet–'પડવું,' લેટિન peto 'હું ધસું છું.' તો બીજી તરફ એને પ્રાથમિક અવસ્થામાં રહી ગયેલ નિર્વચન ગણે છે કેમકે શબ્દનો શાબ્દિક અર્થ વધારે સારી રીતે આમ સમજાવી શકાય : "જે, પોતાના ગૌણ મહત્ત્વને કારણે, જાણે કે, વાક્યમાં માત્ર ડૂબકી જ મારે છે."

निदान् (७/२४) માર્ગ, ઉપાય.

निरयणम् । नि + √या–જવું.

→ માત્ર પર્યાય.

निर्ऋति (२/७) પૃથ્વી આપત્તિ.

(१) तत्र निर्ऋतिः निरमणात् ।

(२) ऋच्छतेः कृच्छ्रापत्तिः इतरा । (सा पृथिव्या संदिह्यते । तयोः विभागः ।)

(१) नि + √रम्–શાંત થવું, આનંદ પામવું. (જેમાં બધાં પ્રાણીઓ) આનંદ પામે છે.

(२) निस् + √ऋ– જવું, પહોંચવું, આવી પડવું.

→ પહેલામાં સ્વરની ઉપેક્ષા થાય છે. પ્રાચીન ઇન્ડો-આર્યનમાં √रम् ના र् ની ऋ સાથે સમાનતા હોવાની કોઈ શક્યતા નથી. બીજું નિર્વચન અસ્પષ્ટ છે શબ્દશઃ निस् + √ऋ – સમૃદ્ધિનો અભાવ વાલ્ડ આ શબ્દને ઇન્ડો–યુરો० निर् (પૂર્ણપણે) + *√ऋ- 'જુદું કરવું' સાથે જોડે છે. લેટિન īrdīt–'જુદું કરવું.' રોથ એનો અર્થ 'વેધક દરિદ્રતા' કરે છે, ડૉ. વર્મા 'ઊતરતી દશામાં મૂકનાર દરિદ્રતા' એમ સુધારે છે ઇન્ડો–યુરો० *ṛ–, *er–, *eré– 'જુદું કરવું' સાથે સંબંધ હોવાને કારણે, વાલ્ડ એનો અર્થ 'સડો, નાશ' કરે છે

नीचैः (४/२४) નીચે, નીચું.

नीचैः निचितम् भवति ।

नि + √चि–એકઠું કરવું. નીચે એકઠું કરેલું.

→ પણ ઇન્ડો-યુરો० *ni-નીચે + *oqṷó-s 'જોતું.' આમેં નિયન ni-'નીચે' ગ્રીક ósse 'આંખો'. તેથી. નિર્વચન પ્રાથમિક દશાનું રહી જવા પામે છે. ઋગ્વેદમાં नीचैः શબ્દ નથી, કેવળ नीचात् છે, તે પણ એક જ વાર.

**नूतन** (७/११) હમણાંનું.

नवतरः। नव નવું + तर અધિકતાદર્શક.

→ યાસ્કનું નિર્વચન સમજાતું નથી. ઈન્ડો-યુરો० ¯neuos-'નવું' ને કાળવાચક 'तन' લાગ્યો છે એ સ્પષ્ટ છે. (જેમ કે अद्य-तन, पुरा-तन, सना-तन.)

**नोधस्** (४/११) એક ઋષિનું નામ. સંજ્ઞાવાચક.

नोधाः ऋषिः भवति। नवनं दधाति।

√नु- પ્રશંસા કરવી + √धा- 'મૂકવું, રચવું'. જે પ્રશંસા રચે છે તે.

→ અસ્પષ્ટ નિર્વચન. બે ધાતુઓના આદિ અંશો મળીને નિર્વચન તૈયાર થાય છે, એટલે નિર્વચન પ્રાથમિક દશાનું છે, પણ તે ઉપરાંત પણ શબ્દ અને તેનું નિર્વચન સમજાતાં નથી.

**पंक्ति** (७/१२) એક વૈદિક છંદ.

पंक्तिः पञ्चपदा। पञ्चन्-પાંચ + -ति પ્રત્યય. પાંચ (પદો)નો સમૂહ.

→ તુલના૦ભાષા૦ની દૃષ્ટિએ સ્વીકાર્ય. અઘોષ દંત્ય વ્યંજન (અહીં त्)ની પૂર્વે કોઈ પણ તાલવ્ય વ્યંજન (અહીં च्) આવે તો તેને બદલે તે જ સ્થાનનો કંઠ્ય વ્યંજન (અહીં क्) મુકાય એ સંધિનિયમથી યાસ્ક દેખીતી રીતે જ માહિતગાર હતો. તેથી पञ्च् + ति = पङ्क् + ति = पङ्क्ति

**पणि** (२/१७) વેપારી

✓ पणिः वणिक् भवति। पणिः पणनाद्।

√पण् વેપાર કરવો.

→ પૂર્ણપણે સ્વીકાર્ય. ઈન્ડો-યુરો०*pel-'વેચવું', ગ્રીક pōlein-'વેચવું'.

મેકડોનલ-કીથ આ શબ્દ પર વિસ્તૃત નોંધ આપે છે. ઋગ્વેદમાં પણિ એટલે 'સમ્પન્ન પણ દેવોને હવિષ કે પુરોહિતોને દક્ષિણા ન આપનાર વ્યક્તિ'. તેથી 'ધૃણાપાત્ર'. ઋગ્વેદમાં જ એક સ્થળે એને वेकनाट-'વ્યાજખાઉ' પણ કહ્યો છે. રોથ √पण्-ની વ્યુત્પત્તિ સ્વીકારીને સમજાવે છે કે પ્રતિપ્રાપ્તિ વિના કંઈ પણ ન આપનાર તે પણિ. ઝીમર અને લુડવિગ સંમત થાય છે. પણ હિલેબ્રાં એને

સ્ટ્રેબોના પર્નિયનો જેવી કોઈ અરેખરી જાતિ માને છે. પણ મેકડોનલ-કીથને તેવી માન્યતા અનાવશ્યક લાગે છે. કેમકે √पण्- > पणि એ વ્યુત્પત્તિ જ પૂરતી વિશ્વસનીય છે.

સાથે જુઓ वणिज्.

**पद** (૨/૭) જુઓ पाद.

**पन्थाः** (૨/૨૮) માર્ગ, રસ્તો.

(૧) पन्थाः पततेः वा । (૨) पद्यतेः वा । (૩) पन्थतेः वा ।

(૧) √पत्- પડવું. (૨) √पद्- ચાલવું. (૩) √पन्थ्- જવું.

→ છેલ્લા નિર્વચનમાં સ્ફોટક નિર્વચન આપવા માટે જ યાસ્કે શબ્દ (કે ધાતુ) નવો કલ્પ્યો હોવાનું માને છે વ્હિટ્‌ની √पथ् ધાતુ આપે છે, પણ સાથે નોંધે છે: "No real root; the present forms doubtless bad readings for *patati* etc.; the causative a denominative of the stem *path*." ('આ સાચો ધાતુ નથી. ઉપલાં-એટલે એણે નોંધેલાં-રૂપો पतति વગેરેના જ ખરાબ-વિકૃત પાઠો છે. પ્રેરક રૂપ પણ पथ્નું નામ ધાતુ છે.') ડૉ. વર્મા આને તુલના૦ભાષા૦ની દૃષ્ટિએ સંપૂર્ણ સ્વીકાર્ય વ્યુત્પત્તિઓમાં મૂકે છે, પણ સાથે જ યાસ્કે જેમાં અસંપ્રજ્ઞાતપણે સંપર્કદોષની ઘટનાની અસર જોઈ હોય એવી વ્યુત્પત્તિ પણ ગણે છે પીટર્સબર્ગ શબ્દકોશ (બોહ્‌ટ્લિંક અને રોથ) અનુસાર મૂળ ઇન્ડો-યુરો૦*pent(h)- કે *pont(h)- 'જવું'. ગ્રીક póntos-'જળમાર્ગ'. પણ એ મૂળ ઉપર પણ ઇન્ડો-યુરો૦*pēd- (જુઓ पद्यते) 'જવું' ની અસર કલ્પી શકાય છે. સંપર્કદોષનો કિસ્સો.

**पयस्** (૨/૫) દૂધ.

(૧) पयः पिबतेः वा । (૨) प्यायतेः वा ।

(૧) √पा- પીવું. (૨) √प्याय्- જાડા થવું, ફૂલવું.

→ તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ માત્ર બીજું નિર્વચન સ્વીકાર્ય છે. એમાં पयस् (पय् + अस्) ના अय् અને या ની જે અનુરૂપતા યાસ્કે કલ્પી છે તે હવે ભાષાશાસ્ત્રમાં ઇન્ડો-યુરો૦ *oi(=अय्) । oiā

એ પ્રમાણે, સમજાવાય છે. એટલે ધાતુનું ઇન્ડો–યુરો૦ મૂળ *poi-, *poịā-'ચરબી' હતું. સ્વરોની આવી અનુરૂપતા સંસ્કૃતમાં અને ઇન્ડો–યુરો૦માં તદ્દન સ્વાભાવિક હતી. અવેસ્તા paēman-'માનું દૂધ.' páy-as માં páy- ઇન્ડો–યુરો૦ પ્રાતિપદિક *pói̯ā ના પ્રથમ અંશ છે. આ મૂળ પ્રાતિપદિક ay પર સ્વરભાર આવવાને કારણે પ્રાચીન ઇન્ડો–આર્યન સુધીમાં √प्याय् બની જાય છે. ડૉ. વર્મા કેટલાંક ઉદાહરણો આપી આ વાત સમજાવે છે. જેમકે हविमन् પણ ह्यातृ, पुनाति પણ पवितृ. પ્રો. ફતહસિંઘ √पय्-'જવું' (ધાતુપાઠ ૧.૫૦૫) માંથી નિપજાવે છે, અને અથર્વવેદ (૯.૧.૮)ને આધારે √पय्- 'પ્રવાહીની ગતિ'ના અર્થમાં લે છે!

परुष (૨/૬) સાંધા–ગાંઠા–વાળું.

पर्ववत्ति, भास्वति इति औपमन्यवः ।

पर्वन्–સાંધો, તેજ (ઔપ૦).

→ गो-'સૂર્ય'–ના વિશેષણ તરીકે परुष्–परुस् માંથી વ્યુત્પન્ન કર્યું છે. परुस् ઇન્ડો–યુરો૦ *per-'આગળ'નું જ સાતત્ય છે. જુઓ ગ્રીક peirēnante–'સાંધા હોય તેવું'. पर्वन्–'ગાંઠ'. નિર્વચન પૂર્ણપણે સ્વીકાર્ય.

पर्वत (૧/૨૦) પર્વત.

पर्ववान् पर्वतः । पर्वन्–સાંધો, ગાંઠ

→ જુઓ ઉપલું परुष. ઇન્ડો–યુરો૦ *per-'ગાંઠ'. ગ્રીક peirēnante– 'ગાંઠ મારતો, જોડીને દૃઢ કરતો.' સ્વીકાર્ય નિર્વચન.

पर्वन् (૧/૨૦) ગાંઠ, અર્ધમાસનું પર્વ.

(૧) पर्व पुनः पृणातेः ।

(૨) प्रीणातेः वा अर्धमासपर्व । देवान् अस्मिन् प्रीणयन्ति ।

(१) √पॄ-પૂરવું. (૨) √प्री-પ્રસન્ન કરવું. અર્ધમાસનાં પર્વો વખતે દેવોને પ્રસન્ન કરે છે.

→ नामानि आख्यातजानि ની અસર હેઠળ અપાયેલું નિર્વચન. જુઓ ઉપર્લા બે.

पर्शु (४/३) પાંસળી.

पर्शुः स्पृशतेः । संस्पृष्टा पृष्ठदेशम् ।

√स्पृश् સ્પર્શ કરવો. પીઠના ભાગને સ્પર્શનાર.

→ नामानि आख्यातजानि નો પ્રભાવ. ઈન્ડો-યુરો० *pr̥k-'પાંસળી' અવેસ્તા pərəsu.-'પાંસળી'. સ્કોલ્ડ નિર્વચનનાં બે વાક્યોને બે નિર્વચન ગણીને પાછલામાં पृष्ठ-'પીઠ' > पर्शुः એમ સમજાવે છે. પણ પહેલા વાક્યમાં વ્યુત્પત્તિ ધાતુમૂલ આપીને બીજામાં તેનો અર્થ સમજાવ્યો છે એમ માનવું વધુ સયુક્તિક લાગે છે.

पलित (४/२६) પળિયાં. (ઋગ્વેદમાં હોતૃના વિશેષણ તરીકે) ઉદાર, ઉપકારક.

पलितस्य पालयितुः ।

√पालय्- રક્ષણ કરવું, પાળવું.

→ યાસ્કના નિર્વચનમાં સ્વરની ઉપેક્ષા થતી હોવાથી એ શિથિલ વ્યુત્પત્તિ બને છે. પીટર્સબર્ગ શબ્દકોશ એનો અર્થ 'ભૂખરું' કરે છે, અને અર્થની દૃષ્ટિએ તે વધારે સારો છે. પરંતુ ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ पल-'ભૂખરું' માંથી શબ્દ નિપજાવવો વધુ યોગ્ય ગણાય.

पाणि (२/२६) હાથ.

पाणिः पणायतेः पूजाकर्मणः । प्रगृह्य पाणी देवान् पूजयन्ति ।

√पणाय्- પૂજવું, માન આપવું. બે હાથ જોડી દેવોને પૂજે છે.

→ જો કે શબ્દનું મૂળ ઈન્ડો-યુરો०*pelәm-કે *pelәn-'હાથ' (મધ્ય ઇન્ડો-આર્યન पणि). લેટિન palma-'હાથનો પંજો'. જુઓ અંગ્રેજી palm. [મધ્ય ઇન્ડો-આર્યન पणि માંથી સંસ્કૃતમાં पाणि થવાની પ્રક્રિયા पर्णि > पण्णि > पाणि એમ સમજાવી શકાય ? સંસ્કૃતના રેફવાળા સંયુક્તાક્ષરો પ્રાદેશિક ભાષા સુધી આવતાં રેફ લુપ્ત થઈ આગલો

લઘુ વર્ણ દીર્ઘ બને છે. એ પ્રક્રિયા તો ખૂબ જાણીતી છે. દા. ત. कर्म>कम्म>કામ, घर्म>घम्म>ઘામ, चर्म>चम्म>ચામ (ડું), (હાડચામ) વગેરે.]

पाद (૨/૭) પગ. પગલું. ચોથો ભાગ.

(૧) पादः पद्यतेः । (૨) तन्निधानात् पदम् ।

(૩) पशुपादप्रकृतिः प्रभागपादः । प्रभागपादसामान्यात् इतराणि पदानि ।

(૧–૨–૩) √पद्–ચાલવુ. પગ મૂકવાથી (થાય તે) પગલું. પશુના પગના સાદૃશ્યથી ચોથો ભાગ. ચોથા ભાગ સાથેની સમાનતાને કારણે બીજા ચતુર્થાંશ (પણ પાદ કહેવાય છે.)

→ ડૉ. વર્મા એમ તો નોંધે છે કે ઇન્ડો–યુરો૦ પ્રાતિપદિક *ped–'પગ' (લૅટિન pes–'પગ')ની સાથે જ એક ઇન્ડો–યુરો૦ ધાતુ *ped– 'જવું' (લિથુઆનિયન pėdinti–'ધીમે ધીમે જવું') પણ હતું ખરું; પણ "to derive the noun पद् from the verb √पद् was too primitive" એમ કહીને તેઓ નિર્વચનને नामानि आख्यातजानि ના પ્રભાવ હેઠળ અપાયેલું ગણાવે છે. પરંતુ એમના અભિપ્રાય સાથે સંમત થવું મુશ્કેલ છે. જો √दिश् 'બતાવવું' માંથી दिश्–दिशा પ્રાથમિક નિર્વચન ન હોય તો √पद् 'ચાલવું' માંથી पद् નિષ્પન્નવતું નિર્વચન પ્રાથમિક અવસ્થાનું શી રીતે હોઇ શકે ! દિશાના અને દર્શાવવાના સંબંધ જેટલો જ સ્વાભાવિક સંબંધ પગનો અને ચાલવાનો હોય અને ઇન્ડો–યુરો૦ નામ અને ધાતુ બંને સરખાં જ મળતાં હોય તો યાસ્કનું નિર્વચન તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ સંપૂર્ણ સ્વીકાર્ય ગણવું પડશે. સાહિત્યમાંથી પુરાવા ન મળે તો નિર્વચનને સંભવિતપણે સ્વીકાર્ય કે કદાચ સ્વીકાર્ય ગણી શકાય, પ્રાથમિક ગણવાનું યોગ્ય નથી લાગતું.

पार (૨/૨૪) દૂરનું. સામે કાંઠાનું. પેલી પારનું.

पारम् परम् भवति । पर–પેલી તરફનું.

→ સ્વીકાર્યો. पार्-पर् બંનેના ઇન્ડો-યુરો૦ અનુરૂપ રૂપો મળે છે. *per-io-'સામે પાર' લઈ જવું', *per-'પેલી તરફનું'. ગ્રીક peras-'હું દબાણ કરું છું.'

पारावतघ्नी (૨/૨૪) સરસ્વતી નદીનું વિશેષણ

पारावतघ्नी पारावारघातिनीम् ।

पारावार-દૂરનો અને નજીકનો કાંઠો + √हन् હણવું, નાશ કરવો, અફાળવું.

→ આ નિર્વચન માત્ર વિવરણ નહીં પણ વ્યુત્પત્તિ હોય તો એ દેખીતી રીતે જ મૂર્ખાઈભર્યું છે, કેમકે पारावत એટલે पारावार કદી હોઈ શકે નહીં, સાયણનું पारावत-दूरदेशे અર્થઘટન ઠીક લાગે છે તેમ છતાં શબ્દ તો નથી જ સમજાતો એવી નોંધ સાથે ડૉ૦ વર્મા નિર્વચનને અસ્પષ્ટ વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે. પણ સાયણને સમજવો મુશ્કેલ નથી. परावत्-'દૂરનું, દૂરનો પ્રદેશ' પરથી पारावत-'દૂર દેશના લોકો' એવો અર્થ એ કલ્પે છે. મેકડોનલ અને કીથે Vedic Index માં આ શબ્દ પર આપેલી નોંધ રસપ્રદ છે. તેથી તેનો કેટલોક અંશ નીચે આપ્યો છે : ऋग्वेद માં ચાર-પાંચ વાર पारावत શબ્દ આવે છે. રોથને મતે મોટે ભાગે એનો અર્થ 'દૂરથી આવતું' એવો થાય પરંતુ બે ઠેકાણે (એક ઋગ્વેદમાં, બીજું પંચવિંશ બ્રાહ્મણમાં) તે એને યમુનાના કાંઠા પર રહેતી પારાવત નામની કોઈક જાતિનું નામ માને છે. પંચવિંશ બ્રાહ્મણમાં તો તુરશ્રવસ પોતાના બે સામન્તો દ્વારા ઇન્દ્રને પ્રસન્ન કરે છે તેના બદલામાં ઇન્દ્ર તેને યમુનાને તીરે વસતા પારાવતોનો ઉપહાર આપે છે એમાં આ જાતિનો જ ઉલ્લેખ છે. હિલેબ્રાં તો બધે જ આ શબ્દ દ્વારા જાતિનો ઉલ્લેખ માને છે. એની ધારણા મુજબ ટોલેમીએ જેનો ઉલ્લેખ કર્યો છે તે ગેડ્રોસિયાની ઉત્તર સરહદે રહેનારી પારુએટાઈ *παρvηTaι* પ્રજા, અથવા આરેઈઆ *Apeιa* માં વસતી પારાઉટાઈ *παpovTaι* પ્રજા તે આના જેવી જ. (હિરોડોટસે ઉલ્લેખેલી અપારુટાઈ *Aπapvτaι* જાતિ પણ આના જેવી જ હોવી જોઈએ.) એના મતે આ જાતિ પર્વતીય હતી. લુડવિગ-ગેલ્ડનર પણ આમાં કોઈક જાતિનો ઉલ્લેખ જુએ છે. ઋગ્વેદમાં પારાવતોના સંદર્ભમાં

સરસ્વતીનો ઉલ્લેખ પંચવિંશ બ્રાહ્મણના ઉપલા ઉલ્લેખ સાથે મળતો આવે છે." આ રીતે જોતાં पारावतघ्नी એટલે પારાવતોને હણનારી નદી

पार्श्व (૪/૩) પડખું, પાંસળીવાળો પ્રદેશ.

पार्श्वम्, पर्शुमयम् अङ्गम् भवति । पर्शु-પાંસળી.

→ સ્વીકાર્ય.

पाश (૪/૨) જાળ.

पाशः पाशयतेः विपाशनात् । √पाश-બાંધવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો० *pāk, *pāk-'બાંધવું', મજબૂત કરવું'. લેટિન paciscor-'સંધિ કરવી', pāx 'સંધિ, શાંતિ'. [ પણ પરિશિષ્ટમાં ડૉ. વર્મા આ નિર્વચનને અસ્પષ્ટના વર્ગમાં મૂકે છે ]

पिजवन (૨/૨૪) વ્યક્તિવાચક નામ.

(૧) पिजवनः पुनः स्पर्धनीयजवः वा ।

(२) अमिश्रीभावगतिः वा ।

(૧) अपि + √जू-ઉતાવળા થવું. સ્પર્ધા ( કે સ્પૃહા ) કરવા યોગ્ય વેગવાળો

(૨) ( अ-નિષેધાર્થક ? ) + √पिज् (સ્કોલ્ડ. આપ્ટે - पिज्) મિશ્ર કરવું + √अव् જવું ?

→ આ નિર્વચન સમજવામાં ઠીક ઠીક મુશ્કેલી રહેલી છે. સ્કોલ્ડ (૧) √स्पृध् સ્પર્ધા કરવી, અનુકરણ કરવું + जव વેગ – ગતિ (૨) √पज् auf recken (શરુ કરવું, જવા માંડવું), [√पिज મિશ્ર કરવું, ધાતુપાઠ ૨૪.૧૮] એમ બે નિર્વચનોનું પૃથક્કરણ કરે છે. √पिज् ને બદલે આપ્ટે √पिञ्ज् ધાતુ આપે છે. ડૉ. વર્મા બીજાની નોંધ લીધા વિના પહેલાને અસ્પષ્ટ ગણાવે છે. તેમને મતે સ્પર્ધનીય તે पि નું વિવરણ જ છે, વ્યુત્પત્તિ નથી. રાજવાડે ધાતુપાઠમાંથી √पि ગતૌ ટાંકે છે પણ એથી શબ્દની વ્યુત્પત્તિ ઉપર કશો પ્રકાશ ફેંકાતો નથી એમ ડૉ. વર્મા નોંધે છે. ડૉ. લક્ષ્મણ

३२५ पिजवनः – जव ( √जु ) એટલે નિર્દેશ કરે છે ભિક્ષૂની √विज् કે √विञ्ज् નો ઉલ્લેખ નથી કરતા, પણ √जू 'ઉતાવળા ઝડપી-થવું (ઝડપ કરવી)' એવો અર્થ આપે છે. √पज् એટલે start (શરૂ કરવું) એવો અર્થ આપીને પ્રશ્નાર્થ મૂકી તે નોંધે છે કે આ ધાતુનાં રૂપો તથા તેમના અર્થો પૂર્ણપણે શંકાસ્પદ છે. દુર્ગની ટીકા : (१) तस्य हि स्पर्धार्हो जवो वेगः। (२) न तस्य मिश्रीभूतपूर्वा गतिरन्यैर्वेगवद्भिः अतिशैघ्र्यात्। રાજવાડે : "યાસ્કના ધાતુપાઠમાં √पि-'સ્પર્ધા કરવી' એવો અર્થ લાગે છે. કે એણે पयनीय = स्पर्धनीय કર્યું ? જેની ગતિ જવા યોગ્ય–સ્પર્ધા કરવા યોગ્ય છે તે." બીજું નિર્વચન તેમના મતે પહેલાનું જ વિવરણ છે : "એની ગતિ સાથે કોઈ પોતાની ગતિ મેળવી શક્તા નહીં, એની સ્પર્ધા કરી શકતા નહીં"–એ ખોટું નથી. પણ ધાતુપાઠ √विज्–'મિશ્ર કરવું' આપે છે તેનું શું કરવું ? આ સંજોગોમાં શબ્દને સ્વતંત્ર રીતે √पि 'જવું' + √जू (जवन) 'ઉતાવળ કરવી' એમ સમજાવી શકાય–'જે ગતિમા વેગવાળો–ઝડપી છે તે.' યાસ્કના પહેલા નિર્વચન પ્રમાણે अपि + √जू be swift towards, be swift upto માંથી વ્યુત્પન્ન કરી શકાય ખરું. તો ઉપસર્ગના अ નો લોપ वष्टि भागुरिरल्लोपमवाप्योरुपसर्गयोः એ ભાગુરિના પાણિનિએ સ્વીકારેલા નિયમ અનુસાર સાધ્ય ગણી શકાય,' અને अपिधान > पिधान ની જેમ अपिजवन > पिजवन સમજાવી શકાય. બીજા નિર્વચનને પહેલાનું જ વિવરણ ગણીએ તો પ્રશ્ન નથી. સ્વતંત્ર ગણીએ તો अ + √विज् + √अव् 'ન મિશ્ર થઈ શકે એવી ગતિવાળો' એમ અર્થ કર્યા પછી अ નું શું થયું એ પ્રશ્ન રહેવાનો જ. સિવાય કે अपिधान > पिधान ના મિથ્યા સાદૃશ્ય (false analogy) થી अ · विज् · अवन માંથી पिजवन નિષ્પન્ન કરીએ.

पितृ (४/२१) पिता

(१) पिता पाता वा। (२) पालयिता वा।

(१) √पा–રક્ષવું. (२) √ पाल्–પાળવું.

→ नामानि आख्यातजानिनो प्रभाव. इन्डो-युरो० *pətér-' पिता '. ग्रीक patér-' पिता '. प्रो. कृतहसिंघ अथर्ववेदादिने आधारे √प्रि ' पोषवु, उछेरवु ' (१) परथी निष्पन्न करे छे।

पिपीलिका (७/१३) कीडी.

पिपीलिका पेलतेः गतिकर्मणः ।

√पेल्-जवु.

→ अस्पष्ट निर्वचन. √पेल् धातुपाठमां अने निरुक्त (२/१४) मां पण मळे छे खरो. तै० ब्रा० ३-९ मां ये बराबर आ ज शब्दो छे. परंतु आ धातु वैदिक साहित्यमां पण अन्यत्र क्यांय प्रयोजायो नथी, एटले वैयाकरणोनुं ज सर्जन होवानी संभावना पूरेपूरी, एम डॉ. वर्मा कहे छे.

पियारु (४/२५) निन्दक

देवपीयुम् । पीयतिः हिंसाकर्मा ।

√पीय् निन्दा करवी, हिंसा करवी.

→ स्वीकार्य. इन्डो-युरो. *pī-'शाप आपवो'. जुनी उच्च जर्मन fīēn-'धिक्कारवु'. सरखावो अंग्रेजी fie.

पुत्र (२/११) पुत्र

(१) पुत्रः पुरु त्रायते ।

(२) निपरणाद् वा ।

(३) पुम् नरकम् । ततः त्रायते इति वा ।

(१) पुरु (=पु) खूब + √त्रा रक्षवुं. खूब रक्षे छे.

(२) (नि) + √पॄ पिंडदान करवुं. पिंडदानने कारणे रक्षे छे.

(३) पुद् नरकनुं नाम + √त्रा रक्षवुं. पुद् नामना नरकमांथी रक्षे छे.

→ ત્રણે નિર્વચનો લૌકિક કે લોકોમાં પ્રચલિત હોય, એ પ્રકારની વ્યુત્પત્તિઓ આપે છે. તેમાં પહેલું વર્ણોમાં શબ્દોના સંક્ષિપ્ત રૂપો જોનારું છે. બીજામાં સ્વરની ઉપેક્ષા છે. (કદાચ પહેલાં બે જુદાં જુદાં ગણેલાં નિર્વચનો એક જ હોય એમ પણ બને. 'જે પિંડદાનથી દુ:ખ રક્ષે છે તે'. જો કે તેમાં નિપરણાદ્‌ની પંચમી મુશ્કેલી ઊભી કરશે. સ્કોલ્ડ અને ડૉ. વર્મા બંને ત્રણ ત્રણ નિર્વચનો આપે છે તેથી અહીં તેમનું જ અનુસરણ કર્યું છે). ખરેખર, તો, ઈન્ડો-યુરો॰ *put-, *pu-'નાનો, યુવાન'. લેટિન putus-'છોકરો'.

पुरीष (૨/૨૨) ફળદ્રુપ કરનાર, પાણી.

(१) पुरीषम् पृणातेः । (२) पूरयतेः वा ।

(૧) √पृ પૂરવું. (૨) √पूर પૂરવું, ભરવું.

→ સંભવિતપણે સ્વીકાર્ય: 'તરસને પૂરે છે', કે 'નદીઓને પૂર્ણ કરે છે' ઈન્ડો-યુરો॰ *pelə-'પૂરવું'. લેટિન plēre-'ભરવું'. —

पुरुष (૨/૩) પુરુષ, આત્મા—અંત:પુરુષ.

(१) पुरि षादः । (२) पुरिशयः । (३) पूरयतेः वा । पूरयति अन्तः इति अन्तरपुरुषम् अभिप्रेत्य ।

(૧) पुर् + √सद् બેસવું. નગરમાં બેસનાર, રહેનાર.

(૨) पुर् + √शी સૂવું. નગરમાં સૂનાર.

(૩) √पृ પૂરવું. જે દેહને અંદરથી ભરી દે છે તે અંતરપુરુષ.

→ ડૉ. વર્મા આને અસ્પષ્ટ નિર્વચન કહીને નોંધે છે: These derivations are apparently inherited from old literature of the Vedas or the Brāhmaṇas and so it is difficult to determine whether they are due to literary fancy, popular etymology, or are based on some philological grounds. ડૉ. વર્માની મુશ્કેલી સાચી છે. સાંખ્યના પુરુષ કે ઉપનિષદોના આત્મા વિશે ગીતામાં : नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् વગેરેમાં જણાય છે તેમ પુરુષની આવી વ્યુત્પત્તિ પરંપરામાં જ ઊતરી આવેલી છે.

**પુરોહિત** (૨/૧૨) પુરોહિત.

પુરોહિતः. पुरः एनम् दधति ।

पुरः આગળ + √धा મૂકવું. એને આગળ મૂકે છે.

→ સ્વીકાર્ય. पुरः નું મૂળ ઇન્ડો-યુરો० *peres-' ની પહેલાં, આગળ'. ગ્રીક pres-bus 'જતું'. हित>√धा નું મૂળ ઇન્ડો-યુરો० *dhi-'મૂકવું'. લેટિન creditus 'માનેલું'.

**पूर** (૭/૨૩) માણસ, લોકો.

पूरवः पूरयितव्याः, मनुष्याः । √पृ, पूर्, પૂરવું.

→ અસ્પષ્ટ નિર્વચન. એનો ચોક્કસ અર્થ અનિશ્ચિત છે. પીટર્સબર્ગ શબ્દકોશ બતાવે છે તેમ આ શબ્દ पुरुव સાથે સંકળાયેલો છે. ઘણીવાર पूरुव એવી જોડણી પણ મળે છે. તે બંને કદાચ पुरु-નાં દીર્ઘવિલાં સ્વરૂપો હોય

**पृथिवी** (૧/૧૩-૧૪) પૃથ્વી

प्रथनात् पृथिवी इति आहुः ।

√प्रथ् ફેલાવવું વિસ્તારવું.

→ ભાષાશાસ્ત્રના અપૂરતા વિકાસને લીધે પ્રાથમિક અવસ્થાનું રહી જતું નિર્વચન મૂળ ઇન્ડો-યુરો० રૂપ *plt- કે *plət- 'પહોળું અને અને સપાટ'. ગ્રીક platús, લિથુઆનિયન platùs-'પહોળું.' જુઓ અંગ્રેજી plateau સરખાવો : यदप्रथयत् तत् पृथिव्यै पृथिवित्वम् प्रपथः पृथिव्यो. । (તૈત્તિરીય બ્રાહ્મણ.)

**पृश्नि** (૨/૧૪) સૂર્ય, આકાશ.

(१) पृश्निः आदित्यो भवति ।

(१) 'प्राश्नुते एनम् वर्णः' इति नैरुक्ताः ।

(२) संस्प्रष्टा रसान् ।

(३) संस्प्रष्टा भासम् ज्योतिषाम् ।

(४) संस्पृष्टः भासा इति वा ।

(२) अथ द्यौः ।

संस्पृष्टो ज्योतिर्भिः पुण्यकृद्भिः च ।

(१) (१) प्र + √अश् મેળવવું, વ્યાપવું. એને વર્ણો વ્યાપેલા છે.

(२) (३) (४) અને (२) (सम्) + √स्पृश् સ્પર્શ કરવો.

→ ડૉ. વર્મા આને नामानि आख्यातजानिना પ્રભાવવાળું ગણાવે છે. ઇન્ડો-યુરો० *pṛk-'વિવિધરંગી, ચિત્રવિચિત્ર'. આકાશના અર્થ વિશે એમણે કશી ટીકા-ટીપ્પણ કરી નથી, પરંતુ नमस् વિશે કહ્યું છે તેમ જ, पृश्नि પહેલાં આકાશના અર્થમાં હશે અને પછી સૂર્યમાં અર્થ સંક્રાન્ત થયો હશે.

**पृष्ठ** (४/३) પીઠ.

पृष्ठम् स्पृशतेः । संस्पृष्टम् अङ्गैः ।

√स्पृश् સ્પર્શ કરવો. બીજા અંગો સાથે સંપર્કમાં આવેલું છે.

→ આ પણ नामानि आख्यातजानिनां પ્રભાવવાળું. ઇન્ડો-યુરો० *pr-'-દ્વારા,-માંથી' + *√stā-'ઊભા રહેવું' અને એનું સમાંતર રૂપ લિથુઆનિયન pirštas – 'આંગળી'.

**पैजवन** (२/२४) વ્યક્તિવાચક નામ

पैजवनः पिजवनस्य पुत्रः ।

पिजवन ઉપરથી પિતૃવાચક.

→ સ્વીકાર્ય.

**प्रतीक** (७/३१) બાહ્ય દેખાવ. –ના તરફ વળેલું કે વાળેલું.

(१) प्रत्यक्तं भवति । (२) प्रतिदर्शनम् वा ।

(१) प्रति + √अञ्च्‌ના તરફ વાળવું. (२) प्रति + √ईक्ष् જોવું.

→ પ્રાથમિક દશાનું. ઇન્ડો-યુરો० *preti- + oqu̥-'જોવું'. ગ્રીક *ópopa* 'મેં જોયું છે'.

**प्रथम** (२/२२) પહેલો.

प्रथमः इति मुख्यनाम । प्रतमः भवति ।

प्र + तम સૌથી આગળ, શ્રેષ્ઠ.

→ સંપૂર્ણ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો० *pro + tam-,અવેસ્તા fratama- 'સૌથી આગળનો'. એટલે प्रथमનો શબ્દશઃ અર્થ 'સૌથી આગળનો' છે. શબ્દમાં ઇન્ડો-યુરો० ભાષાનાં બે શ્રેષ્ઠતાદર્શક પ્રત્યયો-थ-અને -म રહેલા છે. ऋ १.१५२ ३. अ માં શબ્દનો આ શ્રેષ્ઠતાવાચક અર્થ દેખાય છે: अपादेति प्रथमा पद्वतीनाम् । "પગ વિનાની છતાં, પગવાળી વસ્તુઓમાં સૌથી પહેલી જાય છે."

प्रधि (૪/૨૧) પૈંડાનો નાભિની આજુબાજુ મૂકેલો ભાગ, આરા.

प्रधिः प्रहितः भवति ।

प्र + √धा મૂકવું. જે ગોઠવેલો છે.

→ સ્વીકાર્ય. ઇન્ડો–યુરો० *pro–'આગળ.' લેટિન pro–'આગળ ઉપર'.

√धा–ઇન્ડો–યુરો० *√dhi–મૂકવું.

प्रस्नेय (૧/૯) સ્નાન કરાવવા યોગ્ય.

प्रस्नेयाः स्नानार्हाः ।

प्र + √स्ना સ્નાન કરવું. વિધ્યર્થ કૃદંત.

→ વ્યાકરણસિદ્ધ છે તેથી સ્વીકાર્ય.

बन्धु (૪/૨૧) સગું, સ્વજન.

बन्धुः संबन्धनात् । √बन्ध् બાંધવું. સંબંધ–સાથે બંધાવા–ને કારણે.

→ સ્વીકાર્ય. ઇન્ડો–યુરો० *bhend–, એંગ્લો–સેક્સન bindan–, અંગ્રેજી bind, ગુજરાતી 'બાંધવું' વગેરે.

बिल (૨/૧૭) દર, છિદ્ર, ગુફા

बिलम् भरम् भवति । बिभर्तेः ।

√भृ ધારણ કરવું, વહન કરવું. જે ધારણ કરે છે.

→ સ્વર–વ્યંજન બંનેની ઉપેક્ષા કરતું હોવાથી નિર્વચન શિથિલ બને છે. મૂળ કદાચ ઇન્ડો–યુરો० *bel–'ખોદવું,' આર્મેનિયન pelem 'હું ખોદી કાઢું છું.' પણ આ વ્યુત્પત્તિ પણ ચોક્કસ નથી એમ ડૉ૦ વર્મા કહે છે. (જો કે આપ્ટેના શબ્દકોશમાં बिल् ૬.૫० અને ૧०.ઉ० ધાતુ To split, cleave, break, divide એ અર્થોવાળો છે ખરો. પણ વ્હિટનીમાં નથી.) યાસ્કનો √भृ (ભરવું ?) ત્રીજા ગણનો છે, પણ એ અર્થવાળો √भृ પાણિનિના ધાતુપાઠમાં પહેલા ગણનો છે એમ દર્શાવી રાજવાડે આમ સમજાવે છે. "A hole is called बिल because it is filled with water etc."

बिल्म (૧/૨०) લાકડાના છોડા, અર્ધ, અંશ, ભાગ.

(૧) बिल्मं भिल्मम् । (૨) भासनम् इति वा ।

(૧) √भिद् ભેદવું, ચીરવું. (૨) √भास् પ્રકાશવું.

→ પહેલું નિર્વચન માત્ર વિલ્મનું વિવરણ જ છે. દુર્ગ એનો ભેદન એવો અર્થ આપે છે, એમ સ્કોલ્ડ નોંધે છે. બીજું નિર્વચન એને નથી સમજાયું, પણ ખરેખર તો એ વિવરણ છે. પહેલામાં યાસ્કે आदिविपर्यय (२/१) બતાવ્યો છે એમ કહી શકાય. ડૉ० સરૂપ પાદટીપમાં બતાવે છે કે ભર્તૃહરિના વાક્યપદીય પરની ટીકામાં હરિવૃષભ લગભગ યાસ્કના જ શબ્દો પ્રયોજે છે : ऋषयः साक्षात्कृतधर्माणो....बिल्मं समामनन्ति....वेदवेदाङ्गानि बिल्मः। પણ અર્થ તદ્દન જુદો થયો છે. પ્રશિષ્ટ સંસ્કૃતમાં बिल्म કે भिल्म એકે નથી. ડૉ० વર્મા નિર્વચનને અસ્પષ્ટ ગણે છે અને बिल्मનો અર્થ 'span' વિસ્તાર, ભાગ, પ્રદેશ' હોય તો એને ઇન્ડો-યુરો० *bel-'ખોદવું' સાથે સાંકળી શકાય એમ નોંધે છે. મોનિયેર વિલિયમ્સ : बिल्मग्रहणम् grasping by bits i. e. by degrees.

ઘોષનો અઘોષ-भ् નો ब्-તો સમજાય તેમ છે. भिद्>भिड्> भिळ्>भिल्>बिल् એમ સંબંધ કલ્પી શકાય ખરો ? ઋ. ૨.૩૫ ૧૨માં बिल्मैः નો અર્થ ડૉ. વેલણકર cнips of wood કરે છે.

बिल्व (१/१४) બિલીપત્રનું વૃક્ષ કે બિલ્લાંનું ફળ.

(१) बिल्वम् भरणाद् वा। (२) भेदनाद् वा।

(१) √भृ ધારણ કરવું. (२) √भिद् ભેદવું.

→ અસ્પષ્ટ નિર્વચન, ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ નિર્વચન યોગ્ય નથી. જુઓ बिल्म.

बिस (२/२४) કમળતંતુ.

बिसं बिस्यतेः भेदनकर्मणः, वृद्धिकर्मणः वा।

√बिस ભેદવું, વૃદ્ધિ પામવું.

→ અસ્પષ્ટ નિર્વચન. આ અર્થવાળો આવો કોઈ ધાતુ હસ્તી ધરાવતો હોવાનું કશું પ્રમાણ નથી એમ ડૉ. વર્મા નોંધે છે. પરંતુ આપ્ટે √बिस् ४.प. ધાતુ 'જવું', પ્રેરવું', ફેંકવું', ચીરવું" વગેરે અર્થોવાળો આપે છે. રાજવાડે પણ ધાતુપાઠ ટાંકે છે, પણ વ્હિટનીમાં નથી.

**वृवूक** (२/२२) જળ, ભીનાશ.

(१) वृवूकम् इति उदकनाम। ब्रवीतेः वा शब्दकर्मणः।

(२) भ्रंशतेः वा।

(१) √ब्रू કહેવું, અવાજ કરવો. (२) √भ्रंश પડવું.

→ ડૉ. વર્મા આને સંપર્કદોષના અણુસારવાળી વ્યુત્પત્તિ ગણે છે.

**बृहत्** (१/७) ઊચ્ચ, ઊંચું, મહાન. મુખ્ય.

बृहत् इति महतः नामधेयम्। परिवृढम् भवति।

√बृह्- વિસ્તારવુ.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૦*bhrĝh 'ઊંચું'. અવેસ્તા bərəzant 'ઉદાત્ત'. રૂઢાર્થ: परिवृढम् 'the surrounded one, the lord chief.'

**बृहती** (७/१२) એક વૈદિક છંદ.

बृहती परिबर्हणात्। √बृह्- વિસ્તરવું, વધવું.

→ સ્વીકાર્ય. જુઓ बृहत्.

**ब्रह्मन्** (१/८) બ્રહ્મ, સ્તુતિ.

(१) ब्रह्म परिवृढः श्रुततः।

(२) ब्रह्म परिवृढम् सर्वतः।

(परि+) √बृह् – મહાન્ થવું, વિસ્તરવું, વધવું. બ્રહ્મ–જ્ઞાનથી બધી રીતે શ્રેષ્ઠ. બ્રહ્મ–સ્તુતિ, સર્વથા શ્રેષ્ઠ.

→ સ્વીકાર્ય જુઓ बृहत्.

પ્રો. ફતહસિંઘની નોંધ રસપ્રદ છે. યુરોપીય વિદ્વાનો ब्रह्मन्‌ને આઇરિશ bricht–'જાદુ' (ઓલ્ડેનબર્ગ), bragr 'કવિતા', braggi 'કાવ્યદેવી' (હિલ્લેબ્રાંટ) સાથે જોડે છે. તેથી તેમને મતે મૂળે ब्रह्मन् એટલે જાદુમંત્ર–magical formula or spell. ઋગ્વેદમાં કેટલેક ઠેકાણે ब्रह्मन् એટલે 'સ્તુતિ–જાદુઈ મંત્ર'નો અર્થ છે પણ ખરો. પણ વૈદિક સાહિત્યમાં સ્તુતિથી પૂજક તથા પૂજ્ય દેવ બંનેના

બલ-શક્તિ વધે છે એવી માન્યતા હોવાનું દર્શાવવા માટે પૂરતો પુરાવો છે. યજ્ઞને પણ ब्रह्मन् કહ્યો છે. અને મૂળે 'વિસ્તાર'નો અર્થ યજ્ઞ સાથે સંબદ્ધ હોવાનો સંભવ ખરો. અગ્નિ ફેલાય તે પહેલાં અરણિમાંથી તેને પ્રકટ કરવા ઘણું ઘર્ષણમંથન કરવું પડે છે, તેથી જ કદાચ ब्रह्मन् ('વિસ્તરતું')ને સર્જન કરતાં પહેલાં ઉષ્મા અનુભવવાની પ્રક્રિયામાંથી પસાર થવું પડે છે.

भग (૧/૭) વિભાજક, ભાગ, નસીબ, સદ્‌ભાગ્ય, ધન.

भगः भजतेः । √भज् વહેંચવું, ભોગવવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૦*bhag 'વહેંચવું, જુદું કરવું.'

भद्र (૪/૧૦) પવિત્ર, કલ્યાણકારક, ભાગ્યવંત.

भद्रम् भगेन व्याख्यातम् ।

(१) भजनीयम् भूतानाम् अभिद्रवणीयम् ।

(२) भवत् रमयति इति वा ।

(३) भाजनवत् वा ।

(૧) √भज् ભોગવવું? કે अभि (= भ) + √द्रु (= द्र)-ના તરફ દોડવું? પ્રાણીઓએ જેના તરફ જવા જેવું છે તે.

(૨) √भू (भवत्) થવું + √रम् (પ્રેરક) આનંદ આપવો. જે બનતું હોય ત્યારે આનંદ આપે છે.

(૩) भाजन-પાત્ર, પાત્ર વ્યક્તિ.

→ સ્કોલ્ડ भजनीयम्‌ને સ્વતંત્ર નિર્વચન ગણે છે, પણ भजनीयम् અને अभिद्रवणीयम् બેમાંથી એક તો બીજાનું વિવરણ છે જ એ સ્પષ્ટ છે. વળી તે નિર્વચનો (૧) √भज् (૨) भूत + (अभि) + √द्रु (૩) √भू + √द्रम् દોડવું (પ્રેરક) (?) (૪) भाजन આમ સમજાવે છે. પહેલું તો भगને કારણે √भज् પરથી નિપજાવાય તે સમજાય તેમ છે. પણ भूत + द्रुમાંથી भद्र નિપજાવતાં આખા તનો લોપ સમજાવવો મુશ્કેલ થઈ પડશે. વળી બબ્બે ઉકારનું શું કરવું? ત્રીજામાં √द्रम् ધાતુ ઉપજાવી કાઢેલો જ લાગે છે. વ્હિટનીને પણ √द्रम् 'દોડવું'નું એક જ રૂપ ઉપનિષદોમાં જડયું છે.

ઉદ્દલું ડૉ. વર્માના ત્રણમાંના વચલા અર્થ મુજબ સમજાવી શકાય. ડૉ. વર્મા ઉપર આપ્યા પ્રમાણે ત્રણ નિર્વચનો કલ્પે છે, પણ સમજાવતી વખતે (૧) √भज्–લોકો જેને ભજે છે (૨) √भ्राजय् જે તેને ભજતા લોકોમાં રહે છે (૩) √द्रु + √रमय् લોકો તેના તરફ દોડે ત્યારે તેને આનંદ આપે છે, એમ પૃથક્કરણ કરે છે. તેમાં भगની સમાનતાથી भद्र નિપજાવવાને કારણે √भज् કલ્પવું યોગ્ય તો ગણાય, પણ યાસ્ક માત્ર અર્થની સમાનતા તરફ જ લક્ષ દોરતો લાગે છે. નિર્વચનોની પણ સમાનતા તેને અભિપ્રેત હોત તો તો નવી વ્યુત્પત્તિઓ જ તેણે ન આપી હોત. અન્ય સ્થળોએ પણ તે गोर्व्याख्यात्. । (૪/૨૪) गातुर्व्याख्यातः । (૪/૨૫) એમ કહે છે ત્યારે તે ચોક્કસ શબ્દ જ સમજાવ્યો છે એમ અભિપ્રેત હોય છે. તેથી ત્યાં પાછું નિર્વચન તે નથી આપતો. પણ અહીં તેવું નથી. (તેથી જ भगનું તૃતીયાનું રૂપ પણ આપેલું છે.) એટલે भद्रને માટે भजनीय કરતાં अभिद्रवणीयને નિર્વચન ગણવું વધારે સયુક્તિક ગણાશે ત્રીજું √द्रु + √रमय् એમણે ક્યાંથી ઉપજાવી કાઢયું તેનું આશ્ચર્ય જ રહે છે. भवन् > भअद् > भद्-द् + रम् એમ યાસ્કના જ वर्णलोप (૨/૧) ના સિદ્ધાંત દ્વારા સમજાવવું શક્ય છે.

આટલું કહ્યા પછી પણ, આખું નિર્વચન अर्थनित्य પણ વર્ણોની બાબતમાં શિથિલ છે, એમ કહેવાનું રહે છે. એટલે તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ અસ્વીકાર્ય. ઇન્ડો–યુરો૦ *bhad–'સારું'. ગોથિક batiza–'બહેતર'.

भर (૪/૨૪) યુદ્ધ.

(૧) भरः इति सङ्ग्रामनाम । भरतेः वा । (૨) हरतेः वा ।

(૧) √भृ વહન કરવું (૨) √हृ લઈ જવું.

→ પહેલું સંભવિતપણે સ્વીકાર્ય. ઇન્ડો–યુરો૦ *bher–'વહન કરવું, ધારણ કરવું'. ગ્રીક ph'erō–'હું ધારણ કરું છું'. બીજું નિર્વચન ભાષાશાસ્ત્રના પૂરતા વિકાસના અભાવે પ્રાથમિક અને ગલત રહી જાય છે. શબ્દનું સાચું મૂળ √भृ છે, √हृ નથી.

भीम, भीष्म (૧/૨૦) ભયંકર.

भीमः बिभ्यति अस्मात् । भीष्मः अपि एतस्मात् एव ।

√भी ડરવું, ગભરાવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો–યુરો० *bhi–'ગભરાવું'. લિથુઆનિયન bijóti–s–'ડરવું'.

भूरि (૨/૭) પુષ્કળ, વારંવાર.

भूरि इति बहुनः नामधेयम् । प्रभवति इति सतः ।

(प्र+) √भू વધવું, શક્તિમાન થવું.

→ પ્રાથમિક દશાનું નિર્વચન. ઇન્ડો–યુરો० *bhūr–'ફુલાવું'. અવેસ્તા būiri–'સમૃદ્ધ'. લિથુઆનિયન. būrỹs–'ટગલો'.

भ्रातृ (૪/૨૬) ભાઈ.

(१) भ्राता भरतेः हरतिकर्मणः । हरते भाग ।

(२) भर्त्तव्यः भवति इति वा ।

√भृ (૧) લેવું, લઈ જવું. ભાગ લઈ જાય છે. (૨) ભરણ પોષણ કરવું. ભરણપોષણ કરવું પડે છે.

→ नामानि आख्यातजानिના પ્રભાવવાળું નિર્વચન. ઇન્ડો–યુરો० *bhrāter–, લેટિન frāter, અંગ્રેજી brother 'ભાઈ'.

मघ (૧/૭) દાન, ભેટ, ધન.

मघम् इति धननामधेयम् । मंहतेः दानकर्मणः ।

√मंह् આપવું, દાન કરવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો–યુરો० *mor(e)gh, mṇgh–'સમૃદ્ધ, પુષ્કળ'. વાક્ક એને √मंह् 'ભેટ આપવું' સાથે પણ સાંકળે છે.

मघोनी (૧/૭) પુષ્કળ ધનવાળી.

मघोनी मघवती । मघ + वन् નું સ્ત્રીલિંગ.

→ સ્વીકાર્ય. व ની પૂર્વે अ હોય અને પછી સ્વર અસંયુક્ત न् આવે તો व નું સંપ્રસારણ તરફ વલણ હોય છે, અને તેની આગલા अ સાથે સંધિ થઈ જાય છે.

मत्सर (૨/૫) સોમનું વિશેષણ, મદ કરનાર, ઉત્તેજક. લોભ.

(૧) मत्सरः सोमः, मन्दतेः तृप्तिकर्मणः ।

(२) मत्सरः इति लोभनाम । अभिमत्त एनेन धनम् भवति ।

(૧) (૨) √मद्, मन्द् તૃપ્ત થવું, આનંદ પામવું, આકર્ષાવું, ઉન્મત્ત થવું. એનાથી ધન માટે (માણસ) ઉન્મત્ત બને છે.

→ બને ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ બરાબર, પણ અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ અસ્વીકાર્ય. ઇન્ડો-યુરો૰ *mad- 'ભીનું, ટપકવું-દદડવું'. ગ્રીક - madáō, 'હું વહું છું'.

मधु (૪/૮) મીઠું પીણું, સોમ. મધ.

(૧) मधु सोमम् इति औपमिकम्, माद्यतेः ।

(२) इदम् अपि इतरम् मधु एतस्मात् एव ।

(૧) (૨) √मद् (પ્રેરક). આનંદ આપવો, ઉત્તેજવું.

→ ડૉ. વર્મા √मादय् ધાતુ આપે છે અને નિર્વચનને વ્યંજનોની બાબતમાં શિથિલ વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે. ઇન્ડો-યુરો૰ *médhu-, જૂની બલ્ગેરિયન medŭ- 'મધ'. પણ આ નિર્વચનને વ્યંજનોની બાબતમાં શિથિલ ગણાવવું તો લગભગ અસંભવ લાગે છે. કેમકે √मद् + उ પ્રત્યય ગણતાં मदु > मधु એમ જરૂર સમજાવી શકાય. બહુ બહુ તો नामानि आख्यातजानि ના પ્રભાવ હેઠળ જરૂર ન હોય ત્યાંયે ધાતુમૂલ શોધતું નિર્વચન ગણી શકાય. પણ તોયે ઇન્ડો-યુરો૰ *mad-'ટપકવું' અને médhu- 'મધ', ગ્રીક madáō અને જૂની બલ્ગે૰ medŭ, સંસ્કૃત मन्दु (જુઓ નીચે), मधु અને √मद्, मन्द् આ બધાંને પરસ્પર સંબંધ નહીં હોય એમ માનવાનું ઘણું મુશ્કેલ છે. Cassell શબ્દકોશ mead- 'મધનો દારુ' ને ઍંગ્લો-સૅક્સન medu, ડચ mede, ડૅનિશ mjöd, ગ્રીક met, સંસ્કૃત मधु, ગ્રીક methu-(દારુ) એ બધા સાથે સાંકળે છે. પ્રૉ. ફતહસિંહ ઉપર આપેલા ઉપરાંત લેટ્ટિશ medus 'મધ, મદ્ય'; જૂની પ્રશિયન meddo-'મધ'; પ્રાચીન ઉચ્ચ જર્મન meto-'મદ્ય'; પ્રાચીન આઈસલૅન્ડી miqdr-'મદ્ય'; વેલ્શ

medu-'મદ્ય' વગેરે ટાંકીને એવું સૂચન કરે છે, કે કદાચ મદ અને મધુ(melit અને medhu)નું મૂળ એક જ હશે, અને mad મધ + dhu એટલે મધ અને દૂધનું મિશ્રણ કે એવું જ બીજું મિષ્ટ પેય. કેમકે મધુનાં બધાં જ સજાતીય રૂપોમાં મધ અને દૂધ કે પાણીના મિશ્રણનો અર્થ અભિપ્રેત હોય છે

**मनस्** (૪/૪) મન.

मनः मनोतेः । √मन्-માનવું, વિચારવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૦ *men-'વિચારવું'. લિથુઆનિયન menù-'હું ઉલ્લેખું છું'. મનસ્ તે ઇન્ડો-યુરો૦ *men નું -s-વાળું વિસ્તરેલું રૂપ men-es છે. ગ્રીક ménos-'ક્રોધ.'

**मनीषा** (૨/૨૫) બુદ્ધિ. વિચાર સ્તુતિ.

मनीषया मनसः ईषया । मनः મન, વિચાર + ईषा ગતિ.

→ પ્રાથમિક દશાનું નિર્વચન. યાસ્ક બે પદવાળા સમાસની જેમ સમજાવે છે, પણ મૂળ ઇન્ડો-યુરો૦ *meni-'વિચારવું', -s પ્રત્યય. લૅટિન comminiscor 'હું યાદ કરું છું'.

**मन्त्र** (૭/૧૨) મન્ત્ર.

मन्त्राः मननात् । √मन्- વિચારવું.

→ સ્વીકાર્ય. જુઓ मनस्.

**मन्दिने** (૪/૨૪) (मन्दिन् ચતુ૦ એ. વ.) પ્રશંસાપાત્ર.

मन्दो मन्दतेः स्तुतिकर्मणः । √मन्द् પ્રશંસા કરવી.

→ સંભવિતપણે સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૦ *mad-'ભીનું, દદડવું'. ગ્રીક madáō-'હું વધું છું'માંથી ધાતુના અર્થનો આવો રૂપકાત્મક વિસ્તાર થયો લાગે છે

**मन्दू** (૪/૧૨) (દ્વિવચન) આનંદદાયક.

मन्दू मदिष्णू । √मद्. मद् આનંદ પામવું, ઉન્મત્ત થવું.

→ ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ સ્વીકાર્ય. અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ અસ્વીકાર્ય. જુઓ मत्सर.

मर्यादा (૪/૨) મર્યાદા. સીમારેખા.

(૧) मर्यादा मर्यैः आदीयते ।

(૨) मर्यादा मर्यादिनोः विभागः ।

(૧) मर्य મનુષ્ય + आ + √दा સ્વીકારવું. મનુષ્યો વડે સ્વીકારાય છે.
(૨) સીમા. બે મર્યાદિત પ્રદેશોનો વિભાગ.

→ સ્કોલ્ડ બીજું નિર્વચન ન સમજાવાનું કહે છે. પણ પહેલામાં મર્યાદા મનુષ્યોએ સ્વીકારેલી એટલે સૂક્ષ્મ અર્થમાં છે, બીજામાં મર્યાદા એટલે સીમારેખા એ અર્થ છે. પહેલું નિર્વચન વ્યુત્પત્તિ આપવાનો પ્રયત્ન કરે છે, બીજામાં સ્પષ્ટ રીતે વિવરણ જ છે, વ્યુત્પત્તિ નથી. ડૉ. વર્મા પહેલા નિર્વચનને પ્રાથમિક દશાનું ગણાવે છે; ઇન્ડો-યુરો० *mer- 'આછું બળવું, ચમકવું.' ગ્રીક marile-'ઝબકતા અંગાર'. પણ ચમકવામાંથી મર્યાદાનો અર્થ કેવી રીતે આવ્યો હશે તેની કોઈ સ્પષ્ટતા તેઓ કરતા નથી.

महित्व (૭/૨૩) મહાનતા.

माहाभाग्यम् ।

→ સ્પષ્ટ છે. માત્ર વિવરણ.

मांस (૪/૩) માંસ.

(૧) मांसम् माननम् वा । (૨) मानसम् वा । (૩) मनः अस्मिन् सीदति इति वा ।

(૧) √मन् આદર હોવો. (દરેકને પોતાનું માંસ ગમે છે) (૨) मनस्- મન (મનને ગમે છે) (૩) मनः + √सद् મન એમાં બેસે છે, જાય છે.

→ ડૉ. વર્મા પહેલા નિર્વચનને नामानि आख्यातजानि ના પ્રભાવ હેઠળ અપાયેલું, બીજાને પ્રાથમિક દશાનું, અને ત્રીજાને વર્ણોમાં અલગ શબ્દોનાં સંક્ષિપ્ત રૂપો જોનારું ગણાવે છે. ઇન્ડો-યુરો० *mēmso-'માંસ'. પ્રાચીન આયરિશ mir-'માંસનો ટૂકડો'.

मातरिश्वन् (૭/૨૬) વાયુ.

(૧) मातरिश्वा वायुः । मातरि अन्तरिक्षे श्वसिति ।
(૨) मातरि आशु अनिति इति वा ।

(૧) માતૃ-અંતરિક્ષ (માત્ર અહીંજ) + √ શ્વસ્ શ્વાસ લેવો.

(૨) માતૃ-અંતરિક્ષ + (આ)શુ ઝડપથી + √ અન્ શ્વાસ લેવો.

→ યાસ્ક આ શબ્દને વાયુનું એક નામ કે વિશેષણ ગણે છે. પણ ઋગ્વેદમાં માતરિશ્વન્ વાયુ જ હોવાનો કોઈ સ્પષ્ટ નિર્દેશ નથી. ત્યાં એ શબ્દ અગ્નિના સંદર્ભમાં પણ વપરાયો છે. જેમકે ઋ.

૩. ૨૯. ૧૧. યદમિમીત માતરિમાં અગ્નિનો નિર્દેશ છે. પ્રાસમેન 'માતરિમાં એટલે કે અરણિ (સમિધ) માં વધતો" એમ અર્થ કરે છે. દેખીતી રીતે શબ્દ અલુક્ સમાસનું ઉદાહરણ છે અને છતાં પદપાઠમાં શબ્દનું પૃથક્કરણ કરવામાં નથી આવ્યું. ઉત્તરપદ શ્વન્ ને સમજાવવાની મુશ્કેલીને કારણે એમ બન્યું હશે ? ડૉ૦ વર્મા નિર્વચનોને ન સમજાતી-અસ્પષ્ટ વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે.

માતૃ (૨/૮) માતા, અંતરિક્ષ.

માતા અન્તરિક્ષમ્. નિર્મીયન્તે અસ્મિન્ ભૂતાનિ।

(નિર્ +) √ મા – સર્જવું. એમાં પ્રાણીઓ નિર્માણ થાય છે.

→ અસ્પષ્ટ નિર્વચન. શબ્દનો સંબંધ કદાચ ઇન્ડો-યુરો૦ *mē-'માપવું', અવેસ્તા mā-'માપવું' સાથે જોડી શકાય.

માત્રા (૪/૨૫) માપ.

માત્રા માનાત્। √ મા માપવું.

→ ડૉ૦ વર્મા આને પ્રાથમિક દશાની વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે.

√ મા અને માત્રા ની વચ્ચેનું ઇન્ડો-યુરો૦ રૂપ છે *mēt-'માપવું'. લેટિન mētior 'હું માપું છું'. એનાયે મૂળમાં, અલબત્ત, ઇન્ડો-યુરો૦ *mē- અને અવેસ્તા mā- 'માપવું' રહેલાં છે જ.

માસ (૪/૨૭) માસ, મહિનો.

માસઃ માનાત્। √ મા માપવું.

→ નામાનિ આખ્યાતજાનિની અસરથી અપાયેલું નિર્વચન. મૂળ ઇન્ડો-યુરો૦ *mēs એટલે 'ચંદ્ર', પછી ચંદ્ર પ્રમાણે મપાતો હોવાથી 'મહિનો'. અવેસ્તા māh-'ચંદ્ર, મહિનો.' અર્થસંક્રાન્તિનું ઉદાહરણ.

मिथुन (७/२९) युगल.

१ (१) मिथुनौ कस्मात्। मिनोतिः श्रयतिकर्मा। थुः इति नामकरणः। थकारो वा। नयति परः। ....समाश्रितौ अन्योन्यं नयतः।

(२) ....वनिः वा।...वनुतः वा।

२ (१) मनुष्यमिथुनौ अपि एतस्मात् एव।

(२) मेथन्तौ अन्योन्यं वनुतः इति वा।

१ (१) √मि આશ્રય લેવો, સ્થાપવું, રચવું + थु (કે થ) નામકારક પ્રત્યય + √नी દોરવું. સાથે રહીને એકબીજાને દોરે છે

(२) √मि + थु (કે थ) + √वन् જીતવું, ચાહવું. સાથે રહીને એકબીજાને ચાહે છે.

२ (१) = १ (१) (२)

(२) √मिथ् બદલવું, અદલબદલ + √वन् ચાહવું. જે, બીજા સાથે જોડાઈને, તેને ચાહે છે.

→ ડૉ. વર્મા ચારમાંના છેલ્લા નિર્વચનને તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ અંશતઃ સ્વીકાર્ય ગણે છે, કેમકે ઇન્ડો-યુરો૦ *mit(h) – 'અદલાબદલી કરવી'. અવેસ્તા૦ mithō – 'ઊંધું', વિકૃત મનોવૃત્તિવાળું' (perverse) તદ્ધિત પ્રત્યયને બદલે √वन् ધાતુ ખોટો કલ્પ્યો છે. એ જ નિર્વચનનો તેઓ એક જ શબ્દના વિવિધ વર્ણોમાં અલગ અલગ શબ્દોનું સંક્ષિપ્ત રૂપ આપતી વ્યુત્પત્તિઓ સાથે ણ ઉલ્લેખ કરે છે પહેલું નિર્વચન સ્વરોની દૃષ્ટિએ શિથિલ છે, બીજું પ્રાથમિક દશાનું રહી જાય છે

मुहूर्त (२/२५) મુહૂર્ત, ક્ષણ, ઘડી.

(१) मुहूर्तः मुहुः ऋतुः।

(२) मुहुः मूढः इव कालः। यावत् अभीक्ष्णम् च इति।

(१) मुहुः વારંવાર + ऋतुः ઋતુ, કાળ, સમયગાળો.

(२) √मुह् મોહ પામવું, અજ્ઞાન બનવું + (कालः ?=) ऋतुः સમય (જાણે ક્ષણ જેટલો). ક્ષણ માટે જાણે તે મૂઢ જેવો બની જાય છે.

→ રાજવાડે પહેલા નિર્વચન માટે કહે છે : मुहूर्त is so called because it passes quickly. પણ ડૉ. વર્મા કહે છે કે એ વ્યુત્પત્તિ જો સાચી હોય તો શબ્દ मुहूर्त्तुः થવો જોઈએ. તેઓ એને અસ્પષ્ટ ગણાવે છે. રાજવાડે ક્ષીરસ્વામીનું વિવરણ मुहुः इयर्ति (=मुहुः +ऋतः) નોંધે છે, પણ √ऋ નું કર્મ ભૂ૦ કૃ૦ નું રૂપ ऋतं હજુ સાહિત્યમાંથી શોધાવાનું બાકી છે. બીજું નિર્વચન રાજવાડે આમ સમજાવે છે: मुहुः=मूढः; time that is frequent (मुहुः) is so short that it seems to be (इव) bewildered (मूढः) as to its own existence; second follows second in such rapid succession that a single second has hardly any existence. How long does मुहुः last? यावत् अभीक्ष्णं = (It lasts) as long as अभीक्ष्ण does.

मूर्धन् (७/२७) માથું.

मूर्धा । मूर्तम् अस्मिन् धियते ।

मूर्त મૂર્તિમાન્, સ્થિર + √धा મૂકવું. 'જેના ઉપર દેહ મુકાય છે–ટકી રહે છે.' (ડૉ. વર્મા)

→ ડૉ. વર્મા આને नामानि आख्यातजानि ના પ્રભાવવાળું ગણાવે છે.

ઇન્ડો-યુરો૦ *molədh 'ઊંચાઈ–મસ્તક.' ગ્રીક blothros– 'ઊંચે વધેલું'.

मूष, मूषिक (४/५) ઉંદર.

मूषः मूषिका इति अर्थः । मूषिकाः पुनः मुष्णातेः । मूषः अपि एतस्मात् एव ।

√मुष्– ચોરવું.

→ *नामानि आख्यातजानि*નો પ્રભાવ. ઇન્ડો-યુરો૦*mūs-, લેટિન mūs–'ઉંદર'.

मृग (१/२०) પ્રાણી.

मृगः मार्ष्टेः गतिकर्मणः । √मृज् જવું.

→ તુલના૰ ભાષા૰ની દૃષ્ટિએ અંશતઃ સ્વીકાર્ય નિર્વચન. √मृज् ના જૂનું મૂળ, ખરું જોતાં કંઠ્યોષ્ઠ્ય વ્યંજનવાળા *mrgṷ–'ભમવું, ફરવું'માં રહેલું છે. આથી યાસ્કને કંઠ્ય અને તાલવ્ય વ્યંજનોના સામીપ્યનું જ્ઞાન હતું એમ સમજાય છે.

मेघ (૨/૨૧) વાદળ, મેઘ

मेघः कस्मात् । मेहति इति सतः । √मिह् ભીનું કરવું, વરસવું, છાંટવું.

→ પ્રાથમિક દશાનું નિર્વચન. ઇન્ડો–યુરો૰ *meigh–(૧) ચમકવું (૨) ઘેરું (૩) વાદળ. આર્મેનિયન mēg–'ધુમ્મસ'. मेंहन > मेघને આધારે રાજવાડે માને છે કે √मिह्નો અર્થ 'વરસવું' થતો હોવો જોઇએ. પણ વૈદિક કે વેદોત્તરકાલીન સાહિત્યમાં ક્યાંય √मिह्નો એ અર્થમાં પ્રયોગ થયાનું તેમણે દર્શાવ્યુ નથી. પીટર્સબર્ગ શબ્દકોશ વૈદિક–વેદોત્તર પ્રયોગો ટાંકીને √मिह्નો અર્થ 'લઘુશંકા કરવી' એમ સ્થાપિત કરે છે લેટિન mingere–'લઘુશંકા કરવી', અવેસ્તા maēzaiti–'લઘુશંકા કરે છે' વગેરે ઇન્ડો–યુરો૰ કુળની ભાષાઓના અર્થો પણ પીટર્સબર્ગનો જ અર્થ સિદ્ધ કરે છે. 'લઘુશંકા કરવી' પરથી 'વરસવુ' એ અર્થની સંક્રાન્તિ ઘણું કરીને રૂપકાત્મક હોવી જોઇએ.

मेदस् (૪/૩) ચરબી.

मेदः मेद्यतेः । √मिद् જાડા થવું, ચરબીવાળા, ચીકણા થવું.

→ પ્રાથમિક દશાનું નિર્વચન. ઇન્ડો-યુરો૰ *mad; mad–do (= mazdo તેમાંથી मेदस्) 'ભીનું, દદડવું'. ગ્રીક madáō– 'હું વહું છું'.

मेंहनां (૪/૪) ધારાઓ વડે, પુષ્કળ.

(૧) (यद् इन्द्र चित्र चांयनीयम्) मंहनीयम् धनम् अस्ति ।

(૨) यत् म इह न अस्ति इति वा । त्रीणि मध्यमानि पदानि ।

(૧) √मंह् દાન કરવું, આપવું. ઇચ્છા કરવા યોગ્ય.

(૨) म + इह + न + अ (स्ति....) જે મારી પાસે અહીં નથી. (એમ ત્રણ વચલાં પદો).

→ मेहना – √ मिह् (ઈન્ડો-યુરો॰ *meigh-'લઘુશંકા કરવી'નો અર્થવિકાસ) 'વરસવું'માંથી બનેલ નામનું ક્રિયાવિશેષણ તરીકે પ્રયોજાયેલું વૈદિક તૃતીયા એકવચન છે, એમ પીટર્સબર્ગ શબ્દકોશ તથા ગ્રાસમેન દર્શાવે છે. તેથી યાસ્કનું પહેલું નિર્વચન પ્રાથમિક અને ભૂલભરેલું છે. ભૂલ मं = मेना ખોટા સમીકરણમાં અને એમાં થતી સ્વરની ઉપેક્ષામાં રહેલી છે. પણ યાસ્ક મેહનાને એક જ શબ્દ ગણવામાં અહીં પદપાઠને અનુસરે છે, અને મંહનીયને ચિત્ર 'ધન'નું વિશેષણ ગણે છે. પણ ચિત્રમાં અનુદાત્ત સ્વર જ હોવાને કારણે કદાચ પદપાઠથી વિરુદ્ધ જઈને યાસ્કે બીજા નિર્વચનમાં મેહનાને એક શબ્દને બદલે ત્રણ શબ્દોનો સંધિયુક્ત સમૂહ ગણીને સંધિચ્છેદ કરી બતાવી 'જે મારી પાસે અહીં નથી' એવો અર્થ આપ્યો. રૂડોલ્ફ આ બીજા નિર્વચનને ઘણું વધારે સાચું માને છે અને સામવેદસંહિતા (૧, ૪, ૨, ૧, ૪) ના બિલકુલ સમાંતર પાઠ यद् इन्द्र चित्र म इह नास्तिમાં એ નિર્વચનનું સીધું સમર્થન જુએ છે. ઓલ્ડેનબર્ગ, છંદ ખંડિત થાય છે તે સિવાય બીજું નિર્વચન પણ બરાબર છે, એમ કહે છે, પણ સંધિયુક્ત પાઠ મેહના વાંચતાં છંદ ખંડિત થવાનો સંભવ નથી, એમ ડૉ. વર્મા નોંધે છે. સંધિમુક્ત પાઠ પણ यदिन्द्र चित्र म इह । नास्ति त्वायातमद्रिवः એ રીતે વાંચતા છંદોભંગ થશે નહિ.

પદપાઠથી આમ ખુલ્લી રીતે જુદા પડવાના પ્રસંગો આખા નિરુક્તમાં ગણ્યાગાંઠ્યા માત્ર ચાર જ છે (આપણા ચાર અધ્યાયોમાં તો આ એક જ છે). તેથી રૂડોલ્ફનું વિધાન–"the Padakāras were no authorities even in the time of the Niruktakāra" (પૃ. ૭) (નિરુક્તકારના કાળમાંયે પદકારોના પ્રમાણનું કશું મૂલ્ય નહોતું) ઉતાવળું અને પૂરતા પુરાવાઓ વિનાનું છે એમ ડૉ. વર્મા ટીકા કરે છે. [બીજા એક શબ્દ वायो (वाय: वेः पुत्रः, या इति च य. इति च चकार शाकल्यः) ના નિર્વચન અંગે "યાસ્કને પદપાઠ પરિચિત જ નહોતો" એવું રૂડોલ્ફનું વિધાન તો વધારે ગેરકાળજીવાળું છે કેમકે એ જ નિર્વચનમાં પદપાઠકાર શાકલ્યનો ઉલ્લેખ છે જ.] આ સંદર્ભમાં રાજવાડેનું વિધાન સત્યની વધારે નજીક છે. તે કહે છે "But there are only two

instances of पदविभाग in the Nirukta. viz. मेहना and वाय:" અહીં पदविभाग એટલે સ્પષ્ટ રીતે જ પદપાઠના પૃથક્કરણ કરતાં ભિન્ન પદવિભાજન.

બીજા નિર્વચનમાં સંધિની વિચિત્રતા તરફ ધ્યાન ખેંચવાની જરૂર છે. યાસ્ક, સ્કોલ્ડ, ડૉ. વર્મા વગેરે સંધિમુક્ત રૂપે मे इह न શબ્દો વાંચે છે. (मे–अस्मात् નું ચતુર્થી–ષષ્ઠી એકવચનનું સંક્ષિપ્ત રૂપ.) પણ યાસ્કે આપેલો म इह न પાઠ પ્રશિષ્ટ સંસ્કૃતના નિયમો અનુસાર સંધિયુક્ત જ છે. मेहन બેવડી સંધિવાળું રૂપ થશે. વૈદિક સંસ્કૃતમાં આવાં બેવડી સંધિનાં ઉદાહરણો અનેક છે.

જો કે બીજું નિર્વચન સ્વીકારતાં પહેલાં, એમાં આપેલું मे એકવચનનું રૂપ થશે ત્યારે ત્રીજા ચરણમાં (रायस्तन्नो विदद्वस: । માં) न: બહુવચનનું રૂપ છે એ વિસંગતતા દૂર કરવાની રહેશે ખરી. વૈદિક મંત્રોમાં એવી વિસંગતતાઓ તો આવે એમ કહીને છૂટી પડીએ તો જુદી વાત.

**यकृत्** (४/३) પિત્તાશય(લિવર), યકૃત.

यकृत् यथा कथा च कृत्यते ।

य(था कथा) જેમ તેમ કરીને + √कृत् કાપવું મહામુશ્કેલીએ કપાય છે.

→ યકૃત સુંવાળું હોવાને કારણે કાપતાં મુશ્કેલી પડે છે, એવો આશય ડૉ૦ વર્મા જુએ છે શબ્દના વર્ણોમાં શબ્દોના સંક્ષિપ્ત રૂપોને જોતું નિર્વચન. ઇન્ડો–યુરો૦ *ieqṛ–, લેટિન jecur–'યકૃત'.

**यजुष्** (७/१२) યજ્ઞના મંત્રો.

यजु: यजनात् । √यज् પૂજા કરવી, યજ્ઞ કરવો.

→ સ્વીકાર્ય. ઇન્ડો–યુરો૦ *i̯ag̑–'આદર આપવો', અવેસ્તા yazaiti 'તે પૂજા કરે છે.'

**युवन्** (७/१९) યુવાન.

युवा प्रयौति कर्माणि । (प्र) + √यु જોડાવું, આગળ ધપાવવું. જે કર્મોને ભેગાં કરે છે, આગળ ધપાવે છે.

→ નામમાત્ર ધાતુમૂલ– એ સિદ્ધાંતના પ્રભાવવાળું નિર્વચન. ઇન્ડો–યુરો૦ *iuu̯en–'યુવાન.' લેટિન juvenis– 'યુવાન.' સરખાવો અંગ્રેજી juvenile.

यूप (४/२४) જૂપ, ટોળું.

यूपम् योतेः । समायुतम् भवति । √ यु જોડાવું, ભેગું થવું. ભેગું થયેલું હોય છે.

→ સ્કોલ્ડ √ यु to arrange, prepare એવો અર્થ આપે છે, તે સંદર્ભમાં બરાબર નથી લાગતો. ડૉ. વર્મા combine અર્થ આપે છે તે બરાબર છે. નિર્વચન સ્વીકાર્ય. ઇન્ડો–યુરો० *i̯ū–'જોડવું, જોડાવું'. લેટિન jūtis–'સાંધો.' (સંરખાવો સં. युति)

योनि (२/८, २/१९) યોનિ–ગર્ભાશય, અંતરિક્ષ.

१. योनिः अन्तरिक्षम् । महान् अवयवः । परिवीतः वायुना ।

२. (१) अयम् अपि इतरः योनिः एतस्मात् एव । परियुतः भवति । (२/८)

(२) स्रोयोनिः अभियुतः एनम् गर्भः । (२/१९)

१. √ यु ઘેરવું, વ્યાપવું, બધે જોડાવું. વાયુથી વ્યાપેલો મહાન અવયવ.

२. (१) =१. બધેથી જોડાયેલો હોય છે (લોહીમાંસથી).

(२) √ यु જોડાવું. એની સાથે ગર્ભ જોડાયેલો હોય છે.

→ સ્કોલ્ડ પહેલું નિર્વચન (अव)यव – અવયવ + (वायु) ना એમ સમજાવે છે, પણ ઇતર યોનિના સાદૃશ્યથી એ નિર્વચન પણ √ यु દ્વારા જ સમજાવવાનું છે. ડૉ. વર્મા છેલ્લું નિર્વચન નોંધતા નથી, બાકીનાંને नामानि आख्यातजानि ના પ્રભાવવાળાં ગણાવે છે. ઇન્ડો–યુરો० *i̯eu–ni, iouni–'યોગ્ય સ્થાન.' અવેસ્તા yaonəm 'સ્થાન, ઘર.' પણ ઇન્ડો–યુરો० મૂળમાં–ni–પ્રત્યય એમણે પોતે જુદો પાડીને બતાવ્યો છે. તો પછી *i̯eu– અને *i̯ū–(જુઓ ઉપર यूप)માં અંતર કેટલું? સંસ્કૃત √ इ–'જવું'ની સાથે આને સંબંધ ખરો? 'જવું, –ના તરફ જવું, પહોંચવું,–ની સાથે જોડાવું,' એમાં 'લક્ષ્યસ્થાને જવું, લક્ષ્યસ્થાન સાથે જોડાવું' એ અર્થવિકાસ શક્ય ખરો? તો યાસ્કનું નિર્વચન પ્રાથમિક દશાનું ગણી શકાય.

रक्षस् (૪/૧૮) રાક્ષસ.

(૧) रक्षः रक्षितव्यम् अस्मात् ।

(૨) रहसि क्षणोति इति वा ।

(૩) रात्रौ नक्षते इति वा ।

(૧) √रक्ष् રક્ષવું. આનાથી રક્ષણ કરવાનું હોય છે.

(૨) र(हस्)એકાંત + √क्षण् આક્રમણ કરવું. એકાંતમાં આક્રમણ કરે છે.

(૩) रात्रि (=र) + √नक्ष् પાસે જવું. જે રાત્રે આવે છે.

→ પહેલું પ્રાથમિક દશાનું. બાકીનામાં અલગ વર્ણોમાં શબ્દોનાં સંક્ષિપ્ત રૂપો કલ્પ્યાં છે. ઇન્ડો–યુરો૦ *rekth–'ધકેલવું, કપડાં ખેંચવાં.'

रजस् (૪/૧૯) રજ, રજોગુણ, પ્રકાશ, જળ, લોક, લોહી, દિવસ.

रजः रजतेः । √रञ्ज् રંગવું, લાલ થવું. રંજન કરવું.

→ દુર્ગ √रञ्ज् નો 'રંજન કરવું' એ અર્થ બધે જ કરતો લાગે છે. પણ યાસ્ક પાછલા પાંચ અર્થો કરતી વખતે √रञ्ज् નો શું અર્થ કરતો હશે તે સમજાતું નથી. ડૉ. વર્મા रजस् શબ્દ ઇન્ડો–યુરો૦ *reĝ–'ગતિમાં મૂકવું, વાળવું,' લૅટિન rego–'હું વાળું છું'ની સાથે સંકળાયેલો હોવાની શક્યતા છે એમ કહે છે.

रण (૪/૮) રણ, યુદ્ધ.

रणाय रमणीयाय संग्रामाय । √रम् આનંદ પામવું.

→ પણ रण ને ऋणोति સાથે સંબંધ છે. તેથી નિર્વચન પ્રાથમિક અને ભૂલવાળું રહી જાય છે. ઇન્ડો–યુરો૦*(e)re–'ગતિમાં મુકાવું'. અવેસ્તા ɹɔna–'યુદ્ધ'. [ઋગ્વેદમાં અન્ય કેટલાંક સ્થળોએ रणનો અર્થ 'આનંદપ્રદ' એવો થાય છે ખરો, ત્યાં √रण् 'અનુકૂળ થવું'. યાસ્કના ઋગ્વેદમાંથી લીધેલા અવતરણમાં પણ એ અર્થ શક્ય છે.]

**रत्नधा** (७/१५) રત્નોનું દાન કરનાર.

रत्नधातमम् । रमणीयानाम् धनानाम् दातृतमम् ।

रत्न-ભેટ, ધન, સમૃદ્ધિ + √दा આપવું. (જો કે નિર્વાચ્ય શબ્દ જોતાં √धा 'મૂકવું' વધારે યોગ્ય લાગે છે)

→ ડૉ. વર્મા रत्न > √रम् નિર્વચન લઇ, તેને કદાચ સ્વીકાર્ય ગણાય એવી વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે. શબ્દનું ઇન્ડો-યુરો॰ મૂળ કેટલાકને મતે *rent-, ṛnt-'વસ્તુ' હોવાનો સંભવ છે, પણ બધા ભાષાવિદો એમાં સંમત નથી.

**रपस्**, **रिप्र** (४/२१) પાપ.

रपः रिप्रम् इति पापनामनी भवतः । रपः = रिप्रम् = પાપ.

**रयि** (४/१७) ધન.

रयिः इति धननाम । रातेः दानकर्मणः । √रा–આપવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો॰ *rē(i)-'આપવું'. લેટિન rēs-'રાઁએ'.

**रराण** (२/१२) આપનાર.

रराणः रातिः अभ्यस्तः । √रा (દ્વિરુક્ત) આપવું. વર્ત॰ કૃ॰ પું.

→ સ્વીકાર્ય. જુઓ रयि.

**ररिवत्** (४/२५) આપનાર.

ररिवान् रातिः अभ्यस्तः । √रा (દ્વિરુક્ત) આપવું. વર્ત॰ કૃ॰ વિશેષણ.

→ સ્વીકાર્ય. જુઓ रयि.

**रश्मि** (२/१५) કિરણો.

रश्मिः यमनात् । √यम् વશ કરવું, વશમાં લેવું.

→ મૂર્ખાઇભરેલું-વિસંગત નિર્વચન. ખરેખર તો √रश् 'બાંધવું' સાથે એને સંબંધ છે. શબ્દનો મૂળ અર્થ 'દોરડું'. ઇન્ડો-યુરો॰ *rek-, reḱ- 'બાંધવું' રાજવાડે ઋગ્વેદમાંથી અવતરણો આપીને સ્પષ્ટ રીતે દર્શાવે છે કે रश्मि અને रशनाનો મૂળ અર્થ 'દોરડી'-કે 'દોરડું' હતો, પછી 'ઘોડાની લગામ' અને છેવટે 'સૂર્યનાં કિરણો' એમ અર્થસંક્રાન્તિ થતી ગઇ.

रात्रि (२/१८) रात्रि.

/(१) रात्रिः कस्मात् । प्ररमयति भूतानि नक्तंचारीणि ।
(२) उपरमयति इतराणि, ध्रुवीकरोति ।
(३) रातेः वा स्यात् दानकर्मणः । प्रदीयन्ते अस्याम् अवश्यायाः ।

(१) √रम् (प्रेरक) આનંદવું. નિશાચર પ્રાણીઓને આનંદ આપે છે.

(२) (उप+) √रम् અટકાવવું, શાંત કરવું. બીજાં પ્રાણીઓને શાંત, સ્થિર કરી દે છે.

(३) √रा આપવું. એમાં ઝાકળો અપાય છે.

→ પણ रम्:रा ની અનુરૂપતા ધ્વનિશાસ્ત્રની દષ્ટિએ અશક્ય છે. ઈન્ડો-યુરો૰ *lā – 'સંતાવું'. લેટિન lateo 'હું સંતાઉં છું.' પ્રાથમિક દશાનું અને ખોટું નિર્વચન.

राजन् (२/३) રાજા.

राजा राजतेः । √राज् પ્રકાશવું (ડૉ. વર્મા). શાસન કરવું (સ્કોલ્ડ, આપ્ટે.)

ઇન્ડો-યુરો૰ *reĝ- 'દોરવું'. લેટિન rego- 'દોરવું', rex કે rēs – 'રાજા'. અવેસ્તા rāz- 'સીધું દોરી જવું', rāstar- 'નેતા.' તેથી શબ્દશઃ राजन् એટલે 'દોરનાર'. [એ અર્થમાં શબ્દને रजि–राजि (પંક્તિ, હાર) સાથે પણ જોડી શકાય.] ડૉ. વર્મા નિર્વચનને ધ્વનિશાસ્ત્રની દષ્ટિએ સ્વીકાર્ય પણ અર્થઘટના-શાસ્ત્રની દષ્ટિએ અસ્વીકાર્ય ગણે છે. પણ રાજ્વાડે ઋગ્વેદમાંથી અવતરણો

ટાંકીને ત્યાં √राज्- 'શાસન કરવું' એવો અર્થ હોવો જોઇએ એમ દર્શાવે છે. સ્કોલ્ડ અને આપ્ટે પણ to reign, to rule એ અર્થો આપે જ છે. એટલે નિર્વચનને સંપૂર્ણ સ્વીકાર્ય ગણી શકાય ખરું.

राधस् (४/४) ધન.

राधः इति धननाम । राध्नुवन्ति एनेन ।

√राध्- તૃપ્ત-પ્રસન્ન કરવું.

→ પ્રાથમિક દશાનું. ઇન્ડો-યુરો૰ *re-dh-'ગોઠવવું'. અવેસ્તા radaiti '(તે) તૈયાર કરે છે.'

रिप्र – જુઓ रपस्.

रुशत् (२/२०) તેજસ્વી, પ્રકાશમાન.

रुशत् इति वर्णनाम । रोचतेः ज्वलतिकर्मणः ।

√रुच् પ્રકાશવું, ઝળહળવું.

→ પણ જૂની ઇન્ડો–આર્યનમાં च् અને श् ની કોઈ અનુરૂપતા નહોતી. તેથી વ્યુત્પત્તિ પ્રાથમિક અને ભૂલવાળી છે. શ્ નો ઇન્ડો–યુરો० k સાથે સંબંધ છે. ઇન્ડો-યુરો० *leuk– 'પ્રકાશવું'. આર્મેનિયનः lusin– 'ચંદ્ર'.

रूप (२/३) રૂપ, આકાર, સ્વરૂપ, સૌંદર્ય.

रूपम् रोचतेः । √रुच् – પ્રકાશવું, ઝળહળવું.

→ પણ प् અને च् ની અનુરૂપતા ઇન્ડો–આર્યનમાં અશક્ય છે. વ્યંજનોની દૃષ્ટિએ શિથિલ નિર્વચન જો કે આ શબ્દ માટે કોઈ ઇન્ડો–યુરો० સમાંતર શબ્દ મળી શકતો નથી.

रोदसिप्रा (७/२८) સ્વર્ગ અને પૃથ્વીને ભરી દેનાર.

द्यावापृथिव्योः आपूरणम् ।

रोदसी (रोदस् નું દ્વિવચન) સ્વર્ગ અને પૃથ્વી + √पृ પૂરવું.

→ કેવળ સમજૂતીવાળું નિર્વચન.

लक्ष्मी (४/१०) ચિહ્ન. સૂચક નિશાની.

(१) लक्ष्मीः लाभात् वा ।
(२) लक्षणात् वा ।
(३) [लप्स्यनात् वा ।]
(४) लाञ्छनात् वा ।
(५) लपतेः वा स्यात् प्रेप्साकर्मणः ।
(६) लग्यतेः वा स्यात् आश्लेषकर्मणः ।
(७) लज्जतेः वा स्यात् अश्लाघाकर्मणः ।

(१) √लभ् પામવું.

(२) √लक्ष् સૂચવવું.

(३) [√लप्स् (√लभ्नुं ઇચ્છાર્થક) મેળવવા ઇચ્છવું.]

(४) √लाञ्छ् ચિહ્ન કરવું.

(५) √लप् ઇચ્છવું.

(६) √लग् લાગવું, વળગવું.

(७) √लज्ज् લજ્જા પામવું.

→ લક્ષ્મીના બે અર્થો–'સંપત્તિ' અને 'નિશાની' (સરખાવો लक्ष्म) ને લક્ષમાં રાખીને બંને અર્થને અનુકૂળ એવાં નિર્વચનો અહીં વારા ફરતી આપ્યાં છે. પહેલું, ત્રીજું, પાંચમું (અને કદાચ છેલ્લું)–એ નિર્વચનો 'સંપત્તિ'નો અર્થ સૂચવે છે, જ્યારે બીજું અને ચોથું (અને કદાચ છઠ્ઠું) 'નિશાની'નો અર્થ સૂચવે છે. ડૉ. વર્મા કેવળ ૪, ૫, અને ૬ નંબરનાં નિર્વચનોમાં આપેલાં ધાતુઓના સંપર્ક-દોષમાંથી આ શબ્દ ઉદ્‌ભવ્યો હોવાનું માને છે. પહેલું, ત્રીજું અને સાતમું તો દેખીતી રીતે જ વ્યંજનોની દષ્ટિએ શિથિલ છે. બીજા વિશે એમણે મૌન કેમ સેવ્યું છે તે સમજાતું નથી.

लोध (४/१४) લોભી (?)

लुब्धम् ऋषिम् । √लुभ् લોભ કરવો.

→ નિર્વચન અસ્પષ્ટ છે. યાસ્કે આપેલા અવતરણમાં પણ એણે આપેલો અર્થ બંધબેસતો નથી. વળી યાસ્કના નિર્વચનને સહાનુભૂતિપૂર્વક સ્વીકારીને સમજાવવાનો પ્રયત્ન કરીએ તો યે પ્રાકૃતીકરણનો આશરો લઇને પણ लुब्धम् > लुद्धम् > लूधम् સુધી જ પહોંચી શકાશે. लूनुं लो શી રીતે થયું તે સમજાવવું શક્ય નથી. ડૉ. વર્મા આને કોઈક ઋષિનું નામ માને છે. પીટર્સબર્ગ શબ્દકોશ તૈત્તિરીય સંહિતા (૫. ૬, ૧૬. ૧) માંથી अघीलोधकर्ण (યજ્ઞપશુનું વિશેષણ–'કાનની લાલ બૂટ વાળું'?) ટાંકીને लोध એટલે 'લાલ' એવો અર્થ આપે છે. ગેલ્ડનર એને ખાસ જાતના ઘોડાનું વિશેષણ માને છે. ઓલ્ડેનબર્ગ

એનો અર્થ 'લાલ રંગનો બકરો' કરે છે. પણ મેકડોનલ-કીથ નોંધે છે કે અર્થ સ્પષ્ટ નથી. દુર્ગ આ શબ્દ અને અવતરણ ઉપર ટીકા નથી કરતો. એની નોંધ રસપ્રદ છે : यस्मिन्निगमे एष शब्दः सा वसिष्ठद्वेषिणी ऋक् । अहं च कापिष्ठलो वासिष्ठः । अतस्तां न निर्ब्रवीमि । મૂળ ઋચા ઉપર સાયણની ટીકા આ પ્રમાણે છે: पुरा खलु तपसः क्षयो मा प्रापदिति शापान्निवृत्तं मौनिनम् विश्वामित्रम् वसिष्ठपुत्रा बद्ध्वा आनीतवन्तः। तान् प्रति विश्वामित्रो ब्रूते । "न सायकस्य चिकिते जनासो लोधं नयन्ति पशु मन्यमानाः ।" हे जनाः सायकस्य अवसानकारिणो विश्वामित्रस्य मन्त्रगणसामर्थ्यं न चिकिते भवद्भिर्न ज्ञायते । अत एव लोधम् लुब्धं तपसः क्षयो मा भूदिति लोभेन तूष्णीं स्थितमृषि पशु....पशुवन्मन्यमानाः एते नयन्ति बद्ध्वा स्वकीयं देशम् प्रापयन्ति । સાયણ પણ યાસ્કને જ અનુસરે છે તે સ્પષ્ટ છે.

પણ આ કોઈએ रलयोरभेदःના સિદ્ધાંતની દિશામાં કેમ વિચાર નહીં કર્યો હોય તે સમજાતું નથી. लोधम् > रोधम्. અને √रुध् રોકવું, રુંધવું, બાંધવું. તેથી रोधम् એ કર્યા તો रोध्यम्ના અર્થમાં પ્રયોજાયું હોય (સાયણ એ રીતે लक्षम् ऋ. ૨. ૧૨ ૪ > लक्ष्यम् સમજાવે પણ છે). તો रोध्यम् नयन्ति पशु मन्यमानाः 'બાંધવા યોગ્ય(ને) પશુ માનતા લઈ જાય છે.' કે रोधम् 'યજ્ઞપશુને બાંધવાનું સ્થાન કે યૂપ.' એ અર્થ લેતાં '(ઋષિને) પશુ માનતા, યજ્ઞયૂપ તરફ લઈ જાય છે'. (એના જેવા જ અર્થમાં √रुध्નું સાધિત રૂપ પ્રયોજાયેલું મળે છે. सूरो अध्वरे परि रोधना गोः । ऋ. ૧. ૧. ૨૧. ૭. બ. સાયણ-सूरः प्रेरकः अध्वर्युः अध्वरे यज्ञे गोः पशो रोधना रोधनाय यूपे नियोजनाय परि भवति समर्थो भवति ।) કદાચ रोधम् ક્રિયાવિશેષણ તરીકે (adverbially) પણ પ્રયોજાયું હોય. ગમે તેમ, પણ આ રીતે અર્થ ઘટાવવાનો અહીં અવકાશ છે ખરો.

वक्षस् (૪/૧૬) છાતી.

(૧) तस्यैव (=आदित्यस्य) वक्षः भासः अध्यूढम् ।

(૨) इदम् अपि इतरत् वक्षः एतस्मात् एव, अध्यूढम् काये ।

૧. ૨. (अधि+) √वह् લઈ જવું, ધારણ કરવું. જે શરીરમાં પ્રવેશેલું છે, શરીર પર ધારણ કરાયેલું છે.

→ નિર્વચન પ્રાથમિક અવસ્થાનું. ઈન્ડો–યુરો० *uaang– 'વળેલા હોવું'. લેટિન vacillare–'અસ્થિર હોવું.' દુર્ગ: अध्यूढम् अधिप्रवेशितमिव।

वणिज् (૨/૧૭) વેપારી.

वणिज् पण्यं नेनेक्ति ।

पण्य માલ + √निज्. જે માલને સ્વચ્છ રાખે છે.

→ ડૉ. વર્મા આને વિસંગત–મુર્ખાઈભરેલી વ્યુત્પત્તિ ગણે છે. એમને મતે મૂળે કદાચ वणिज् એટલે ફેરિયો– वाणी સાથે સંબદ્ધ– હોવો જોઈએ. સાથે જુઓ पणि:.

वया (૧/૪) ડાળી, શાખા.

वया: शाखा: । वेते: । वातायना भवन्ति । √वा જવું. પવનને વાવા માટેનો માર્ગ હોય છે.

→ ધ્વનિશાસ્ત્રની દષ્ટિએ બરાબર, પણ અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ અસ્વીકાર્ય. ઈન્ડો–યુરો० *uei– 'વળવું, નમવું,' જૂની બલ્ગેરિયન vĕja– 'ડાળી.'

वर (૧/૭) પસંદગી, ઈચ્છા, વરદાન.

वर: वरयितव्य: भवति । √वृ પસંદ કરવું. પસંદ કરવાનો હોય છે.

→ પૂર્ણપણે સ્વીકાર્ય. ડૉ. વર્મા આને પ્રાથમિક દશાનું નિર્વચન ગણાવે છે. એમની નોંધ આ પ્રમાણે છે. वर 'a boon' is traced to √वृ, lit. 'that which would be chosen.' But Indo-Eur. *uel- 'to select'. Goth. *wiljan* 'to will,' Eng. *Will*. (એમનો ગ્રંથ. પૃ. ૮૨) પણ choose અને selectમાં એમણે આ સંદર્ભમાં શો ફેર જોયો હશે તે સમજાતું નથી. શબ્દકોશમાં તો બંને એકબીજાની અત્યંત નજીકના– પર્યાય જેવા જ–આપેલા છે.

वर्ण (૨/૩) વર્ણ, રંગ.

वर्णः वृणोतेः । √ वृ ઢાંકવું, આચ્છાદવું.

→ સંભવિતપણે સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૰ *ṷer–, ṷer–, ṷerā– 'બંધ કરવું.' રક્ષવું. જૂની બલ્ગેરિયન vrěti– 'બંધ કરવું.'

वर्षा (૪/૨૭) વરસાદ, વર્ષાઋતુ, ચોમાસું.

वर्षाः वर्षति आसु पर्जन्यः । √ वृष् વરસવું. એમાં પર્જન્ય વરસે છે.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૰ *ṷers– 'ભીના થવું.' ગ્રીક ĕrsē–'ઝાકળ.'

वव्रि (૨/૯) આકાર, દેહ, રૂપ.

वव्रिः इति रूपनाम । वृणोति इति सतः ।

→ સંપૂર્ણ સ્વીકાર્ય. (જુઓ वर्ण). ઇન્ડો-યુરો૰ *ṷer–, ṷer–, ṷerā–. 'ઢાંકવું, રક્ષવું.' ગ્રીક (v)rīnos– 'ચામડું.' શબ્દના ત્રણ અંશોમાંથી vr– (व्र) ઇન્ડો-યુરો૰ *ṷr– 'ઢાંકવું' સાથે સંકળાયેલો છે. જુઓ ગ્રીક (v)rīnos, ઇન્ડો-યુરો૰ *ṷer–, એંગ્લો-સેક્સન wer– રક્ષણ. [એની સાથે અંગ્રેજી wear 'પહેરવું' અને wear out 'પહેરી ફાડવું' એ અર્થવિકાસ પણ રસ પડે તેવો છે.] અંતિમ અંશ. i(इ) ઇન્ડો-યુરો૰ *ə સાથે સંબંધિત છે, તેથી શબ્દનું ઇન્ડો-યુરો૰ રૂપ *ṷaṷrə.

वस्त्र (૪/૨૪) વસ્ત્ર.

वस्त्रं वस्तेः । √ वस् પહેરવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૰ *ṷes–'કપડાં પહેરવાં'. લેટિન. vestis– 'પોશાક'.

वस्त्रमथि (૪/૨૪) વસ્ત્રોને ચોરનાર.

वस्त्रमथिम् इव वस्त्रमाथिनम् ।

वस्त्र + √ मथ् (પ્રેરક) ફેંકવું, હલાવવું, ચોરવું.

→ સ્વીકાર્ય. સમાસનું ઉત્તરપદ ઇન્ડો-યુરો૰*meth–'ફેરવવું, હલાવવું' સાથે સંબદ્ધ છે. ગ્રીક mothura '(દોરીના) સુકાનનો હાથો.'

वाच् ( ૨/૨૩ ) વાણી.

वाक् कस्मात् । वचेः । √ वच् બોલવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો॰*ṷekṷ- 'શબ્દ', લેટિન voco- 'હું બોલું છું.'

वाजिन् ( ૨/૨૮ ) વેગવાળો, ઘોડો.

वाजी वेजनवान् । √ विज्-ઝડપ કરવી, દોડવું.

→ સ્વરની ઉપેક્ષા થતી હોવાથી શિથિલ નિર્વચન. ધાતુ √ विज् નહીં પણ √ वज् આપવું જોઈતું હતું. ઇન્ડો-યુરો॰ *ṷeĝ- 'ક્રિયાશીલ કે શક્તિશાળી થવું.' અવેસ્તા vazra 'મિત્રનું હથિયાર.'

वाम ( ૪/૨૬ ) સુંદર, પ્રિય, આનંદકર.

वामस्य वननीयस्य । √ वन् જીતવું, મેળવવું, ગમવું ચાહવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો॰ *ṷen- 'ઇચ્છા કરવી', લેટિન Venus 'પ્રેમની દેવી.'

वाल ( वार ) ( ૧/૨૦ ) ઘોડાનો વાળ.

वालाः दंशवारणार्थाः भवन्ति ।

√ वृ ( પ્રેરક ) વારવું, રોકવું દંશ દેનાર જીવડાંને ઉડાડવા માટે હોય છે.

→ नामानि आख्यातजानि નો પ્રભાવ. ઇન્ડો-યુરો॰ *ṷel-'વાળ', લિથુઆનિયન valãs 'ઘોડાની પૂછડીના વાળ '.

वाशी ( ૪/૧૬ ) વાણી.

वाशी इति वाङ्नाम । वाश्यते इति सत्याः ।

√ वाश् બૂમ પાડવી, ભાંભરવું, ગર્જવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો॰ *ṷāk, ṷāg- 'બૂમ પાડવી.' લેટિન vāgire- 'બૂમ પાડવી.'

वाशी ( ૪/૧૯ ) ટાંકણું, વાણી

( ૧ ) वाशीभिः अश्मन्मयीभिः इति वा । ( ૨ ) वाग्भिः इति वा ।

( ૧ ) अश्म-પથ્થર ( ૨ ) वाच्-વાણી > √ वच्-બોલવું.

→ આ નિર્વચનમાં વ્યુત્પત્તિ નથી એ સ્પષ્ટ છે. वाशोभिः अश्मन्मयीभिः એ શબ્દોના અભિધા–અર્થને સમજાવવાની મુશ્કેલીને કારણે યાસ્કને આવું સ્પષ્ટ નિર્વચન આપવું પડ્યું છે. દુર્ગ એ નિર્વચનને લંબાણ ભાષ્ય કરીને ન્યાયી ઠેરવવાનો પ્રયત્ન કરે છે.

**वासर** (૪/૭) દિવસ.

(૧) वासराणि वेसराणि । (૨) विवासनानि । (૩) गमनानि इति वा ।

(૧) वि + √सृ જવું, દોડવું, સરવું. (૨) वि + √वस् પ્રકાશવું.

(૩) √वी જવું. (?).

→ પહેલા નિર્વચનને ડૉ. વર્મા વિસંગત–મુર્ખાઈભરેલી વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે. તેમને મતે द्वा (= द्वि > वे.) + सराणि 'going by two' (દિવસે ગરમી, રાત્રે ઠંડી). બીજા નિર્વચનને પણ દુર્ગ અને તેના પછીના બીજા ટીકાકારોને અનુસરીને वि + √वासय् '(અંધકારને) દૂર કરવો' એમ સમજવાનું હોય તો એને ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ બરાબર, પણ અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ અસ્વીકાર્ય ગણવું પડશે. કેમ કે ઇન્ડો–યુરો° *pues- 'પ્રકાશવું'. મધ્ય આયરિશ fair- 'સૂર્યપ્રકાશ'. ત્રીજા નિર્વચનનો ધાતુ યાસ્કના નિર્વચનમાંથી ફલિત થતો નથી, સ્કોલ્ડને અનુસરીને આપેલો છે. દુર્ગની ટીકા : वेसराणि द्विसराणि । शीतोष्णाभ्यां हि द्वाभ्यां तानि सरन्ति । तेषु हि शीतोष्णं भवति रात्रौ शीतं दिवोष्णम् । अथवा विवासनानि स्युः । तानि हि शीतं विवासयन्ति । नाशयन्तीत्यर्थः । गमनानीति वा । विसृतानि विस्तीर्णानि सन्ति वासराणीत्युच्यन्ते ।

<u>वि (૨/૬)</u> પક્ષી, બાણ.

(૧) विः इति शकुनिनाम । वेतेः गतिकर्मणः ।

(૨) अथापि इषुनाम इह भवति । एतस्मात् एव ।

(૧)(૨) √वी જવું.

[ (૪/૩) वयः वेः बहुवचनम् । ]

→ નામમાત્ર ધાતુમૂલ જ હોવું જોઈએ એ સિદ્ધાંતની અસર. ઇન્ડો–યુરો° *ṷei- 'પક્ષી'. લેટિન avis- 'પક્ષી'.

**विदथ** (૧/૭) સભા (ડૉ॰ સરૂપ). સંપત્તિ (રકોલ્ડ). દિશાસૂચન (ડૉ૦ વર્મા)..

वेदने । √ विद् મેળવવું. જાણવું.

→ આખા નિરુક્તમાં ચાર-પાંચ ઠેકાણે યાસ્ક विदथ – वेदन સમીકરણ આપે છે પણ એમાં શબ્દમાં રહેલા √ विद् ધાતુના સૂચન સિવાય કશું સમજાતું નથી. ડૉ૦ વર્મા √ विद् 'જાણવું' અર્થ કરી નિર્વચનને પૂર્ણપણે સ્વીકાર્ય ગણે છે, કેમકે ઇન્ડો-યુરો૰ "ṷid-'જોવું'. ગૅલિક druides- 'ખૂબ ડાહ્યો' (dru + ṷid). પણ મેકડોનલ-કીથ નોંધે છે કે મુખ્યત્વે ઋગ્વેદ પૂરતા જ મર્યાદિત આ શબ્દનો અર્થ સ્પષ્ટ નથી. રૉથ: विदथ-મુખ્યત્વે 'આજ્ઞા', પછી લાક્ષણિક અર્થથી આજ્ઞાકારક વ્યક્તિ કે સંસ્થાનો અર્થ, પછી વિવિધ હેતુઓ કે યુદ્ધ માટે આજ્ઞા આપનારી 'સભા'. ઓલ્ડેનબર્ગ: वि + √ धा > विदथ = યજ્ઞ લુડવિગ: મુખ્યત્વે મઘવન્ અને બ્રાહ્મણોની 'સભા'. ગેલ્ડનર: જ્ઞાન, વિદ્વત્તા, પુરોહિતવિદ્યા. પછી યજ્ઞ અને આધ્યાત્મિક અધિકારવાળી વ્યક્તિ. બ્લૂમફિલ્ડ: √ विद्- મેળવવું > विदथ = ઘર, અને તેની સાથે સંબદ્ધ 'યજ્ઞ'. સભાથી ઉલટું, विदथ સાથે સ્ત્રીનો સંબંધ છે તે બ્લૂમફિલ્ડના વિવરણને સ્વીકારતાં સમજાવી શકાય છે. તેથી બંને જ √ विद् 'મેળવવું' > विदथ = 'ઘર' એ સમજૂતી મેકડોનલ-કીથને સ્વીકાર્ય લાગે છે.

**विद्रधे** (૪/૧૫) વીંધાયેલ. નીચલા ભાગે કપાયેલ. છુંદાયેલ.

विद्धयोः । √ व्यध्, विध् વીંધવું.

→ અત્યંત અસ્પષ્ટ નિર્વચન. આ જો વ્યુત્પાત્ત હોય તો ડૉ. વર્માને મતે અત્યંત શિથિલ છે, શબ્દનું મૂળ અને સ્વરૂપ બંને અત્યંત અસ્પષ્ટ છે. સાયણ विद्रधे विद्दढे व्यूढे એમ સમજાવે છે તેથી તે શબ્દમાં પ્રાકૃતીકરણ જુએ છે એમ કહી શકાય. ઋગ્વેદમાં विद्रधे એક જ વાર આવે છે, विद्रे બે વાર. આ બીજા શબ્દને સાયણ विद्वल् લાભે (√ विद् 'મેળવવું'.) પરથી નિષ્પન્ન કરે છે. व्यूढ (वि + √वहनुं કર્મણિ ભૂત કૃદંત. 'વિવાહેલું', લગ્નમાં મેળવેલું') ને આધારે, તે √ विद् 'મેળવવું' પરથી विद्रधेने પણ विद्दढ-કર્મણિ ભૂત કૃદંત-

'મેળવેલું' એમ સમજાવે છે એવું કહી શકાય. कनी नकेव विद्रधे- 'કન્યાની જેમ મેળવેલા...' –સાયણ. યારક विद्धयोः એટલે 'કન્યાની જેમ વીંધાયેલા' એવો અર્થ કરે છે તેમાં કદાચ કન્યાનું નાક વાળી પરોવવા વીંધવામાં આવે છે તથા અશ્વનું (ને બળદનું) નાક લગામ પરોવવા વીંધવામાં આવે છે એ સમાનતાનો ઉલ્લેખ માની શકાય, અને

તો યાસ્કના નિર્વચન અનુસાર विद्रध > वि + √ दृ 'ચીરવું, વિદારવું, વીંધવું'નું કર્મણિ ભૂત કૃદંત થશે, અલબત્ત, એમાં પણ પ્રાકૃતીકરણ તો દેખાવાનું જ.

**वियुते** (૪/૨૫) (દ્વિ૦) સ્વર્ગ અને પૃથ્વી.

वियुते द्यावापृथिव्यौ वियवनात् ।

वि + √ यु જુદા થવું.

→ સ્વીકાર્ય. વિનો ઇન્ડો-યુરો૦ *ui- 'જુદું, ભિન્ન' સાથે સંબંધ છે. ગ્રીક (ϝ)ídios 'પોતાનું'. √ यु > ઇન્ડો-યુરો૦ *i̯eu- 'ભેગું કરવું, જોડવું.' લેટિન jŭnt- 'શ્રેણીમાં ગોઠવવું.'

**विराज्** (૭/૧૩) એક વૈદિક છંદનું નામ.

(૧) विराज् विराजनात् वा । (२) विराधनात् वा । (३) विप्रापणात् वा । विराजनात् सम्पूर्णाक्षरा । विराधनात् ऊनाक्षरा । विप्रापणात् अधिकाक्षरा ।

(૧) वि + √ राज् વિરાજવું, ચડિયાતા થવું. વર્ણો સંપૂર્ણ હોવાથી ચડિયાતી છે.

(૨) वि + √ राध् અપ્રસન્ન કરવું. વર્ણો ઊણા હોવાથી નાખુશ કરે છે.

(૩) वि + प्र + √ आप् (પ્રેરક) દૂર પહોંચવું. વર્ણો વધારે હોવાથી દૂર સુધી ગયેલી છે.

→ ડૉ૦ વર્મા પહેલા નિર્વચનને અસ્પષ્ટ ગણે છે. બાકીનાં બે જો વ્યુત્પત્તિ હોય તો મુર્ખાઈભરેલાં–વિસંગત છે.

**विवस्वत्** (૭/૨૬) સૂર્યનું એક વિશેષણ.

विवस्वान् विवासनवान् । वि + √ वस् પ્રકાશવું.

→ સ્વીકાર્ય. જુઓ वासर. યાસ્ક विને ઉપસર્ગ બતાવે છે પણ પદપાઠકાર એને જુદો નથી પાડતો. પદપાઠકારે નિર્વાચ્ય શબ્દને કદાચ અનિયમિત અભ્યસ્ત (પુનરુક્તિવાળું) રૂપ ધાર્યું હોય એમ બને.

રાજવાડે वि + √ वस् 'અંધકાર દૂર કરવો' પરથી શબ્દ નિષ્પન્ન કરે છે.

**विश्वकद्राकर्ष** (૨/૩) કૂતરાના જેવી ગતિવાળાને સજા કરનાર.

विश्वकद्राकर्षः । वीति, चकद्रः इति श्वगतो भाष्यते ।
द्राति इति गतिकुत्सना । कद्राति इति द्रातिकुत्सना ।
चकद्राति कद्राति इति सतः अनर्थकः अभ्यासः ।
तत् अस्मिन् अस्ति इति विश्वकद्रः ।

वि + √ द्रा ખરાબ રીતે ચાલવું + √ कृष् ઘસડવું, સજા કરવી.

→ દુર્ગને અનુસરીને સ્કોલ્ડ આમ સમજાવે છે: वि પૂર્વગ તદ્ધિત + चकद्रा(ति) (क–द्राति 'ખરાબ ગતિ'નું અભ્યસ્ત રૂપ) + √ कृष् ઘસડવું. પણ એને મતે યાસ્કે કદાચ विश्मां श्वનો વિપર્યય પણ જોયો હોવો જોઈએ. ડૉ. વર્મા આને અસ્પષ્ટ નિર્વચન ગણે છે. તેમને મતે वि + √ द्रा 'दुष्ट प्रवृत्ति' એટલે 'કૂતરા પર આજીવિકા ચલાવવી', એ અર્થ કદાચ રૂઢ પ્રયોગ પણ હોય, જો કે એવો અર્થ લેવા માટે હજુ પુરાવો મળતો નથી. રાજવાડે નોંધે છે કે પાણિનિએ विનો પૂર્વગ કે તદ્ધિત તરીકે ઉલ્લેખ નથી કર્યો. પણ ડૉ. વર્મા કહે છે કે ઇન્ડો–આર્યન અને બીજી થોડીક ઇન્ડો–યુરો. ભાષાઓમાં vis ( विस् ) પૂર્વગ તરીકે વપરાતું જોવા મળે છે. *विश्वञ्चमां*, લિથુઆનિયન *visas* 'બધું'માં, પ્રાચીન સ્લાવોનિક visi 'બધું'માં એ દેખાય છે. જો કે विश्वकद्रमांનું विश ઇન્ડો–યુરો. *vis–નો અવશેષ છે કે ઇન્ડો–યુરો.થી સ્વતંત્ર એવો તદ્ધિત પૂર્વગ છે તે તો વધારે સંશોધન પછી જ નક્કી કરી શકાય.

विश्पति ( ४/२१ ) વિશ્વનો પતિ.

(१) सर्वस्य पातारम् वा। (२) पालयितारम् वा, विश्पतिम्।

(१) विश्व सर्व + √पा રક્ષવું. (२) विश्व + √पालय् રક્ષવું, પાલન કરવું.

→ पतिने √पा के √पालयमांथी નિષ્પન્ન કરવાનો પ્રયત્ન नामानि आख्यातजानिनो પ્રભાવ સૂચવે છે ઈન્ડો-યુરો० *poti-s 'માલિક'. લેટિન patis 'શક્તિમાન'. પદપાઠકાર શબ્દનું વિભાજન કરતો નથી. પણ રૉથ–ગેલ્ડનર વગેરે विश्-पति 'વસાહત કે ટોળીનો મુખી' એમ પૃથક્કરણ આપે છે. રાજવાડે એનો શબ્દશઃ અર્થ 'વિશ્વોનો રાજા' આપે છે. યાસ્કનું પૃથક્કરણ विशः + पतिम् 'સર્વરક્ષક' છે એમ સમજાય છે. યાસ્કે જે ઋચા ટાંકી છે તેના ઉપરની ટીકામાં સાયણ विशां प्रजानां पालयितारम् એવો અર્થ કરે છે. પદપાઠકારે શબ્દના વિભાજનની બાબતમાં જાળવેલી ઉદાસીનતાને કારણે ડૉ० વર્મા પ્રશ્ન ઊભો કરે છેઃ પદપાઠકાર શબ્દને કેવી રીતે પૃથક્કરી શક્યો હોત? પદપાઠની પરંપરામાં विश् જેવું કોઈ પ્રાતિપદિક સ્વીકારાઈ ચૂક્યું હતું? જો તેમ હોય તો પદપાઠે તેને કેવી રીતે રજૂ કર્યું હોત? પદપાઠકારે શબ્દને અવિભાજ્ય રાખીને પ્રશ્ન ખુલ્લો જ રાખવાનો નિર્ણય કર્યો તે પહેલાં આવી ચર્ચાઓ કદાચ થઈ પણ હોય.

विश्वामित्र ( २/२४ ) વિશ્વામિત્ર ઋષિ, સંજ્ઞાવાચક નામ.

विश्वामित्रः सर्वमित्रः । विश्व सर्व + मित्र.

विपुण ( ४/१७ ) અનેકવિધ, વિષમ.

विपुणस्य जन्तोः विषमस्य ।

वि વિરુદ્ધાર્થક + सम સમાન. અસમાન.

→ ડૉ. વર્મા આને સ્વીકાર્ય નિર્વચન ગણે છે, અને એને विपुण>विपु વિવિધ દિશાઓ ( वि 'જુદું'નું સ० બ० વ० ? ) + न સંબંધવાચક પ્રત્યય– એ રીતે સમજાવે છે. ઇન્ડો-યુરો० *uī- 'જુદું' (જુઓ ગ્રીક Idios– અંગત, ખાનગી)ના વિસ્તારમાંથી આ શબ્દ બને છે. પણ विषममां ડૉ. વર્માએ विपु + न કેવી રીતે જોયું હશે?

**विष्टप्** (૨/૧૪) સૂર્ય, આકાશ.

१. (१) विष्टप् आदित्यः भवति, आविष्टो रसान् ।
(२) आविष्टः भासम् ज्योतिषाम् ।
(३) आविष्टः भासा इति वा ।

२. अथ द्यौः । आविष्टा ज्योतिर्भिः पुण्यकृद्भिः च ।

१. २. (आ + ) √विश् પ્રવેશવું, વ્યાપવું.

→ પણ √विश् ના ક૦ ભૂ૦ કૃ૦ થી અંત્ય વ્યંજન ष् સમજાવાતો નથી. એટલે નિર્વચન વ્યંજનોની ઉપેક્ષા કરતું હોઈ શિથિલ બને છે. પ્રાચીન ઇન્ડો-આર્યનમાં √स्तप् – કદાચ √स्तभ्, ઇન્ડો-યુરો૰ *steb– *stebh–'ટેકો આપવો' (અંગ્રેજી staff– લાકડી) સાથે સંબદ્ધ એવો કોઈ ધાતુ હતો કે કેમ તે હજુ સંશોધનનો વિષય છે.

**वीर** (૧/૭) વીર.

(१) वीरः वीरयति अमित्रान् ।
(२) वेतेः वा स्यात् गतिकर्मणः ।
(३) वीरयतेः वा ।

(૧) वि + √ईर् વિખેરવું, દૂર કરવું. દુશ્મનોને દૂર કરનાર

(૨) √वी જવું (૩) √वीर् શક્તિશાળી થવું.

→ नामानि आख्यातजानि‌નો પ્રભાવ. ઇન્ડો-યુરો૰ *u̯īro–s, u̯iro–s 'પુરુષ'. જુઓ. લિથુઆનિયન Výras–'પુરુષ'.

**वृक्ष** (૨/૬) વૃક્ષ

(१) वृक्षः व्रश्चनात् । (२) वृत्वा क्षा तिष्ठति इति ।

(૧) √व्रश्च् કાપવું. (૨) √वृ ઢાંકવું + क्षा પૃથ્વી. પૃથ્વીને ઢાંકીને રહે છે.

→ પહેલું સંભવિતપણે સ્વીકાર્ય. કેમકે ઇન્ડો-યુરો૰*u̯r̥k-'ચીરવું'. s વિસ્તાર સાથે ગ્રીક rákos, અંગ્રેજી rag, 'ચીંથરું'. બીજામાં नामानि आख्यातजानि‌નો પ્રભાવ.

**वृत्र** (૨/૧૭) એક રાક્ષસનું નામ

१ (१) तद् वृत्रः वृणोतेः वा । (२) वर्ततेः वा । (३) वर्धतेः वा ।

(૧) √वृ ઢાંકવું (૨) √वृत् જવું. કે વળવું, ફરવું.

(૩) √वृध् વધવું.

→ વૃત્રની ખૂબ જાણીતી દંતકથાઓને લક્ષમાં લેતાં અહીં યાસ્કે ઉલ્લેખ કર્યો છે તેવા કેટલાક ધાતુઓના સંપર્કદોષમાંથી શબ્દ બન્યો હોય એ શક્ય છે. યાસ્કે આપેલા ત્રણમાંના પહેલા વિકલ્પને કાઠકસંહિતાનું સમર્થન છે ખરું : वृत्रो ह वा इदं सर्वं वृत्वाशिष्ये, यदिदन्तरा द्यावापृथिव्यो: । રાજવાડે તૈત્તિરીય સંહિતામાંથી અવતરણ આપે છે તેમાં ત્રણેય વિકલ્પોનું સમર્થન થાય છે. तस्य यत् अत्यशिष्यत तत् त्वष्टा आहवनीयम् उप प्रावर्तयत् स्वाहा इन्द्रशत्रुर्वर्धस्वेति । यत् अवर्तयत् तत् वृत्रस्य वृत्रत्वम् । स इषुमात्रम् इषुमात्रम् विष्वङ् अवर्धत । स इमान् लोकान् अवृणोत् । यत् इमान् लोकान् अवृणोत् तत् वृत्रस्य वृत्रत्वम् । (ત્વષ્ટાએ તૈયાર કરેલા સોમરસમાંથી ઇન્દ્રના પીતાં જે વધ્યો તેની ત્વષ્ટાએ આહવનીયાગ્નિને આહુતિ આપી. તેમાંથી ત્વષ્ટા જન્મ્યો. તે બધી બાજુએ બાણ-બાણ જેવડો વધ્યો. તેણે આ લોકને ઢાંકી દીધા.) દુર્ગ : अवर्तत....प्रावर्तयत् એમ પણ અર્થ કરે છે, તેને રાજવાડે દુર્ગનું ચોથું નિર્વચન કહે છે.

**वृषभ** (૪/૮) બળદ.

वृषभः वर्षिता अपाम् ।

√वृष् વરસવું (+ अप् પાણી ?)

→ સ્વીકાર્ય. જુઓ वर्षा. (સાથે જ જુઓ ૭/૨૩ : वृषभस्य वर्षितु: अपाम् ।)

**वेद्य** (૨/૨૧) જાણવા યોગ્ય.

• वेद्याभिः वेदितव्याभिः प्रवृत्तिभिः । √विद् જાણવું.

**वैश्वानर** (૭/૨૧) અગ્નિનું એક વિશેષણ

(૧) वैश्वानरः कस्मात् ? विश्वान् नरान् नयति ।

(૨) विश्वे एनम् नराः नयन्ति इति वा ।

(૩) अपिवा विश्वानरः एव स्यात् । प्रत्यृतः सर्वाणि भूतानि तस्य वैश्वानरः ।

(૧) विश्व બધા + नर મનુષ્ય + √नी દોરવું. બધા મનુષ્યોને દોરે છે.
(૨) = (૧) બધા મનુષ્યો એને દોરે છે.
(૩) विश्वानर.

→ પહેલાં બે નિર્વચનો પ્રાથમિક અવસ્થાનાં છે કેમકે છેલ્લો √नी લોપ પામે છે. સ્કોલ્ડ તેમાં √नी ને કૌંસમાં મૂકીને પ્રશ્નાર્થ કરે છે. છેલ્લું નિર્વચન સ્કોલ્ડ અને ડૉ૦ વર્મા બંનેને માટે અસ્પષ્ટ છે. સ્કોલ્ડ આમ મૂકે છે: विश्वान् (विश्व નું દ્વિ. બ વ.) (+ √ऋ જવું, આપવું.) એટલે એને મતે યાસ્ક विश्वान् + अर એમ સમજાવે છે. ડૉ૦ વર્મા આમાં વ્યુત્પત્તિ હોવા વિશે નિશ્ચિત નથી. પીટર્સબર્ગ શબ્દકોશમાં विश्वानर (સવિતા કે ઈન્દ્ર) તેમજ वैश्वानर (અગ્નિ) બંનેનું અર્થઘટન 'બધા મનુષ્યોનો' એમ કરેલું છે. ગેલ્ડનર પણ કંઈક એમ જ સમજાવે છે: वैश्वानर 'pertaining to the whole of humanity'. પણ પદપાઠમાં શબ્દનું વિભાજન નથી કર્યું. પ્રાચીન વ્યુત્પન્નોનો શબ્દ પ્રત્યેનો અભિગમ ગેલ્ડનરના જેવો હોત તો કદાચ પદપાઠકાર શબ્દને વિભાજી શક્યો હોત. પણ 'સમગ્ર માનવ જાતની માલિકીનો' એ કલ્પના જ અગ્નિની વૈદિક પરિકલ્પનાને અજાણી છે. સાયણ : (ઋ. ૧. ૯૮. ૧) वैश्वानरस्य विश्वेषां नराणां लोकान्तरनेतृत्वेन स्वामित्वेन वा सम्बन्धोऽग्नेः । 'માનવ જાતને દોરનાર કે તેની પાસે જનાર.' યાસ્ક અને સાયણના આ અર્થઘટનોમાં (विश्व + नर + √नी કે √ऋ માં) અગ્નિ એક ક્રિયાશીલ પદાર્થ બની રહે છે. પણ જેવો છે તેવા જ સ્વરૂપે શબ્દ આ કલ્પના વ્યક્ત કરતો નથી, શબ્દનું સ્વરૂપ અસ્પષ્ટ રહે છે અને તેથી પદપાઠકાર શબ્દને વિભાજતો નથી (જોકે ઋ. ૧૦. ૮૫. ૨૧ માં विश्वावसु વિભાજ્યો છે.) ઋ. ૧. ૯૮. ૧. પર ટીકા કરતાં સાયણ પાણિનિનો આધાર લઈ (જુઓ પાણિનિ અષ્ટાધ્યાયી સૂત્ર ६. ३. १२९ : नरे संज्ञायाम् ।) नर ઉત્તરપદની આગળ विश्वના છેલ્લા अનો ગુણ સિદ્ધ કરે છે. (સરખાવો : विश्वा–वसु, विश्वा–मित्र વગેરે) હવે આ विश्वा–नरને શબ્દનું મૂળ કલ્પી લેતાં તેના પરથી પા૦ અષ્ટા૦ સૂત્ર ૪. ૩. ૧૨૦ तस्येदम् । ને આધારે वैश्वानर એ વિશેષણ સિદ્ધ કરી શકાય. પણ આથી શબ્દનું તાત્પર્ય

પ્રગટ થતું નથી. દુર્ગ વિશ્વાનર પર ટીકા કરતાં કહે છે : अपि वा विश्वानर एव कश्चित् स्यात् ।....तस्यापत्यं वैश्वानरः । એટલે એ કદાચ વિશ્વાનર નામની કોઈક દેવના કલ્પતો હોય. આનો આધાર લઈને રાજવાડે નિરુક્તના પાઠમાં भूतानि પછી तस्यापत्यम् શબ્દો હોવા જોઈએ એમ ધારે છે, પણ એ ધારણા નિરાધાર છે.

व्रत (२/१३) કર્મ, વ્રત-નિયમ, અન્ન.

(१) व्रतमिति कर्मनाम । वृणोति इति सतः ।

(२) निवृत्तिकर्मा वारयति इति सतः ।

(३) अन्नम् अपि व्रतम् उच्यते । यद् आवृणोति शरीरम् ।

(१) $\sqrt{}$ वृ બાંધવું. (२) $\sqrt{}$ वृ વારવું. (३) (आ +) $\sqrt{}$ वृ ઢાંકવું,રક્ષવું.

→ ડૉ૦ લક્ષ્મણ સરૂપે આપેલો પાઠ આ પ્રમાણે છે : व्रतमिति कर्मनाम । निवृत्तिकर्म वारयतीति सतः। इदमपीतरद्व्रतमेतस्मादेव वृणोतीति सतः। अन्नमपि વગેરે. એ ખાચો ભરેલા પાઠને અનુસરીને સ્કોલ્ડ ત્રણ નિર્વચનો १. नि + $\sqrt{}$ वृ નિવારવું, २. $\sqrt{}$ वृ પસંદ કરવું અને ३. आ + $\sqrt{}$ वृ ઢાંકવું એમ સમજાવીને નોંધે છે; કે इदमपीतरद्व्रतमेतस्मादेव શબ્દો નિરર્થક છે કેમકે બંનેની વ્યુત્પત્તિ જુદા ધાતુમાંથી આપી છે. પણ ડૉ. વર્માએ આપેલો અહીં સ્વીકાર્યા મુજબનો પાઠ વધારે સારો છે. દુર્ગ इदमपी० વગેરે શબ્દો ઉમેરીને એ જ પાઠ સ્વીકારે છે. અને સ્કોલ્ડ દુર્ગનો પાઠ વધુ સારો છે એમ નોંધે પણ છે. ડૉ. વર્મા પહેલાં બે નિર્વચનોને ઈન્ડો-યુરો॰ *ṷer-, *ṷeret- 'બોલવું'; અવસ્તા–urvata–'નિયમ, શાસન' સાથે સાંકળે છે, અને સમગ્રપણે નિર્વચનને ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ સ્વીકાર્ય, પણ અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ અસ્વીકાર્ય ગણે છે.

शं योः (४/२१) સુખ–શાંતિ.

(१) शंयुः सुखंयुः ।

(२) शमनं च रोगाणाम् यावनम् च भयानाम् ।

(१) शम् સુખ + $\sqrt{}$ यु જોડાવું.

(२) $\sqrt{}$ शम् શાંત કરવું + $\sqrt{}$ यु દૂર કરવું.

→ આખા ઋગ્વેદમાં આ બંને શબ્દો વારંવાર સાથે વપરાયા છે અને બધે 'સુખશાંતિ' જેવો જ અર્થ લેવો પડે તેમ છે. પદપાઠ અને ડૉ. વર્મા शम् અને योः એમ બે શબ્દો અલગ પાડે છે. ડૉ. વર્મા નિર્વચનને અસ્પષ્ટ ગણાવે છે. સાયણ મોટે ભાગે યાસ્કને અનુસરે છે. અન્યથા सुखस्य मिश्रयिता 'સુખ સાથે જોડનાર' (જુઓ પહેલું નિર્વચન.) એમ સમજાવે છે. ડૉ. વેલણકર એ શબ્દોના 'protection and well-being' (ઋ ૨. ૩૩. ૧૩.), 'happiness and bliss' (ઋ. ૭. ૩૫. ૧.), 'peace and blissful activity' (ઋ ૭ ૬૯. ૫) એવા અર્થો કરે છે. વ્હિટની योःને √यु 'જોડવું' નાં સાધિત રૂપોમાં મૂકીને પ્રશ્નચિહ્ન મૂકે છે. મુશ્કેલી એટલી જ છે કે નિઘણ્ટુમાં આ શબ્દની ગણના ઐકપદિક અધ્યાયમાં કરી છે, જ્યારે યાસ્ક બંનેને છૂટાં પદો તરીકે સમજાવે છે. ઐકપદિકમાં शयोः શબ્દનો માત્ર પાછલો વર્ણ જ ઉદાત્ત છે, અને તેનો, યાસ્ક अथापि शंयुर्बार्हस्पत्यः उच्यते એમ સમજાવે છે તેના પંચમી-ષષ્ઠી એ. વ ના રૂપ સાથે જ, મેળ ખાય છે. જ્યારે બે સ્વતંત્ર શબ્દો તરીકે સમજાવતાં બંને ઉદાત્ત સ્વર લે છે. જેમ 'સુખશાંતિ' એ સમાસ લગભગ એક જ શબ્દ તરીકે પ્રયોજાય છે તેમ આ शंयोः લગભગ એવા જ અર્થમાં અને ઘણુંખરું એક સાથે જ, એક સામાસિક શબ્દની જેમ જ પ્રયોજાતા હશે એની સાથે બાર્હસ્પત્ય शंयुः અને ખાસ તો એના ષષ્ઠી એ. વ. ના રૂપ शयोः (જુઓ યાસ્કે તૈ. સં. માંથી આપેલુ અવતરણ)ની ભેળસેળ થઇ જવાથી, કદાચ ત્યાં (યાસ્કના અવતરણમાં) બંને અર્થ શક્ય હોવાથી, શંકા ઉદ્ભવી હશે અને એનો ઐકપદિકમાં સમાવેશ થયો હશે.

शक्वरी (૧/૮) એક છંદનું નામ.

शक्वर्यः ऋचः, शक्नोतेः । √शक् શક્તિમાન્ થવું.

→ કદાચ છંદની અસરકારકતા વિશેની શ્રદ્ધાને કારણે આવું નામ પડ્યું હશે. સંભવિતપણે સ્વીકાર્ય. ઇન્ડો યુરો॰ *kaq- 'શક્તિમાન્ થવું.' લિથુઆનિયન kàkti-'પહોંચવું.' જો કે આ ઇન્ડો-યુરો॰ ધાતુ વિશે હજુ નિશ્ચિત એકમત નથી.

२ शत्रु (૨/૧૬) શત્રુ.

શત્રુ જુઓ इन्द्रशत्रु.

शान्तनु (૨/૧૨) એક રાજાનું નામ.

(१) शान्तनुः शं तनो अस्तु इति वा ।

(२) शम् अस्मै तन्वा अस्तु इति वा ।

(१) (२) शम् સુખ + तनु શરીર.

→ વ્યક્તિવાચક નામનું નિર્વચન આપવાનો પ્રયત્ન.

शरद् (૪/૨૫) શરદ ઋતુ.

(१) शृता: अस्याम् ओषधयः भवन्ति ।

(२) शीर्णाः आपः इति वा ।

(૧) √शॄ પકવવું. જેમાં વનસ્પતિ પરિપક્વ બને છે.

(૨) √शॄ ક્ષીણ થવું. જેમાં પાણી ઘટે છે.

→ ડૉ. વર્મા આને नामानि आख्यातजानिना પ્રભાવવાળું નિર્વચન ગણાવે છે. ઈન્ડો–યુરો० *kel– 'ઠૂંઠાણું,' લિથુ. šálti–'ઠૂંઠાળા થવું.'

✓ शरीर (૨/૧૬) શરીર.

(१) शरीरम् शृणातेः । (२) शम्नातेः वा ।

(૧) √शॄ હણવું. (૨) √शम् નાશ કરવો.

→ પહેલા નિર્વચનને ડૉ. વર્મા એક વાર માત્ર ધ્વનિશાસ્ત્રની દષ્ટિએ સ્વીકાર્ય ગણાવે છે, પછી પરિશિષ્ટમાં એને પાછું પ્રાથમિક વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે, કેમ કે ઈન્ડો–યુરો० *ker–'વધવું'. ગ્રીક kóros 'પૌગંડ'. બીજાને તેઓ વ્યંજનની દષ્ટિએ શિથિલ ગણે છે.

✓ शाखा (૧/૪) ડાળી.

(१) शाखाः खशयाः । (२) शक्नोतेः वा ।

(૧) √शी રહેવું, સૂવું + ख આકાશ આકાશમાં રહેનાર.

(૨) √शक् શક્તિમાન થવું.

→ પહેલું નિર્વચન પ્રાથમિક દશાનું રહી જાય છે. કેમ કે ઇન્ડો-યુરો० *ḱāḱh = આમેં નિયમ cax = લિથુઆનિયન sakā = 'શાખા.' બીજું નિર્વચન नामानि आख्यातजानि નો પ્રભાવ દર્શાવે છે. ડાળી ફૂલ-પાંદડાં ધારણ કરવા શકિતમાન થાય છે તેથી તેને √शक् માંથી વ્યુત્પન્ન કરી છે. પણ અહીં ધાતુમાં રહેલા એક જ વ્યંજનના સરમ્ય સિવાય બીજા કોઈ નિયમને ધ્યાનમાં રાખ્યો નથી

**शितामन्** (४/३) આગલો પગ, યોનિ, (ગુદા, ડૉ. વર્મા) યકૃત, ચરબી

(१) दोः शिताम भवति ।

(२) योनिः शिताम इति शाकपूणिः । विषितः भवति ।

(३) श्यामत यकृत्तः इति तैटीकिः ।

(४) शितिमांसत मेदस्त इति गालव. ।

(१) પર્યાય

(२) वि + शित ખુલ્લું (લક્ષ્મણ સરૂપ). કદાચ શ્યામ (ડૉ. વર્મા)

√ विष् વ્યાપવું. માંસ કે વિષ્ટાથી વ્યાપેલું (દુર્ગ).

(३) शिताम = શ્યામ યકૃત, જઠર.

(४) शिताम = शिति + माम સફેદ માંસ, ચરબી

→ સ્પષ્ટ રીતે અત્યંત અસ્પષ્ટ અને મુશ્કેલ નિર્વચન. પહેલામાં યાસ્કે પોતે તો માત્ર પર્યાય કે અર્થ જ આપી દીધો છે પણ યાસ્કે આપેલા અવતરણનો આખો પાઠ દુર્ગ તૈત્તિરીય બ્રાહ્મણમાંથી ઉતારે છે, અને યાસ્કના અર્થને ન્યાય્ય ઠેરવવા આમ સમજાવે છે : दो शिताम भवति ।....तस्य हि प्राणेन पशुर्द्रवति। श्रितमसभावेन एतस्काये भवतीति शितामं ।....यथाहि वाह्यानि चावदानान्याभ्यन्तराणि च भवन्तीति । तत्र पार्श्वे श्रोण्यो अंसाविति वाह्यानि जिह्वा-*यकृदादीन्याभ्यन्तराणि । तत्रैव सति पार्श्वतः श्रोणितः इत्येतयो-*रन्तरा वर्तमानः शितामशब्दः किमन्यद्दोष्णोऽभिदध्यात् । પણ किमन्यत् अभिदध्यात्‌ માંનો પ્રશ્ન જ આ સમજૂતી વિષે દુર્ગને પોતાને ખાત્રી નથી એમ બતાવે છે. બાકીના ત્રણમાં યાસ્કે બીજાના મતો આપ્યા છે. બીજામાં શાકપૂણિએ આપેલો અર્થ સમજવાની પણ મુશ્કેલી છે તે

જોઈ શકાય છે. દુર્ગ આમ સમજાવે છે: योनिः शितामेति शाकपूणि आचार्यो मन्यते । तत्र योनिरनवदानीयैव । योनिसमानदेशस्तु गुदो नामावदानमस्ति स योनिशब्देनोच्यते ।...स हि श्रोणि-अनन्तरो भवति । श्रोण्यनन्तरं च शितामशब्द उच्यते 'श्रोणितः शितामतः' इति । शब्दसारूप्यमपि च किञ्चिदस्ति विषितो भवति शितामेति । विषित સમજાવતાં કહે છે: विष्लृ व्याप्तौ (ધાતુપાઠ ३/१३) व्याप्तः पुरीषेण भवति । अथवा विषितमांसो विस्रस्तमांसः । પણ विषित માં √ विष् 'છાંટવું', 'વરસાવવું' (sprinkle, pour out–આપ્ટે) ધાતુ જોવો પણ શક્ય છે. જે રીતે √ वृष् વરસાવવું > वृष કે वृषभ શબ્દ બને છે તે રીતે √ विष् વરસાવવું > विषित છાંટાયેલ = યોનિ એમ અર્થ કરી શકાય. विट्पति શબ્દમાં विष् એટલે સ્ત્રી' એ અર્થ રહેલો છે જ. (આપ્ટે) એટલે યોનિ અર્થ માટે જો √ विष् ધાતુ જ લેવો હોય તો દુર્ગે આપેલા અર્થ કરતાં આ બીજો અર્થ વધારે યોગ્ય છે. પણ એથી विष्માંના આદ્ય વર્ણની ઉપેક્ષા કરીને (वि)षित > (वि)शित = शिता + मन् એમ મુશ્કેલ રીતે શબ્દ સાધવો પડશે. એ રીતે शिता (=विषिता) = યોનિ + मन्વાળો ભાગ. બાકીનાં બંનેને દુર્ગે शब्दसारूप्य દ્વારા જ સમજાવ્યાં છે. एवं हि बहुतरं शब्दसारूप्यं भवति । ડૉ. વર્મા વચલા બેને જ નોંધે છે, તે યોગ્ય છે. છેલ્લામાં શબ્દસારૂપ્યનો પણ અતિરેક થાય છે. ધ્વનિ અને અર્થ બંને દૃષ્ટિએ દુર્ઘટ નિર્વચન.

**शिति** (४/३) સફેદ.

शितिः श्यतेः । √शो ધારદાર કરવું.

→ પ્રાથમિક દશાનું નિર્વચન. ઇન્ડો-યુરો॰ *k̑ei-'શ્વેત, ઉજ્જ્વળ, પ્રકાશવું.

**शिरस्** (४/१३) સૂર્ય, મસ્તક.

(१) शिरः आदित्यः भवति । यदनुशेते सर्वाणि भूतानि ।

(२) इदम् अपि इतरत् शिरः एतस्मात् एव । समाश्रितानि एतद् इन्द्रियाणि भवन्ति ।

(१) √शी સૂવું, રહેવું. જે બધા પ્રાણીઓમાં રહેલો છે.

(२) જેમાં બધી ઇન્દ્રિયો રહેલી છે, એના આશ્રયે છે.

→ नामानि आख्यातजानिनो પ્રભાવ. ઇન્ડો-યુરો० *kere-'મસ્તક'. ગ્રીક kéras-'શીંગડું.' સૂર્યને માટે શબ્દનો લાક્ષણિક અર્થ લેવો પડશે. સ્કોલ્ડ બીજામાં (सम् + आ +) √श्रि એ ધાતુ પણ આપે છે, પણ एतस्मादेवने કારણે બીજો ધાતુ આપવાની જરૂર નથી समाश्रितानि...વગેરેમાં માત્ર સમજૂતી જ જોઈ શકાય

शिशिर (૧/૧૦) શિશિર ઋતુ

(૧) शिशिरम् शृणातेः । (२) शम्नातेः वा ।

(૧) √शॄ શીર્ણ થવું. (૨) √शम् શમી જવું, નાશ પામવું.

→ બીજું તો સ્પષ્ટ રીતે વિસંગત છે જ પહેલું પણ પ્રાથમિક અવસ્થાનું છે. ઇન્ડો-યુરો० મૂળ *kel-'ઠંડી, ઠરી જવું". લિથુઆનિયન šáltas-'ઠંડી'.

शिश्न (૪/૧૯) પુરુષની ઇન્દ્રિય.

शिश्नं श्नथतेः । √श्नथ् વીંધવું.

→ અસ્પષ્ટ નિર્વચન. શબ્દના પહેલા વર્ણમાં કદાચ યારકે અભ્યાસ (દ્વિરુક્તિ) જોયો હોય.

शीरम् (૪/૧૪) અણીદાર. અગ્નિનું વિશેષણ.

(૧) अनुशायिनम् इतिवा । (२) अशिनम् इति वा ।

(૧) √शी સૂવું, વ્યાપવું. (૨) √अश् વ્યાપવું.

→ √शो 'ધારદાર કરવું" > √शा સાથે કદાચ શબ્દ સંબદ્ધ હોય એમ ડો० વર્મા ધારે છે, જો કે ધાતુમાંથી નામ બનતાં ઈ સ્વર શી રીતે આવ્યો તે સમજાવવું મુશ્કેલ છે. યારક √शी > शेरते, अशेरत જેવા સાધિત રૂપોના સામ્યથી रનો આગમ કલ્પીને શબ્દને √शीમાંથી નિષ્પન્ન કરે તે સમન્વય છે, પણ વ્યુત્પત્તિની દૃષ્ટિએ નિર્વચન અસ્પષ્ટ છે. બીજું નિર્વચન નકામું છે.

शुन्ध्यु (૪/૧૬) સૂર્ય, પક્ષી, જળ, સ્વચ્છ, તેજસ્વી.

(१) शुन्ध्युः आदित्यः भवति । शोधनात् ।

(२) शकुनिः अपि शुन्ध्युः उच्यते । शोधनात् एव । उदकचरो भवति ।

(३) आपः अपि शुन्ध्युवः उच्यन्ते । शोधनात् एव ।

(१) (२) (३) √शुध् શુદ્ધ કરવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૦*ku-dh 'ચમકવું', ઉજ્જવળ થવું". ગ્રીક katharós–'શુદ્ધ'.

शुष्म (૨/૨૪) બળ, બળવાન.

शुष्मम् इति बलनाम । शोषयति इति सतः ।

√शुष् સુકાવું, (પ્રેરક) સુકવવું, શોષવું.

→ કદાચ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૦ *sus-'સૂકું". અવેસ્તા huška-'સૂકું".
(સરખાવો शुष्क.)

शूर (૪/૧૩) શૂરવીર.

शूरः शवतेः गतिकर्मणः ।

√शु (शव्) જવું

→ પ્રાથમિક દશાનું. ઇન્ડો-યુરો૦*kū̆-'ફૂલવું', વધવું". ગ્રીક kúéō–'સગર્ભ બનવું".

शृङ्ग (૨/૭) શીંગડું.

(१) श्रृङ्गम् श्रयतेः वा ।

(२) श्रृणातेः वा ।

(३) शम्नातेः वा ।

(४) शरणाय उद्गतम् इति वा ।

(५) शिरसः निर्गतम् इति वा ।

(૧) √श्रि આશ્રયે રહેવું.

(૨) √शॄ કાપવું, ભાંગવું, છૂંદવું.

(૩) √शम् નાશ કરવો.

(૪) शरण + उद् + √गम् શરણ-રક્ષણ માટે ઊગેલું.

(૫) शिरस् મસ્તક + निस् + √गम् માથામાંથી નીકળેલું.

→ પહેલાં ત્રણમાં नामानि आख्यातजानिનો પ્રભાવ જોઇ શકાય. ખરેખર તો, મૂળ ઇન્ડો-યુરો• *kr̥-, kerə-, kere-'મસ્તક' ગ્રીક kéras-'માથું'. ગોથિક haúrn-'શીંગડું'. (જુઓ शिरस्.) પાછલાં બેને અલગ વર્ણોમાં શબ્દોનાં સંક્ષિપ્ત રૂપો જોનાર નિર્વચનોમાં મૂકી શકાય. જો કે છેલ્લું પાછું અંશતઃ સાચું છે.

श्याम (૪/૩) ઘેરું, કાળું.

श्यामम् श्यायतेः ।

√श्या ઘટ્ટ બનવું.

→ *नामानि आख्यातजानिनो* પ્રભાવ. ઇન્ડો-યુરો० *k̂jēmo- 'વિવિધ રંગોનું એક નામ'. લિથુઆનિયન szẽmas-'ભૂરું'

श्येन (૪/૩) બાજ, ગરૂડ.

श्येनः शंसनीयम् गच्छति ।

√शंस् વખાણવું + √इ જવું. પ્રશંસનીય રીતે જનાર.

→ અલગ વર્ણોમાં શબ્દોનાં સંક્ષિપ્ત રૂપો જોતું નિર્વચન. ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ श्येत 'સફેદ' અને एत 'વિવિધરંગી, કાબરચીતરું' એ બે શબ્દોના સંપર્કદોષમાંથી श्येन શબ્દ ઉત્પન્ન થયો છે.

श्रेणि (૪/૧૩) હાર, પંક્તિ.

श्रेणिः श्रयतेः । समाश्रिताः भवति ।

√श्रि-આશ્રયે રહેવું. (એકબીજાના) આશ્રયે રહેલી હોય છે.

→ સંભવિતપણે સ્વીકાર્ય. કેમકે ઇન્ડો-યુરો૦ *klī-'ના તરફ ઢળવું', ના આશ્રયે રહેવું.' લેટિન clino-'ઢળવું', આશ્રયે રહેવું.' (સરખાવો અંગ્રેજી incline, decline)

**श्रोणि** (૪/૩) નિતંબ.

श्रोणिः श्रोणतेः गतिचलाकर्मणः। श्रोणिः चलति इव गच्छतः।

√श्रोण् જવા માટે હાલવું. જતી વખતે નિતંબ જાણે હાલે છે.

→ નામ માત્ર ધાતુમૂલ હોવાના સિદ્ધાંતાગ્રહનું પરિણામ. ઇન્ડો-યુરો૦ *.lov-nis-' નિતંબ.' લેટિન klūnis-' નિતંબ.'

**श्वस्** (૧/૬) આવતી કાલ.

श्व उपाशसनीयः कालः।

(उप + आ +) √शंस्-અપેક્ષા કરવી.

→ વ્યંજનોની ઉપેક્ષાવાળું શિથિલ નિર્વચન. ઇન્ડો-યુરો૦ *kū-'પ્રકાશવું', ઉજ્જવળ થવું.' અવેસ્તા sūrəm-'વહેલી સવાર.' (સરખાવો ગુજરાતી શબ્દ 'અસૂરું')

**श्वेत्या** (૨/૨૦) સફેદ, ઉજ્જવળ. ઉષસનું વિશેષણ.

श्वेत्या श्वततेः। √श्वित्-ઉજ્જ્વળ હોવું, થવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૦ *kueit-' પ્રકાશવું' સરખાવો અંગ્રેજી white.

**षष्** (૪/૨૭) છ.

षट् पुनः सहतेः।

√सह् સહેવું, જીતવું. (જે પાંચની સંખ્યાને) જીતે છે.

→ નામમાત્રને ધાતુમાંથી નિપજાવવાનો દુરાગ્રહ ઇન્ડો-યુરો૦ *sueks, અવેસ્તા xšvaš, અંગ્રેજી six = 'છ'.

**संवत्सर** (૪/૨૭) વર્ષ.

संवत्सरः संवसन्ते अस्मिन् भूतानि।

सं + √वस् સાથે રહેવું.

→ नामानि आख्यातजानि નો પ્રભાવ. ઇન્ડો-યુરો૦ *uet-, લેટિન vetus-'વર્ષ'

**सक्तु** ( ૪/૧૦ ) અન્ન, સાથવો. દળેલા, પકવેલા જવ.

(१) सक्तुः सचतेः । दुर्धाव भवति ।

(२) कसतेः वा स्यात् विपरीतस्य । विकसितः भवति ।

(૧) √सच् વળગવું. કેમકે એને ધોવો મુશ્કેલ હોય છે.

(૨) √कस् વિકસવું, ફૂલવું. ( એને ગરમ કરતાં ) ફૂલેલો બને છે.

→ પહેલું સંભવિતપણે સ્વીકાર્ય. કેમકે ઇન્ડો-યુરો૰ *seqṷ-'અનુસરવું.' લેટિન sequor 'હું અનુસરું છું'. તેથી વિપર્યયવાળું બીજું નિર્વચન પ્રાથમિક દશાનું બની રહે છે.

**सखि** ( ૭/૩૦ ) મિત્ર.

समानख्यानाः । स સાથે-સરખું + √ख्या કહેવું. ઓળખાવું.

→ ડૉ. વર્મા આને અસ્પષ્ટ નિર્વચન ગણે છે. "Only this much is clear that *kh* in this word is an Indo-Ir. phenomenon of Av. *haxay** 'friend'. How far this *kh* could be connected with an Indo-Ir. *khyā*- remains to be explored." ( એમનો ગ્રંથ. પૃ. ૨૪૪ આ શબ્દનો ख् અવેસ્તા haxayની ઇન્ડો૰ ઇરાનિયન ઘટના છે એટલું સ્પષ્ટ છે. એને ઇન્ડો-ઇરા૰ ख्या સાથે ક્યાં સુધી સાંકળી શકાય તે હજુ સંશોધનનો વિષય છે )

सखि ને √सच् 'સાથ કરવો, સાથે થવું' સાથે સાંકળી શકાય? ( સં. सखि અવેસ્તા-haxay, ઇન્ડો-યુરો૰ seqṷ-'અનુસરવું.' લેટિન sequi-'અનુસરવું'. તે પરથી secta-અનુસરનારાઓનો સમૂહ. અંગ્રેજી sect )

**सत्य** ( ૧/૧૩ ) સત્ય.

( શાકટાયન ) एतेः कारितम् च यकारादिम् च अन्तकरणम् अस्तेः शुद्धम् च सकारादिम् च ।

√अ)स् થવું હોવું + √इ જવું. ( પ્રેરક ) મોકલવું. ( જે અસ્તિત્વ ધરાવનાં પદાર્થો તરફ મોકલાય છે ! પ્રેરાય છે !,)

→ આની સાથે યાસ્કે 'અન્યત્ર (૩/૧૩) આપેલું નિર્વચન सत्यम् कस्मात्....? सत्प्रभवं भवति સરખાવવા જેવું છે. √ अस् નું વર્ત૦ કૃ૦ सत्–જે છે, અસ્તિત્વ ધરાવી રહ્યું છે તે–તેમાંથી પ્રભવતું. ડૉ. વર્માએ એ નિર્વચનને સંપૂર્ણપણે સ્વીકાર્ય ગણ્યું છે, અને એના સમર્થનમાં ઇન્ડો-યુરો૦ *sntio 'અસ્તિત્વ ધરાવતા પદાર્થનું' (belonging to existant) તેમ જ અવેસ્તા haithyō 'સાચું' પણ દર્શાવ્યાં છે. એ રીતે જોતાં શાકટાયનનું નિર્વચન પહેલી નજરે અલગ વર્ણોમાં શબ્દોનાં સંક્ષિપ્ત રૂપો જોનારું લાગે છે, પણ શાકટાયને सत्यने सत् + य એમ વિભાજીને सत् ને √ अस् માંથી (કદાચ વર્ત૦ કૃ૦ જ હોય) અને य ને √ इ ના પ્રેરક 'મોકલવું', પ્રેરવું 'માંથી નીપજાવ્યું છે એ રીતે સમજીએ તો એ અંશતઃ સાચું છે એમ સ્વીકારવું પડે

**सधमाद्** (૭/૩૦) સાથે આનંદનાર. ઉજાણી.

सहमदनम् । सध (=सह) સાથે + √मद् આનંદવું.

→ સંભવિતપણે સ્વીકાર્ય.

**सन्तवीत्वत्** (૨/૨૮) सं + √तु 'બળવાન થવું'નું તીવ્રતાબોધક (યઙન્ત) વર્ત૦ કૃ૦.

सनोतेः पूर्वया प्रकृत्या संगमः । सम् + √तन् ફેલાવવું.

→ સ્પષ્ટ રીતે યાસ્કનું નિર્વચન ભૂલભરેલું છે.

**सप्तम्** (૪/૨૬) સાત.

सप्त सृप्ता सङ्ख्या ।

√सृप् સરવું. 'જે આઠ તરફ' સરે છે.

→ પણ सृप्त અને सप्तમાં સ્વરો અનુરૂપ ન હોઈ શકે. પ્રાથમિક અને ભૂલભરેલું નિર્વચન.

**सप्तनामन्** (૪/૨૭) સાત નામોવાળો. સૂર્ય.

(૧) सप्तनामा आदित्यः । सप्त अस्मै रश्मयः रसान् अभिसंनमयन्ति ।
(૨) सप्त एनम् ऋषयः स्तुवन्ति इति वा ।

(१) सप्त + √नम् नमवुं, वळवुं.

(२) सप्त + √नु वखाणवुं, स्तववुं.
→ जुओ नामन्.

सप्तपुत्र (४/२६) सात पुत्रोवाळो.
(१) सप्तपुत्रम् सप्तपुत्रम् । (२) सर्पणपुत्रम् इति वा ।

(१) सप्त + पुत्र (२) √सृप् सरकवुं + पुत्र.

→ जुओ सप्तन् तेमज पुत्र.

समना (७/१७) समान चित्तवाळी, अनुकूळ, एकमत.
(१) समनम् समननात् वा । (२) समाननात् वा ।

(१) स सरखुं + √मन् विचारवुं. (२) सम् + मानन.

→ स्त्रीओना विशेषण तरीके. पहेलुं संभवितपणे स्वीकार्य. बीजुं स्वीकार्य गणावानो संभव ओछो छे.

समानबन्धु (२/२०) समान स्वजनोवाळुं.
समानबन्धू समानबन्धने ।

समान + √बन्ध् बांधवुं.

→ जुओ बन्धु.

समुद्र (२/१०) समुद्र.
(१) समुद्रः कस्मात् ? समुद्द्रवन्ति अस्मात् आपः ।
(२) समभिद्रवन्ति एनम् आपः ।
(३) सम्मोहन्ते अस्मिन् भूतानि ।
(४) समुदकः भवति ।
(५) समुनत्ति इति वा ।

(१) सम् + उद् + √द्रु दोडवुं. जेमांथी पाणी वहे छे.
(२) सम् + (अभि) + √द्रु जेना तरफ पाणी वहे छे.
(३) सम् + √मुद् आनंद पामवुं. जेमां प्राणीओ आनंद पामे छे.
(४) सम् + उद पाणी. जेमां पाणी भेगुं थाय छे.
(५) सम् + √उद्, उन्द् भींजववुं. जे भींजवे छे.

→ ત્રીજું નિર્વચન પ્રાથમિક દશાનું રહી જાય છે. છેલ્લાં બે સ્વીકાર્ય ગણાય તેવાં છે, કેમકે सम् > ઇન્ડો-યુરો० *som-'સાથે'. અને उद्र > ઇન્ડો-યુરો० *ud 'ભીંજવવું'. ગ્રીક húdōr-'પાણી'. ડૉ. વર્મા પહેલા, બીજા અને છેલ્લા નિર્વચનોને સાથે મૂકીને એમાં યાસ્કે સંપર્કદોષ જોયો હોવાનું માને છે. √उद् અને √द्रु ના સંપર્કદોષથી છેલ્લો વ્યંજન र् સિદ્ધ કરવાનું સરળ બન્યું હશે.

सर्व (૨/૨૪) સર્વ, બધું.

सर्वम् संसृतम् ।

सम् સાથે + √सृ સરવું, જવું, વહેવું.

→ नामानि आख्यातजानि નો પ્રભાવ. ઇન્ડો-યુરો० *Sol(e)uo-'સમગ્ર'. ગ્રીક hólos-'આખું'. અંગ્રેજી whole.

सवितृ (૭/૩૧) સવિતા, સૂર્ય.

सवितारम्....सर्वस्य प्रसवितारम् ।

√सू પ્રેરવું. સર્વને પ્રેરનાર.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો० *seu-'ગતિમાં મૂકવું'. અવેસ્તા hav-'ગતિ પ્રેરવી'.

सानु (૨/૨૪) પીઠ, શિખર, ધાર.

(૧) सानु समुच्छ्रितं भवति ।

(૨) समुन्नुन्नम् इति वा ।

(૧) सम् + उत् + √श्रि. સારી રીતે ઊંચું કરેલું.

(૨) सम् + उत् + √नुद् ઊંચું ધકેલેલું.

→ વ્યક્તિગત વર્ણમાં શબ્દનું સંક્ષિપ્ત રૂપ જોતું નિર્વચન. બીજા નિર્વચનના √नुद् માંનો नु શબ્દમાં જડે છે.

सामन् (૭/૧૨) ગાવા માટેની વેદઋચા.

(૧) साम संमितम् ऋचा ।

(૨) अस्यतेः वा ।

(૩) ऋचा समम् मेने इति नैदानाः ।

(૧) सम् + √मा માપવું. ઋચા સાથે બરાબર મપાતું.

(૨) √ अस् ફેંકવું. ઋચામાં નંખાતું.

(૩) सम् + √मन् ગણવું, માનવું. (પ્રજાપતિએ) સામને ઋચા જેવું જ ગણ્યું.

→ પહેલા નિર્વચનને ડૉ૦ વર્મા વર્ણોમાં સંક્ષિપ્ત શબ્દો જોતી વ્યુત્પત્તિ ગણે છે. બાકીનાં બેને લૌકિક અથવા લોકપ્રચલિત વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે. પણ તેઓ એક ચોથું નિર્વચન साम स्यतेः આપે છે તેનો આધાર જણાતો નથી. કદાચ सम्मितमृचास्यतेर्वा એમ હસ્તપ્રતોના સળંગ પાઠમાં સંધિ જોવાની કે ન જોવાની સગવડને કારણે એ પાઠ કલ્પ્યો હોય એ શક્ય છે. એને તેઓ આમ સમજાવે

છે : √सो, lit. 'that which is the final stage in the system of Vedic arrangment,' Viz. (a) संहिता–, (b) पद– and (c) सामन्–. (એમનો ગ્રંથ પૃ. ૧૦૪).

**(अव) साय** (૧/૧૭) છોડી મૂકીને.

स्यतिः उपसृष्टः विमोचने ।

अव + √सो છોડી મૂકવું. ઉપસર્ગવાળો √सो છોડી મૂકવાના અર્થમાં.

**सिलिकमध्यम** (૪/૧૩) અર્થ અસ્પષ્ટ. (સૂર્યના અશ્વોનું વિશેષણ)

(૧) सिलिकमध्यमाः संसृतमध्यमाः (૨) शीर्षमध्यमाः वा ।

(૧) सं + √सृ સાથે સરવું + मध्यम મધ્યભાગ, કટિ. પાતળા મધ્યભાગ વાળો.

(૨) शीर्ष + मध्यम જેમનું મસ્તક વચ્ચે છે એવા ?

→ બંને નિર્વચનો અત્યંત અસ્પષ્ટ છે. સાયણ પણ એ પ્રમાણે જ સમજાવે છે. संसृतः संगतः संलग्नो मध्यभागो येषाम् ते तादृशाः। पुष्टत्वात् प्रौढपृष्ठा संलग्नमध्याश्चेत्यर्थः । जघनपुरोभागावपेक्ष्य सिलिकमध्यमाः इत्युक्तम् । યાસ્કે અને સાયણે √गॄ > गिरति–गिलतिની સમાનતાથી √सृ > सिरति – सिलति કલ્પીને પછી

इक પ્રત્યયવાળું રૂપ सिलिक કલ્પ્યું હોય એ શક્ય છે. પણ એ રીતે √गृ માં દીર્ઘ સ્વર ॠ છે એ હકીકતની ઉપેક્ષા કરવી પડી છે. (આપ્ટેના શબ્દકોશમાં દીર્ઘ √सॄ 9 P. to hurt, injure, kill એવા અર્થમાં આપેલો છે).

આની સાથે કદાચ ધ્વનિશાસ્ત્રનો પ્રશ્ન પણ સંકળાયેલો હોઈ શકે. ॠ સ્વરનો ઉચ્ચાર આજે પણ ક્યાંક रु ને મળતો થાય છે, ક્યાંક रि જેવો થાય છે. એ રીતે વિચારતા सॄ > स्रि > सिरि > सिलि અને સ્વાર્થિક પ્રત્યય क લાગતાં सॄ = सिलिक એમ કલ્પના કરી શકાય.

**सीमन्** (૧/૭) સીમારેખા.

*सीमा मर्यादा । विषीव्यति देशौ ।*

(वि +) √सीव् સીવવું. બે દેશોને સીવે છે, જોડે છે.

→ દુર્ગ : विगतसंतानौ देशौ करोतीति । વધારે સાચો લાગે છે. ડૉ॰ સરૂપ विषीव्यतिનો અર્થ સ્પષ્ટ કરવામાંથી છટકી જાય છે. જુઓ : "*simā* means boundary: it forms the seam between two countries." યાસ્કનું નિર્વચન વિરુદ્ધાર્થક वि ઉપસર્ગવાળું છે એટલે સીવવાથી વિરુદ્ધ છૂટું કરવાનો અર્થ હોવો જોઈએ, આમેય બે દેશોને અલગ કરે તે સીમા એ અર્થ સમજાય છે. પણ સીમન્‌માં वि નો અંશ દેખાતો નથી, એટલે જોડવાનો જ અર્થ લેવો પડશે. નિર્વચન પ્રાથમિક અને ભૂલભરેલું છે. ડૉ॰ વર્મા

આના મૂળમાં √सि- 'બાંધવું' (ઇન્ડો-યુરો॰ *sī-'બાંધવું,' ગ્રીક himás-'પટ્ટી') એ ધાતુ હોવો જોઈએ એમ કહે છે.

**सुदास्** (૨/૨૪) રાજાનું નામ.

सुदाः कल्याणदानः । सु + √दा આપવું.

→ સ્વીકાર્ય.

**सुपर्ण** (૪/૩) સુંદર પાંખોવાળું, એક પક્ષી.

सुपर्णाः सुपतनाः । सु + √पत्.

सुघिते (४/१७) શ્રદ્-તત્ત્વ. સારી રીતે ગયેલું.

(૧) सुविते सु इते....सुगते ।

(२) सूते...प्रजायाम् इति वा ।

(૧) सु સારી રીતે + √इ જવું.

(૨) √सू જન્મ આપવો.

→ સ્કોલ્ડ (૧) सुविते सु इते અને (૨) सूते, सुगते प्रजायाम् इति वा । એમ નિર્વચનો આપે છે તેમાં અસ્પષ્ટતા ઊભી થવાનો સંભવ છે. દુર્ગ બંને નિર્વચનો આમ સમજાવે છે : अत्र यदा 'सु इते' इति विपरिणामस्तदा 'सुगते' इत्यर्थः । यदा 'सूते' इति तदा 'प्रजायाम्' । ડૉ૦ વર્મા નિરુક્ત ४/१७ માં सुविता सुप्रसूतानि कर्माणि એવું નિર્વચન વાંચીને તેને પ્રાથમિક દશાનું અને ભૂલભરેલું ગણાવે છે. પણ એમણે નોંધેલો પાઠ ડૉ૦ સરૂપ, સ્કોલ્ડ, દુર્ગ કે રાજવાડે કોઈએ આપ્યો નથી, પાઠાન્તરોમાં યે કશે નોંધાયો નથી, તો એમણે એ ક્યાંથી લીધો હશે? યાસ્કનું બીજું નિર્વચન અર્થદૃષ્ટિએ થોડુંક મળતું આવે છે એટલું માત્ર. વળી એમનો અભિપ્રાય પણ નોંધવા જેવો છે. જુઓ : The correct derivation is सु + √इ + त–opposite to दुरित as PW (=પીટર્સબર્ગ શબ્દકોશ) has pointed out. In fact PW has also shown the occurence of स्वित (=सुवित) in VS. V. 5 (=વાજ૦ સં૦ ૫. ૫) (એમનો ગ્રંથ પૃ. ૧૧૮). પણ તો તો યાસ્કનું પહેલું નિર્વચન પૂર્ણપણે સ્વીકાર્ય ગણાય! એણે ટાંકેલું નિગમવાક્ય પણ એણે એવો અર્થ જ લીધાનું સમર્થન કરે છે!

सुविदत्र (७/९) ધન.

(૧) सुविदत्रम् धनम् भवति । विन्दतेः वा एकोपसर्गात् ।।

(२) ददातेः वा स्यात् द्वयुपसर्गात् ।

(૧) सु + √विद् મેળવવું.

(૨) सु + वि + √दा સારું આપવું.

स्तोम (७/१२) સૂક્ત.

स्तोमः स्तवनात् । √स्तु સ્તવવું.

→ સ્વીકાર્ય. ઈન્ડો-યુરો૦ *stu-'મોટેથી પ્રશંસા કરવી'. ગ્રીક steūtai' -'તે બડાશ હાંકે છે'.

स्थाणु (૧/૧૮) થાંભલો.

स्थाणुः तिष्ठतेः । √स्था રહેવું, ઊભા રહેવું.

→ અંશતઃ સ્વીકાર્ય. અહીં પણ ધારક વચલો ક્રમ કુદાવીને મૂળ સુધી પહોંચી જાય છે. શબ્દનું અંતિમ મૂળ તો ઈન્ડો-યુરો૦ *stā- જ છે, પણ પછીના અવાન્તર રૂપ ઈન્ડો-યુરો૦ *st(h)elnu-'સ્થાપવું', પ્રાચીન ઉચ્ચ જર્મન stilli (sel-nus) 'શાંત, સ્થિર'માંથી स्थाणु નિપજાવવું જોઇએ. એટલે *stā > *st(h)elnu > स्थाणु.

स्वर (૨/૧૪) સૂર્ય, આકાશ.

(१) स्वर् आदित्यः भवति सु अरणः ।
(२) सु ईरणः ।
(३) सुऋतः रसान् ।
(४) सुऋतः भासम् ज्योतिषाम् ।
(५) सुऋतः भासा इति वा ।

(૧) (૩) (૪) (૫) सु + √ऋ જવું. સારી રીતે જનાર. રસોને અનુસરનાર, નક્ષત્રોના તેજ તરફ જનાર વગેરે.

(૨) सु + √ईर् મોકલવું, પ્રેરવું.

→ આ બધાંમાં नामानि आख्यातजानिના દુરાગ્રહનું પરિણામ દેખાય છે. ઈન્ડો-યુરો૦ *suel-'સૂર્ય'. અવેસ્તા hvar? 'સૂર્ય'.

हंस (૪/૧૩) હંસ.

हंसाः हन्तेः । घ्नन्ति अध्वानम् ।

√हन् પ્રહાર કરવો.

→ नामानि आख्यातजानिનો પ્રભાવ. ઈન્ડો-યુરો૦ *ĝhans-'બતક'-જૂની ઉચ્ચ જર્મન gans-'હંસ'.

**हरस्** (૪/૧૯) પ્રકાશ. જળ વગેરે.

हरः हरतेः । √हृ હરી લેવું.

→ *नामानि आख्यातजानि*નો પ્રભાવ. ઇન્ડો-યુરો० *gʷher-'ગરમ'. ગ્રીક théros 'ઉનાળાનો તાપ'.

**हरि** (૪/૧૯) સોમરસ, શિયાળ કે વાનર.

(૧) हरिः सोमः हरितवर्णः ।

(૨) अयम् अपि इतरः हरिः एतस्मात् एव ।

૧. ૨. हरि – લાલ – ભૂખરો, કપિલ રંગનો, લીલો.

→ સ્વીકાર્ય. સોમને हरि કહ્યો કેમકે એનો રંગ લીલો–हरित છે. ઇન્ડો–યુરો० *ĝhel–લીલું કે પીળું. લેટિન helvus–'પીળું'.

**हरि** (૭/૨૪) અશ્વો, (સૂર્યનાં) કિરણો.

हरयः सुपर्णाः हरणाः आदित्यरश्मयः ।

√हृ હરી લેવું.

→ ખરેખર તો અહીં ઋચામાં हरि એટલે પીળા કે સુવર્ણરંગી સૂર્ય-કિરણોનો ઉલ્લેખ છે. જુઓ ઉપર हरि. યાસ્કનું કલ્પનાદારિદ્રય પણ આ વ્યુત્પત્તિ દ્વારા સૂચવાય છે.

**हरित्** (૪/૧૧) સૂર્યકિરણ.

हरणान् आदित्यरश्मीन् । √हृ હરી લેવું.

→ જુઓ ઉપર હરિ (૭/૨૪).

**हर्यति** (૭/૧૭) ઇચ્છા કરવી.

हर्यतिः प्रेप्साकर्मा विहर्यति इति ।

√हर्य् ઇચ્છવું.

**हविष्पान्त** (૭/૨૫) આહુતિનું પાન.

हविः यत् पानीयम् ।

हविष् આહુતિ + √पा પીવું. હવિષ્ જે પીવાયોગ્ય છે.

→ સાયણ: पान्तम् पानीयम् सोमात्मकम् । દુર્ગ : पानार्हं पानयोग्यम् । પણ पान्त શી રીતે સિદ્ધ થયું તે કોઇએ સમજાવ્યું નથી.

**स्तोम** (७/१२) સૂક્ત.

स्तोमः स्तवनात् । √स्तु સ્તવવું.

→ સ્વીકાર્ય. ઇન્ડો-યુરો૦ *stu-'મોટેથી પ્રશંસા કરવી'. ગ્રીક steũtai' -'તે બડાશ હાંકે છે'.

**स्थाणु** (६/१८) થાંભલો.

स्थाणुः तिष्ठतेः । √स्था રહેવું, ઊભા રહેવું.

→ અંશતઃ સ્વીકાર્ય. અહીં પણ યાસ્ક વચલો ક્રમ કુદાવીને મૂળ સુધી પહોંચી જાય છે. શબ્દનું અંતિમ મૂળ તો ઇન્ડો-યુરો૦ *stā- જ છે, પણ પછીના અવાન્તર રૂપ ઇન્ડો-યુરો૦ *st(h)elnu-'સ્થાપવું'; પ્રાચીન ઉચ્ચ જર્મન stilli (sel-nus) 'શાંત, સ્થિર'માંથી સ્થાણુ નિપજાવવું જોઇએ. એટલે *stā>*st(h)elnu>સ્થાણુ.

**स्वर** (२/१४) સૂર્ય, આકાશ.

(१) स्वर् आदित्यः भवति सु अरणः ।
(२) सु ईरणः ।
(३) सुऋतः रसान् ।
(४) सुऋतः भासम् ज्योतिषाम् ।
(५) सुऋतः भासा इति वा ।

(૧) (૩) (૪) (૫) सु + √ऋ જવું. સારી રીતે જનાર. રસોને અનુસરનાર, નક્ષત્રોના તેજ તરફ જનાર વગેરે.

(૨) सु + √ईर् મોકલવું, પ્રેરવું.

→ આ બધામાં नामानि आख्यातजानिना દુરાગ્રહનું પરિણામ દેખાય છે. ઇન્ડો-યુરો૦ *suel-'સૂર્ય'. અવેસ્તા hvarə 'સૂર્ય'.

**हंस** (४/१३) હંસ.

हंसाः हन्तेः । घ्नन्ति अध्वानम् ।

√हन् પ્રહાર કરવો.

→ नामानि आख्यातजानिनो પ્રભાવ. ઇન્ડો-યુરો૦ *ǵhans-'બતક'; જૂની ઉચ્ચ જર્મન gans-'હંસ'.

**हरस्** (૪/૧૯) પ્રકાશ. જળ વગેરે.

हरः हरतेः । √हृ હરી લેવું.

→ नामानि आख्यातजानि‌નો પ્રભાવ. ઇન્ડો-યુરો० *gʷher-'ગરમ'. ગ્રીક théros 'ઉનાળાનો તાપ'.

**हरि** (૪/૧૯) સોમરસ, શિયાળ કે વાનર.

(૧) हरिः सोमः हरितवर्णः ।

(૨) अयम् अपि इतरः हरिः एतस्मात् एव ।

૧. ૨. हरि – લાલ – ભૂખરો, કપિલ રંગનો, લીલો.

→ સ્વીકાર્ય. સોમને हरि કહ્યો કેમકે એનો રંગ લીલો–हरित છે. ઇન્ડો-યુરો० *ǵhel–લીલું કે પીળું. લેટિન helvus–'પીળું'.

**हरि** (૭/૨૪) અશ્વો, (સૂર્યનાં) કિરણો.

हरयः सुपर्णाः हरणाः आदित्यरश्मयः ।

√हृ હરી લેવું.

→ ખરેખર તો અહીં ઋચામાં हरि એટલે પીળા કે સુવર્ણરંગી સૂર્ય-કિરણનો ઉલ્લેખ છે. જુઓ ઉપર हरि. યાસ્કનું કલ્પનાદારિદ્ર્ય પણ આ વ્યુત્પત્તિ દ્વારા સૂચવાય છે.

**हरित्** (૪/૧૧) સૂર્યકિરણ.

हरणान् आदित्यरश्मीन् । √हृ હરી લેવું.

→ જુઓ ઉપર હરિ (૭/૨૪).

**हर्यति** (૭/૧૭) ઇચ્છા કરવી.

हर्यतिः प्रेप्साकर्मा विहर्यति इति ।

√हर्य् ઇચ્છવું.

**हविष्पान्त** (૭/૨૫) આહુતિનું પાન.

हविः यत् पानीयम् ।

हविष् આહુતિ + √पा પીવું. હવિષ્ જે પીવાયોગ્ય છે.

→ સાયણ : पान्तम् पानीयम् सोमात्मकम् । દુર્ગ : पानार्हं पानयोग्यम् । પણ पान्त શી રીતે સિદ્ધ થયું તે કોઇએ સમજાવ્યું નથી.

**हस्त** (१/७) હાથ.

हस्तः हन्तेः । प्राशुः हनने ।

√हन् હણવું, પ્રહાર કરવો.

→ વ્યંજનની ઉપેક્ષા થતી હોવાથી શિથિલ વ્યુત્પત્તિ આપતું નિર્વચન. √हन्‌માંનો न्, हस्तમાં त શી રીતે બન્યો? ઇન્ડો–યુરો॰ ĝhasto–'હાથ'. અવેસ્તા zasta–'હાથ'.

**हिनोत** (७/२०) √हि પ્રેરવું, 'મોકલવું'નું આજ્ઞાર્થ બી. પુ. બ. વ.

प्रहिणुत । √हि પ્રેરવું.

→ વ્યાકરણશુદ્ધ રૂપ આપીને આર્ષ રૂપ સમજાવ્યું છે. વ્યુત્પત્તિ નથી.

**हिम** (४/२७) હિમ, બરફ.

(१) हिमम् पुनः हन्तेः वा । (२) हिनोतेः वा ।

(१) √हन् હણવું, પ્રહાર કરવો (२) √हि પ્રેરવું, ઉત્તેજવું.

→ √हन्‌માથી, કેમ કે વનસ્પતિને નુકસાન કરે છે, √हि‌માંથી, કેમકે જવ જેવા કેટલાક છોડને ઉત્તેજે છે. પણ આમાં નામમાત્ર ધાતુમૂલ હોવાના સિદ્ધાંતની અતિશયતા જ દેખાય છે. ઇન્ડો–યુરો॰ *ĝhimo–'ઠંડી'. ગ્રીક dúschimos–'શિયાળુ'.

**हिरण्य** (२/१०) સોનું.

(१) हिरण्यं कस्मात्? ह्रियते आयम्यमानम् इति वा, ह्रियते जनात् जनम् इति वा ।

(२) हितरमणम् भवति इति वा ।

(३) हृदयरमणम् भवति इति वा ।

(४) हर्यतेः वा स्यात् प्रेप्साकर्मणः ।

(१) √हृ લઈ જવું. ઘડીને લઈ જવાય છે, એકથી બીજા પાસે લઈ જવાય છે.

(२) हित હિતકારક (√धा 'મૂકવું'નું ક॰ ભૂ॰ કૃ॰) + √रम् આનંદ પામવું.

(३) हृदय (हृद्?) હૃદય + √रम्.

(४) √हर्य् ઇચ્છા કરવી.

→ ડૉ૦ વર્મા પહેલું અને છેલ્લું એને नामानि आख्यातजानि ના પ્રભાવવાળાં ગણાવે છે, જ્યારે વચલાં એને વર્ણોમાં સંક્ષિપ્ત શબ્દો જોનાર વ્યુત્પત્તિઓના વર્ગમાં મૂકે છે. નામમાત્રને ધાતુમાંથી વ્યુત્પન્ન કરવાના દુરાગ્રહને કારણે જ્યારે કોઈ શબ્દમાં ह् જેવો – ઇન્ડો–યુરો૦ કાળના અનેક ધ્વનિઓનું પ્રતિનિધિત્વ કરતો – ધ્વનિ આવે ત્યારે યાસ્કનાં નિર્વચનો વિશેષ કરીને નિષ્પ્રાણ બને છે. એવા સંજોગોમાં યાસ્કને મળેલા સંસ્કૃત ધાતુઓની સંખ્યા ઘણી મર્યાદિત હતી, અને એમનો અર્થ ભાગ્યે જ સાચું મહત્ત્વ ધારી શકતો. हिरण्य માંના ह् ને લીધે યાસ્ક એને √हृ માંથી નિષ્પન્ન કરે છે, પણ તેથી સુવર્ણનો સાચો અર્થ પકડાતો નથી. સાચું ઇન્ડો–યુરો૦ મૂળ છે *ĝhel–ghel–'પીળું'. લેટિન helvus 'પીળું'. જર્મન gelb–'પીળું'. પ્રાચીન બલ્ગે૦ zelenŭ–'લીલું'. ઇન્ડો–ઇરાનિયન સિવાયની બધી ભાષાઓમાં र् ને સ્થાને ल् મળે છે, તેથી પ્રાચીન ઇન્ડો–આર્યન र् પાછળથી થયેલું પરિવર્તન હોવું જોઇએ. મોટા ભાગની ઇન્ડો–યુરો૦ ભાષાઓના પુરાવા અનુસાર, ઇન્ડો–યુરો૦ શબ્દ કેવળ પીળા કે લીલા રંગનો જ અર્થસૂચક હતો. રાજવાડે हिरण्य, हरि ને લેટિન aurum સાથે સાંકળે છે તે નિરાધાર છે એમ પણ ડૉ૦ વર્મા કહે છે.

**हेमन्त** (૪/૨૭) હેમંત. શિયાળો.

हेमन्तः हिमवान् ।

हिम હિમ, બરફ + वन्त् વાળો.

→ બંને શબ્દોનો સંબંધ સાચો છે પણ ઇન્ડો–યુરો૦ મૂળ શબ્દ છે *ĝheimen–'ઠંડી'. ગ્રીક–cheimōn–'શિયાળો'. એટલે નિર્વચન અંશતઃ સ્વીકાર્ય.

**होतृ** (૪/૨૬) હોતા, બ્રાહ્મણ.

होतुः ह्वातव्यस्य । √ह्वे બોલાવવું, આવાહન કરવું.

**होतृ** (૭/૧૫) હોતા, બ્રાહ્મણ.

(૧) होतारम् ह्वातारम् ।

(૨) जुहोतेः होता इति और्णवाभः ।

(૧) √ह्वे બોલાવવું, આવાહન કરવું.

(૨) √हु યજ્ઞ કરવો, આહુતિ આપવી.

→ ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ પણ ઔર્ણવાભનું નિર્વચન વધારે સાચું છે. પાછળથી હોતાને ભાગે આવેલું આવાહનનું યજ્ઞ કાર્ય નિર્વચનમાં પણ ઘૂસી આવ્યું છે. લૌકિક અથવા લોકપ્રચલિત પ્રકારની વ્યુત્પત્તિ આપતું નિર્વચન.

ह्यस् (१/६) ગઈકાલ

ह्यः हीनः कालः । √हा છોડી દેવું, ત્યજવું.

→ નામમાત્રમાં ધાતુ જોવાનો આગ્રહ રાખતું નિર્વચન. ઇન્ડો-યુરો॰ *ĝhjes-, *ĝhes- 'ગઈકાલ'. ĝhes માંથી જર્મન gestern- 'ગઈકાલ', જ્યારે ĝhjes માંથી અવેસ્તા zyō-'ગઈકાલ'.

ह्रद (१/९) તળાવડી, ખાબોચિયું.

(१) ह्रदः ह्रादतेः शब्दकर्मणः ।

(२) ह्लादतेः वा स्यात् शितिभावकर्मणः ।

(१) √ह्राद् અવાજ કરવો. (२) √ह्लाद् શીતળ કરવું.

→ પહેલું સ્વીકાર્ય. ઇન્ડો-યુરો॰ *ĝhlād-અવાજ કરવો'. ગ્રીક keċhlāda-'હું અવાજ કરું છું'.

# પરિશિષ્ટ પહેલું

## નિરુક્તકાર યાસ્કની મર્યાદાઓ અને વિશેષતાઓ

ડૉ. વર્મા એમના પુસ્તકની પ્રસ્તાવનામાં નોંધે છે (p. xi): "Yāska was a remarkable etymologist, far in advance of his times. But for the primitive age in which he lived, he would have been a brilliant etymologist." એટલે આધુનિક તુલનાત્મક-ભાષાવિજ્ઞાનની દૃષ્ટિએ તપાસતાંયે યાસ્કની મર્યાદાઓ મહદંશે એના કાળની મર્યાદાઓ છે.

શબ્દોનું મૂળ શોધવાની લગભગ ઘેલછા એ કાળે પ્રવર્તતી હતી. ઋગ્વેદથી માંડીને બ્રાહ્મણો, ઉપનિષદો અને છેક વેદાંગો સુધી વિવિધ શબ્દોને કેવી કેવી રીતે સમજાવાતા તથા શબ્દોના અર્થમાં થતા જતા કે થયેલા વિકાસને લક્ષમાં રાખ્યા વિના જ સામે પડેલા શબ્દની વ્યુત્પત્તિ આપવાના પ્રયત્નમાં કાળે કાળે અને ગ્રંથે ગ્રંથે કેટલા ભેદો પડતા તેનો પ્રો. ફતહસિંઘના ગ્રંથ The Vedic Etymology પર નજર નાખતાં ખ્યાલ આવે છે. યાસ્ક પણ નિરુક્ત ૨/૧માં કહે છે. જ: न त्वेव न निर्ब्रूयात् । શબ્દનું નિર્વચન આપવું તો ખરું જ, ન આપવા જેવું ન કરવું. अग्नि(૭/૧૪)નાં પાંચ કે जातवेदस्(૭/૧૯)નાં ૭ કે लक्ष्मी(૪/૧૦)નાં સાત નિર્વચનો યાસ્કે આપ્યાં છે તેમાં પણ નિર્વચનો આપવાની આ જ અતિઆતુરતા દેખાય છે. પોતે આપેલાં નિર્વચનોના સમર્થનમાં યાસ્કે બ્રાહ્મણ-ગ્રંથોમાંથીયે ઠેકઠેકાણે નિગમો ટાંક્યાં છે (જુઓ ગાયત્રી ૭/૧૨, अनुष्टुभ् ૭/૧૨ વ.). યાસ્કનાં કેટલાંયે નિર્વચનો કર્યા તો શબ્દશઃ બ્રાહ્મણોમાંથી લેવામાં આવ્યાં છે, અથવા તો બ્રાહ્મણગ્રંથોની નિર્વચનપ્રવૃત્તિની અસર जातवेदस्, पृथिवी (૧/૧૩) જેવા શબ્દોનાં યાસ્કે નોંધેલાં લૌકિક કે લોકપ્રચલિત પ્રકારનાં નિર્વચનોમાં દેખાય છે. પણ બ્રાહ્મણગ્રંથોનું મુખ્ય લક્ષ્ય યજ્ઞક્રિયાઓનું પ્રતિપાદન કરવાનું હતું, શબ્દોનું નિર્વચન એ એમની જવાબદારી નહોતી, ગૌણ પ્રવૃત્તિ હતી. એટલે એમણે આપેલાં નિર્વચનો પણ ખેંચવાબદાર, શબ્દના મૂળ અર્થની ઉપેક્ષા કરતાં, યજ્ઞક્રિયાને જ અનુલક્ષીને અને ક્યારેક તો શબ્દને અમુક રીતે જ સમજાવવા માટે કથા ઉપજાવી કાઢીને અપાયેલાં છે. શબ્દનું નિર્વચન જ મુખ્યત્વે આપવા બેઠેલો યાસ્ક આ શ્રુતિગ્રંથો કે પરંપરાના ગ્રંથોના પ્રભાવમાંથી મુક્ત નથી રહી શક્યો: એ એની એક મુખ્ય મર્યાદા છે. એ ગ્રંથોની જેમ જ યાસ્ક પણ શબ્દો સમજાવતાં સમજાવતાં ક્યારેક વિશ્વામિત્ર અને નદીની કે દેવાપિ-શંતનુની કે એવી કથા પણ કહી નાખે છે. ડૉ. સરૂપના પુસ્તક Indices and Appendices to the

Nirukta ઉપર નજર કરતાં બ્રાહ્મણગ્રંથોની યાસ્ક પર પડેલી અસરનો પૂરો ખ્યાલ આવી શકશે, એટલે યાસ્કની સમગ્ર નિર્વચનપ્રવૃત્તિ ઉપર બ્રાહ્મણગ્રંથોની પડેલી આ ગાઢ અસરે ઠીક ઠીક અનિષ્ટ કર્યું છે એમ જોઇ શકાય છે.

વળી नामानि आख्यातजानि–શબ્દમાત્રનું મૂળ ધાતુ છે–એ માન્યતા એ કાળે સિદ્ધાંત બની ગઈ હતી અને વ્યાપક પ્રમાણમાં સ્વીકૃત હતી, કદાચ સર્વસ્વીકૃત હતી, એટલે શબ્દને સમજાવવા, તેનું નિર્વચન આપવા ઐમનાર પાસે નિર્વચનનું મુખ્ય સાધન હતું વ્યાકરણના ધાતુઓ. ઉપરાંત अर्थनित्यः परीक्षेत–અર્થને લક્ષમાં રાખીને જ હંમેશા શબ્દપરીક્ષા કરવી–એ સિદ્ધાંતનો સ્વીકાર તો આપોઆપ સમજાય તેમ હતો, પણ એમાં યે મૂળ અર્થ, પરિવર્તિત અર્થ અને ક્યારેક લાક્ષણિક અર્થ વગેરે વચ્ચેનો ભેદ ઘણીવાર યોગ્ય રીતે નોંધાતો નહીં અને તેથી નિર્વાચ્ય શબ્દના અર્થ અને ઉચ્ચારધ્વનિની દૃષ્ટિએ જે ધાતુ શબ્દની સૌથી નજીકનો લાગે તેની સાથે તે શબ્દનું ચોકઠું બેસાડી દેવાતું એને કારણે યાસ્કે આપેલાં નિર્વચનોમાં ક્યારેક સ્વરની ઉપેક્ષા થતી દેખાય છે (જુઓ उत्कीप ७/१२), ક્યારેક વ્યંજનોનો ખ્યાલ રખાતો નથી (જુઓ कम्वल २/२), ક્યારેક શબ્દને અમુક ધાતુમાંથી નિપજાવવા અર્થને મારી મચડીને બેસાડવામાં આવે છે (જુઓ कच्छ ४/१८, कक्ष २/२ व.), ક્યાંક ન હોય તેવે ઠેકાણે ધાતુ કલ્પી લેવામાં આવે છે (જુઓ दीर्घ २/१६), ક્યારેક તો યાસ્ક પોતે પણ 'આ ધાતુ હશે, આ પણ હોય, આમાંથી યે હોઈ શકે' એમ દાઢી ખંજવાળતો દેખાય છે (જુઓ लक्ष्मी), ક્યારેક યંત્રવત્ શબ્દો નિષ્પન્ન કરે છે (જુઓ अकूपार ४/१८, कच्छ), ક્યારેક એની કલ્પના પણ ખોટકાઈ જાય એટલો થાક ચડે છે (જુઓ नभस् २/१४), ક્યારેક એક જ શબ્દના જુદા જુદા વર્ણોમાં જુદા જુદા શબ્દોનું સંક્ષિપ્ત રૂપ કલ્પીને એ સમજાવવા મથે છે (જુઓ अंशु २/५, अग्नि), ઘણી વાર તો સાવ અસંબદ્ધ, વિસંગત–મૂર્ખાઈભરેલું લાગે એવું નિર્વચન આપી બેસે છે (દા. ત. कुल्माष १/४, वणिज् २/१७, वासर ४/७); તો ઘણીવાર એનાં નિર્વચનો સમજાતાં જ નથી–અસ્પષ્ટ રહી જાય છે (દા. ત. लक्ष्म ४/३, ईर्मान्त ४/१३, तायु ४/२४, रजस् ४/१९, विराज् ७/१३ વ૦). એટલે નામમાત્ર ધાતુમૂલ જ હોય એ સિદ્ધાંતનો દુરાગ્રહ યાસ્કની બીજી મોટી મર્યાદા બની રહે છે.

યાસ્કને નડેલી ત્રીજી મોટી મર્યાદા એ છે કે વેદોનો કે વૈદિક ભાષાનો તુલનાત્મક અભ્યાસ કરવાનાં જે સાધનો આજે ઉપલબ્ધ છે તે એ કાળે નહોતાં. આજે આપણે વૈદિક શબ્દકોશમાં જોતાં જ અમુક શબ્દ ક્યાં કેટલી વાર વપરાયો

છે તે જાણી શકીએ છીએ, વેદિક ઈન્ડેક્સમાં નજર કરતાં જ અમુક શબ્દના અર્થ તથા તેની સાથે સંબંધિત એવા બીજા અનેક શબ્દો, તેમના અર્થ, તે વિશે જુદા જુદા વિદ્વાનોના મતો વગેરે આપણને તરત મળી શકે છે. ઉપરાંત ગ્રીક, લૅટિન, અવેસ્તા, ગૉથિક વગેરે અનેક ભાષાઓમાં મળતા સમાન ધ્વનિ-અર્થવાળા શબ્દોની તુલના અને તેમાંથી તારવી શકાતા ધ્વનિ-પરિવર્તન કે અર્થ-પરિવર્તનના નિયમો-સિદ્ધાંતો-આખું તુલનાત્મક ભાષાશાસ્ત્ર એ કાળે નહોતું. વૈદિક સંસ્કૃત પણ મૂળ ઇન્ડો-યુરોપિયન ભાષામાંથી વિકસી છે એ ખ્યાલ નહોતો. યાસ્કને માટે તો વૈદિક સંસ્કૃત કે તત્કાલીન સંસ્કૃત કે પ્રાકૃત સિવાય બીજી કોઈ ભાષાઓના અભ્યાસની સગવડ નહોતી. એટલે યાસ્કનાં કેટલાંયે નિર્વચનો પ્રાથમિક અવસ્થાનાં રહી જાય છે. (દા. ત. अध्वर्यु १/८, पाणि २/२६, सेना ९/११७.), તો બીજાં કેટલાંયે નિર્વચનો ધ્વનિશાસ્ત્રની દૃષ્ટિએ સાચા છે પણ અર્થઘટનાશાસ્ત્રની દૃષ્ટિએ સ્વીકાર્ય નથી બની શકતાં (જેવાં કે ऋतु ૨/૨૫, वया ૧/૪, शरीर ૨/૧૬ વગેરે).

પણ નિરુક્તકાર તરીકે યાસ્કની વિશેષતાઓ એની મર્યાદાઓ કરતાં ઘણી વધારે છે. એનામાં આજના વૈજ્ઞાનિક સંશોધનકારના જેવું તટસ્થ અને તંદુરસ્ત વલણ છે એમ જોઈ શકાય છે. નિર્વચનો આપવામાં એ જડ નથી, ઘણા વિકલ્પો એ આપે છે. પોતાને ખાત્રી ન હોય ત્યાં स्यात् કહી શકે છે, शिताम्न् (૪/૩) જેવા શબ્દમાં પોતે નિર્વચન નથી આપી શકતો તો પોતાના તરફથી માત્ર એક પર્યાય જ આપીને પતાવી દે છે, અને બીજાઓના મત સમજાવે છે. શબ્દમાત્રની ધાતુમૂલતાના સિદ્ધાંતને પણ એ હંમેશા જડ રીતે પ્રયોજતો નથી. ક્યારેક એ પછીથી થઈ ગયેલા નિર્વચનકારો કરતાં વધુ પ્રમાણમાં વૈજ્ઞાનિક સ્થિતિસ્થાપકતા દાખવે છે. ડૉ. વર્મા કહે છે તેમ "Yāska is a little more lifelike etymologist than his successors in India, who have made etymology much more depend upon the roots which are only a fiction of the grammarian." (p. 7) પદપાઠની પરંપરા કદાચ યાસ્કના કાળમાં સર્વસ્વીકૃત અને સર્વમાન્ય થઈ ગયેલી છતાં मेहना (૪/૪) જેવા શબ્દના નિર્વચનમાં એ થોડીક તાજગીભરી રૂઢિમુક્તતા પણ દાખવે છે. अर्थनित्यः परीक्षेत । એ સિદ્ધાંતનું લગભગ સર્વત્ર અનુસરણ એનાં ઘણાંખરાં નિર્વચનોને પંગુજડ બનતાં અટકાવે છે.

ઉપરાંત, નિરુક્ત ૨/૧માં ધ્વનિપરિવર્તનો અંગે જે નિયમો યાસ્કે આપ્યા છે, તેમાં સ્વરોના ગુણ, વૃદ્ધિ, સંપ્રસારણ, અનુરૂપતા તથા સ્વર-વ્યંજનોની સંધિ

વગેરેના સ્પષ્ટ નિયમો કે નામ દઈને કરેલો ઉલ્લેખ પણ નથી. છતાં એણે આપેલાં નિર્વચનોમાં આ બધા જ પ્રકારની ધ્વનિપ્રક્રિયાઓ અંગેની સભાનતા દેખાય છે ખરી. ઉદાહરણ તરીકે वया ('ડાળી' ૧/૪) ને તે √वी માંથી નિષ્પન્ન કરે છે એમાં वी > वे (ई : ए)માં સ્વરગુણની પ્રક્રિયા, તથા वे + आ (ए + आ) = वया એ સંધિનિયમ બંનેની સભાનતા દેખાય છે. आदितेय ('અદિતિપુત્ર' ૨/૧૩)ના નિર્વચન अदितेः पुत्रम्‌માં અપત્યવાચકમાં આદિ अ ની વૃદ્ધિ आ થાય છે તેની સભાનતા દેખાય છે. वयस् > √व्ये (> √व्या)માં સંપ્રસારણ તથા वव्रि > √वृ (वृ : व्र)માં સ્વરદુર્બલતાની પ્રક્રિયા વિશેની સભાનતા જોઈ શકાય છે. એ જ રીતે मृग (૧/૨૦) > √मृज्‌માં તથા अङ्क (૨/૨૮) > √अञ्च्‌માં કંઠ્ય તથા તાલવ્ય વ્યંજનોનું સામીપ્ય તથા उषस् (૨/૨૮) > √उच्छ्‌માં ष् અને च्छ्‌નું સામીપ્ય તે જોઈ શકયો છે. नंसन्ते > √नम्‌માં ઉષ્માક્ષર પૂર્વે म् અનુસ્વાર બને છે, अनुष्टुभ् (૭/૧૨) > अनु + √स्तुभ्‌માં उ પછી આવતા स्‌નો ष् થઈ જાય છે વગેરે સંધિના નિયમો પણ યાસ્કને જાણીતા હતા જ. એટલે આ પ્રમાણોને આધારે ડૉ. વર્મા બતાવે છે (એમનો ગ્રંથ પૃ. ૧૦–૧૬) કે યાસ્કનાં નિર્વચનોને ધ્વનિના નિયમો સાથે કશી લેવાદેવા નથી (રાજવાડે, નિરુક્ત, પ્રસ્તાવના પૃ. XLI–XLII) એ માન્યતા ખોટી છે, ઊલટું, યાસ્કના નિર્વચનોનો ધ્વનિશાસ્ત્રીય પાયો ઠીક ઠીક, એ નિર્વચનોને વ્યુત્પત્તિ તરીકે તપાસી શકાય એટલો, સુદૃઢ છે. ભાષાશાસ્ત્રનો કોઈ પણ પ્રકારનો વ્યવસ્થિત ખ્યાલ પણ જે કાળે ન હતો તે કાળે ધ્વનિપ્રક્રિયાઓના સાચા નિયમો પર આધારિત વ્યુત્પત્તિઓ યાસ્ક આપી શકયો છે એ હકીકત જ યાસ્કને ઉત્તમ ભાષાશાસ્ત્રી ઠેરવવા માટે પૂરતી છે.

આટલું યે બસ નથી. ધ્વનિશાસ્ત્રીય વ્યુત્પત્તિઓ આપવા ઉપરાંત યાસ્ક ભાષાશાસ્ત્રના એવા અનેક પ્રદેશો અને નિયમોની ઝાંખી કરી શકયો છે જેને આપણે આધુનિક ગણાવી શકીએ. એ જ્યારે शवतिर्गतिकर्मा कम्बोजेष्वेव भाष्यते (૨/૨) એમ કહે છે ત્યારે, એણે સિદ્ધાંત તરીકે રજૂ નથી કરી, છતાં પ્રાદેશિક ભાષાશાસ્ત્રની ઘટનાનો અણસાર એને આવ્યો છે એમ સમજી શકાય છે. ઐતિહાસિક ભાષાશાસ્ત્રનો એને ખ્યાલ નથી છતાં असुर (૩/૮) જેવા શબ્દના નિર્વચનમાં એ શબ્દના સારો તેમજ ખરાબ બંને અર્થો સમજાવે છે. ઘણીવાર कुब्ज (૭/૧૨), ग्रीवा

(૨/૨૮), लक्ष्मी (૪/૧૦) જેવા શબ્દોના નિર્વચનોમાં યાસ્ક એક જ શબ્દને માટે પાસપાસેનાં કે પરસ્પર મળતાં આવતાં અનેક ધાતુઓ આપે છે, તેથી એમ કલ્પી શકાય કે ભાષાશાસ્ત્રમાં ભાષાકીય સંપર્કદોષ તરીકે જાણીતી ઘટનાનો એને અસંપ્રજ્ઞાતપણે અણસાર હોવો જોઇએ. कुशिक (૨/૨૫) > √क्रुश જેવાં નિર્વચનોમાં યાસ્કે કદાચ પ્રાકૃતીકરણની ઘટનાનો પણ અણસાર મેળવ્યો છે.

भर (૪/૨૪) > √हृ જેવાં નિર્વચનોમાં એણે કરેલી ભૂલ કોઈક પાણિનિ-પંડિત પણ સુધારી શકે એ સાચું, પરંતુ એ સાથે જ તુલનાત્મક ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ પૂર્ણપણે સ્વીકાર્ય બને એવાં નિર્વચનો પણ એણે ઘણાં આપ્યાં છે, એટલું જ નહીં પણ તુલના૦ ભાષા૦ની દૃષ્ટિએ શક્યતયા સ્વીકાર્ય કે સંભવિતપણે સ્વીકાર્ય કે અંશતઃ સ્વીકાર્ય વ્યુત્પત્તિઓ પણ એ સારી એવી આપી શક્યો છે એ ગણનાપાત્ર સિદ્ધિ કહેવાય. ડૉ. વર્મા કહે છે તેમ : "Yāska offers here and there a few derivations which impress us as if proceeding from a modern philologist" (એમનો ગ્રંથ પૃ. ૪). શબ્દોમાં થતા વિકારો અંગે નિરુક્ત ૨/૧ માં એણે કેવળ શક્યતાઓનો નિર્દેશ જ કર્યો છે, એને સિદ્ધાંતો તરીકે રજૂ નથી કર્યા, પણ એમાંના ઘણા નિયમોને આધુનિક પરિભાષામાં સમજાવી શકાય તેવા છે.

તેથી રાજવાડેના વિધાન "The Nirukta...is not a science, but a travesty of science" સાથે કોઈ રીતે સંમત થઈ શકાય તેમ નથી. ભારતીય પરંપરા યાસ્કને આદ્ય વ્યુત્પત્તિકાર માને છે અને એના નિરુક્તને ૭ વેદાંગોમાનું એક ગણાવે છે. સ્કોલ્ડ પણ કહે છે જ: "the Nirukta contains so many good and true etymologies". ડૉ. સરૂપ તો યાસ્કને "the first to claim the scientific foundation, and also the first to formulate the general principles for etymology" એ રીતે ઓળખાવે છે અને ડૉ. વર્માને મતે પણ "these etymologies....though of a primitive character,... were, on the whole, not unscientific".

# પરિશિષ્ટ ૨

## નિરુક્ત (૧, ૨, ૪, ૭) માં વર્ણવાયેલી કથાઓ

## પરિશિષ્ટ ૩

### નિરુક્ત (૧, ૨, ૪, ૭) માં ઉલ્લેખાયેલાં મતો–પ્રમાણો

| | |
|---|---|
| आख्यानसमय: | ७·७ |
| आग्रायण: | १·९ |
| आचार्या: | ७·२२ |
| एके | १·७; ७·१३ |
| ऐतिहासिका: | २·१६ |
| औदुम्बरायण: | १·१ |
| औपमन्यव: | १·१; २·२; २·११ |
| और्णवाभ: | २·२६; ७·१५ |
| कौत्स: | १·१५ |
| गार्ग्य: | १·३, १२ |
| गालव: | ४·३ |
| तैटिकि: | ४·३ |
| नैदाना: | ७·१२ |
| नैरुक्ता: | १·१२; २·८, १४, १६; ४·२४; ७·४, |
| परिव्राजका: | २·८ |
| पूर्वे याज्ञिका: | ७·२३ |
| ब्राह्मणम् | १·१६; ७·१२, १३, १७, २३, २ |
| याज्ञिका: | ७·४ |
| वार्ष्यायणि: | १·२ |
| वैयाकरणा: | १·१२ |
| शाकटायन: | १·३, १२, १३ |
| शाकपूणि: | २·८; ४·३,१५; ७·१४,२३,२ |
| स्थौलाष्ठीवि: | ७·१४ |